॥ सत्य ॥

# कबीर काव्य

## ( प्रथम दर्शन )

કેટલાક હીંદી ગ્રંથો ઉપરથી
વિવેચન સહિત તૈયાર કરનાર,


**પોપટલાલ હંસરાજ શેઠ.**
( જામનગર. )



પ્રકાશક

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર**
ત્રણ દરવાજા—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી ] સને ૧૯૨૬ [ પ્રત ૧૨૦૦





અમદાવાદ:—શાહાપુર નવીપોળમાં પટેલ
ડાહ્યાભાઈ દલપતરામે પોતાના શ્રી
પ્રજાહિતાર્થ મુદ્રાલયમાં છાપ્યું.


કીમત ૧—૧૨—૦

# બે બોલ.

મહાત્મા કબીર સાહેબની સાખીઓ, પદો, ભજનો આદિનો મોટો સંગ્રહ છે. આ મહાત્માની કવિતા માત્ર કબીર પંથીનેજ ઉપયોગી છે એમ નથી પરંતુ તે સકલ જનસમાજને આદરણીય જણાય છે. તેમનું તત્વજ્ઞાન સાર્વજનિક છે. એટલુંજ નહીં પરંતુ તેમની સાખીઓ દરેક શિક્ષિત અને અશિક્ષિત વર્ગ એક સરખી રીતે જાણતો હશેજ. મહાત્માના વચનો ગૂઢાર્થવાળા હોઈ તેનું સહજ સ્પષ્ટિકરણ કરવા આવશ્યક હોતા તેમના સંગ્રહમાંથી માત્ર જુજ સાખીઓ અને પદો એકત્ર કરી, કબીરપંથીઓ તરફથી પ્રકાશિક થએલ ગ્રંથોના આધારે ગુજર્જર ભાષામાં વિવેચન કરવા આ પ્રયાસ છે. કબીરપંથીની માન્યતા મુજબ અને તેમના ગ્રંથોના આધારેજ વિવેચન કરવામાં આવેલ છે છતાં પણ કોઈ સ્થળે કદાચ સમજ ફેરને લઇ વિરૂદ્ધ લખાએલ હોય તો વાચકવૃંદ ક્ષમા કરશે અને તત્સબંધી સૂચના આપશે તો તે ઉપકાર સહિત સ્વીકારી દ્વિતીયાવૃત્તિ વખતે સુધારવા તજવીજ કરીશ.

આ સ્થળે આ વિવેચન લખતા બીજક, કબીર મન્સૂર, બોધસાગર આદિ કેટલાક કબીરપંથી ગ્રંથોનો આશ્રય લેવામાં આવ્યો છે જે બાબત જે તે ગ્રંથોના પ્રકાશકનો આ સ્થળે હું ખરા અંતઃકરણથી આભાર માનું છું કારણ કે તે પુસ્તકોના આધાર વગર હું મહાત્માની પ્રાસાદિક કવિતાઓ એકત્ર કરવા તેમજ વિવેચન કરવા ભાગ્યેજ શક્તિવાન થાત. છેવટે એટલીજ વિનતી છે કે મારૂં રહેવાનું દૂર હોતા પ્રુફો સુધારવા બનતી કાળજી રાખી છે તોપણ ઉપલા કારણને લઇ ભૂલો રહી ગઇ હોય તો તે સબંધી વાચકવૃંદ ક્ષમા કરશે એવી આશા છે.

મારો આ પ્રયાસ જન સમાજને રૂચિકર જણાશે તો આનો દ્વિતીય ભાગ ત્વરીત રજુ કરીશ જેમાં વધારે ગૂઢાર્થવાળાં પદો અને સાખીઓનો સમાવેશ થશે. અસ્તુ.

# મહાત્મા કબીર સાહેબ.

મહાભારતના મહાન સંગ્રામ પછી ભારતવર્ષમાં કળિયુગે પોતાનો પ્રભાવ ક્રમશઃ દાખવવા માંડયો પરિણામે આર્યપ્રજાના પવિત્ર સત્ય ધર્મનો લોપ થવાની શરૂઆત પણ થવા લાગી અને તેના અંગે કેટલાંક પાખંડી અને સાંસારિક વિષયવાંસના યુક્ત પુસ્તકો અને વિવિધ સંપ્રદાયો પ્રકટ થવાં લાગ્યાં. જેઓ જરાક પણ તર્કશક્તિવાળા હતા તેઓ સ્વાર્થવૃત્તિથી થોડા ઘણા શિષ્યોને ઉપદેશ આપી અનુયાયી બનાવી આચાર્યપદ ધારણ કરવા લાગ્યા, એટલુંજ નહીં પણ દેવવાણી સંસ્કૃત ભાષાના અધ્યયનના અભાવે પ્રાકૃત ભાષાને પ્રધાન બનાવી પોતપોતાના ધર્મના સિદ્ધાંતો પણ પ્રાકૃત ભાષામાંજ પ્રદર્શિત કરવા લાગ્યા. યજ્ઞયાગાદિ કાર્ય ક્રમશઃ કમતી થવા લાગ્યાં, બ્રાહ્મણ ક્ષત્રીય, વૈશ્ય અને શૂદ્રો પણ પોતપોતાનાં કર્મથી અને આચાર વિચારથી ભ્રષ્ટ થવા લાગ્યા, દાન ધર્મ ઉપરથી શ્રદ્ધા કમ થવા લાગી અને ટુંકામાં જનસમાજમાં કુચાલ, કુરીતિ અને કુકર્મનો પ્રચાર ક્રમશઃ વધવા લાગ્યો.

જ્યારે પૃથ્વી ઉપર આવું બને છે ત્યારે લોક કલ્યાણાર્થે ઈશ્વર અંશાવતાર ધારણ કરેછે. શ્રીકૃષ્ણ પરમાત્માએ ગીતામાં શ્રીમૂખે આજ્ઞા કરેલ છે કેઃ—,

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानम धर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम्**

**अ. ४. श्लो. ૭**

'હે ભારત જ્યારે જ્યારે ધર્મની પડતી થાય છે અને અધર્મની ચડતી થાય છે ત્યારે ત્યારે હું દેહ ધારણ કરૂં છું.

ઉપરોકત કથનાનુસાર આ ભારતભૂમિ ઉપર સત્ય ધર્મના પ્રચારાર્થે મહાત્મા કબીર સાહેબે જન્મ ધારણ કર્યો.

મહાત્મા કબીર સાહેબના જન્મ સંબંધી ઘણીક આખ્યાયિકાઓ સુપ્રસિદ્ધ છે.

( ૧ ) એક વખત વિષ્ણુ ભગવાન લક્ષ્મીજી સાથે વૈકુંઠમાં બીરાજતા હતા તે વખતે પોતે શ્રીમૂખે પોતાના ભકતના વખાણ કરતા હતા. ભકતોના વખાણ હદ ઉપરાંત વિષ્ણુને કરતા જોઈ લક્ષ્મીજીને ગુસ્સો ચડયો અને કહેવા લાગ્યાં કે શું તમારા તમામ ભકતો સુપાત્રજ હશે ? પ્રત્યુત્તરમાં વીષ્ણુએ હા કહી જણાવ્યું કે જો તમોને પ્રતિતિ ન આવતી હોય તો તમે જાતે તપાસ કરી મારા ભકતો સુપાત્ર નથી એવું સાબીત કરી આપશો તો હું મારો વિચાર ફેરવીશ. આ ઉપરથી લક્ષ્મીજી તરતજ રજા લઈ મૃત્યુ લોકમાં આવ્યાં અને જ્યાં મહાત્મા રામાનંદ સ્વામિ ભકિત કરતા હતા ત્યાં તેમની પડોશમાં તેમણે એક માયાવી બગીચો બનાવ્યો. આ બગીચામાં અનેક જાતના પુષ્પો ખીલેલાં જોઇ રામાનંદ સ્વામિને આવા સુંદર અને સૌગંધિક પુષ્પો પોતાના ઠાકોરજીને માટે લઇ જવાની ઇચ્છા થઇ. તરતજ પોતે

આ બગીચામાં જઇ પુષ્પો એકઠા કરી ઝોળીમાં ભરી બગીચામાંથી બહાર નીકળવા લાગ્યા કે તરતજ લક્ષ્મીજી કે જેમણે માળણનો વેશ ધારણ કર્યો હતો તેમણે કહ્યું કે "મહારાજ, તમારા જેવા સાધુપુરૂષ આમ વગર રજાએ ચોરી કરે એ શું વ્યાજબી કહેવાય ? શું આ સાધુના લક્ષણ છે ?" આવા કઠોર શબ્દ શ્રવણ થતા રામાનંદ સ્વામિએ કહ્યું "માય, આ તો હું મારા ઠાકોરજી માટે પૂષ્પો વીણી લાવેલછું તે જો તમને રૂચતું ન હોય તો તમારાં પૂષ્પો પાછાં લો." આમ કહી રામાનંદ સ્વામિએ પોતાની ઝોળી માળણના ખોળામાં ખાલી કરી. લક્ષ્મીજી રામાનંદ જેવા ભકતની ચોરી પકડી રાજી થતાં થતાં પાછા વીષ્ણુની પાસે વૈકુંઠમાં ગયાં.

લક્ષ્મીજીને ખુશી થતાં થતાં આવતાં જોઇ વિષ્ણુ ભગવાને કહ્યું, "હું ધારૂંછું કે તમો તમારા કામમાં ફતેહ પામ્યાં હશો."

લક્ષ્મીજી—મહારાજ ! મેં આપને પ્રથમથીજ જણાવ્યું નહોતું કે દુનિયામાં દાંભિકો પણ ઘણા હોય છે, આ તમારા મહાન ભકત રામાનંદના દાંભિકપણાનું પરિણામ રજુ કરૂછું.

આમ કહી લક્ષ્મીજીએ પોતાના ખોળામાં જોયું તો પુષ્પને બદલે કમળના પાનમાં એક નહાનું બાળક હતું. આવું જોઇ તેઓ શરમાઈ ગયાં. વિષ્ણુ ભગવાને કહ્યું, "કેમ સતિ, શા માટે શરમાઓ છો ? જોઇએ તમારા ખોળામાં શું છે ?"

લક્ષ્મીજી—મહારાજ આપની માયાનો પાર કોઈ પામી શકે તેમ નથી, મારામાં ભૂલ પડી અને મોહાંધને લઇ હું આ-

પની પરીક્ષા કરવા તત્પર થઈ. મારા કર્ત્તવ્ય તરફ દૃષ્ટિ નહીં રાખતાં મારો અપરાધ ક્ષમા કરશો.

વિષ્ણુભગવાન—સતિ, તેમાં તમારો દોષ નથી. જેઓ મને ખરા અંતઃકરણથી પૂજે છે તેનો હું દાસજ છું અને તેથીજ રામાનંદ સ્વામિ મારો પૂર્ણ ભકત છે એમ તમને પ્રત્યક્ષ પ્રમાણથી મેં સિદ્ધ કરી આપ્યું છે. માટે હવે આ મહા ભકતની પ્રસાદિ જ્યાં હતી ત્યાંજ મૂકી આવો એટલે તે પણ ભવિષ્યમાં મારો ખરો ભકત બની જન સમાજનો ઉદ્ધાર કરે.

લક્ષ્મીજી પુનઃ તેજ સ્થળે જઇ વૃક્ષની ઓથે આ બાળકને મૂકી આવ્યાં. તેમના ગયા પછી નીરૂ નામનો વણકર અને તેની સ્ત્રી નિમાહ આ બે જણા તેજ દિવસ આ તળાવ (લહરતળાવ) પાસે થઇને પસાર થતાં હતાં તે વખતે તેમની દૃષ્ટિ આ બાળક ઉપર પડતા તેમણે તેને ઉચકી ઘરે લાવી પાળીપોષી ~~મોટું~~ કર્યું જે બાળક કબીર નામથી પ્રસિદ્ધ થયું.

( ૨ ) એક ગ્રંથમાં કબીર સાહેબને શુક્રાચાર્યનો અવતાર માનેલ છે. પૃથ્વી ઉપર પાપનો વધારો થાય છે તે વખતે પરમાત્મા પૃથ્વીનો ઉદ્ધાર કરવા પોતાના ભકતોને આજ્ઞા કરે છે કે પ્રત્યેક અવતારમાં તમો જન્મ ધારણ કરી મને મદદનીશ બનો. તદ્દવત્ વાલ્મિકે તુલસીદાસનો, દારૂકે રામદાસનો, ઉદ્ધવે દરજીની જ્ઞાતિમાં નામદેવનો, શુક્રાચાર્યે યવન જાતિમાં કબીરનો, બ્રહ્મદેવે સોપાનનો, શંકરે નિવૃત્તિ નાથનો, આદિમાયાએ મુક્તા બાઇનો અને તેવીજ રીતે પ્રથક પ્રથક ભકતોએ પ્રથક પ્રથક ભકતોના અવતારો ધારણ કરેલ છે. આ ઉપરથી કબીર શુક્રા-

ચાર્યનો અવતાર છે. પરંતુ તેમણે અવતાર ધારણુ કરતાં પહેલા મને ગર્ભવાસ આપશો નહી એવી વિનતિ કરેલ જે ઉપરથી પરમાત્માએ એક છીપમાં શુક્રાચાર્યને બંધ કરીને છીપ ગંગાનદીમાં તરતી મૂકી. એક દિવસ નીરૂ નામનો વણકર સુતર ધોવા ગંગાતટે જતાં તેની દૃષ્ટિ પેલી છીપ ઉપર પડી. છીપ સુંદર લાગતાં તરત ઉપાડી ઉઘાડી જોયું તો તેમાં એક બાળક રમતું નજરે પડયું. આ જોઇ સાનંદાશ્ચર્યે તે તે બાળકને પોતાની સ્ત્રી નીમાહુ પાસે લઇ ગયો. આ પછી તે નીમાના સ્તનમાંથી દૂધની ધારા છૂટી, આથી તે દંપતિને હર્ષ થયો અને બાળકને પાળીપોષી મોટું કર્યું જે બાળક કબીરના નામથી ભારતવર્ષમાં સુવિખ્યાત છે.

( ૩ ) ભકતમાલ આદિ ગ્રંથોમાં કબીર સાહેબની ઉત્પત્તિ આ પ્રકારે બતાવેલ છે. કોઈ વૃદ્ધ અને પવિત્ર કાશીપુરીની વિધવા સ્ત્રી મહાત્મા રામાનંદ સ્વામિની સેવા ખરા અંતઃકરણથી કરતી હતી. આ વૃદ્ધ સ્ત્રીની નિષ્કામ પ્રેમભકિત જોઈ સ્વામિજી તેના ઉપર એક દિવસ પ્રસન્ન થયા અને " **पुत्रवतिभव** " અર્થાત પુત્રવાળી થા એવો આશિર્વાદ આપ્યો. સ્વામિજીનો આશિર્વાદ માથે ચડાવી અત્યંત ગ્લાનિ પામી તે વિધવા સ્ત્રી સ્વામિજીને વિનતિ કરવા લાગી કે " મહારાજ, હું વિધવા છું, વળી વૃધ્ધ છું તો પછી મને પુત્ર પ્રાપ્ત થતા કલંક લાગશે. આથી મારે આખરે આત્મહત્યા કરી મહાન્ ઘાતકી બનવું પડશે. મહારાજ, હવે મારો ઉદ્ધાર શી રીતે થશે. " તે વૃદ્ધ સ્ત્રીની આવી વિનતિ શ્રવણ કરી સ્વામિજીએ કહ્યું, " બેટા, મારૂં

વચન મિથ્યા તો નહીં થાય. પરંતુ તને તેનાથી કલંક લાગશે નહીં, આ પુત્ર મહા તેજસ્વી અને રામભકત થશે. તારી કીર્ત્તિમાં વધારો કરશે અને તું અંતકાળે રામ સ્વરૂપમાં ભળી જઇશ." સ્ત્રી ચાલી ગઇ અને તેને પુત્ર પ્રસવ્યો. વિધવાને પુત્ર થવાથી જન સમાજમાં ચર્ચા થશે અને મહાન કલંક લાગશે, એવી ભીતિથી સ્વામિજીના વચન ઉપરથી વિશ્વાસ ઉઠી જતા તે સ્ત્રી તે પુત્રને કમળના પાનમાં વિંટાળી જંગલમાં મૂકી આવી જે બાળક નીમાહુ નામની સાળવીની સ્ત્રીએ માટી ખોદતાં હાથ આવતા ઉછેરી મોટું કર્યું જે ભવિષ્યમાં કબીરના નામથી પ્રસિદ્ધ થયું.

ઉપર બતાવેલ ત્રણ દંતકથાઓ જેવીજ કબીર સાહેબની ઉત્પત્તિ સબંધી કેટલીક કાલ્પનિક કથાઓ પણ શ્રવણ થાય છે. કીંતુ પ્રથમ બતાવેલ કથાનુસાર કબીરપંથી મહાત્મા કબીરની ઉત્પત્તિ માન્ય કરે છે. મહાત્માઓના સત્ય જન્મવૃત્તાંતો અંધારામાંજ રહે છે. તેજ પ્રમાણે કબીર સાહેબનું ખરૂં જન્મવૃત્તાંત મળવું દુર્લભ છે. ગમે તેમ હો પરંતુ એટલું તો ચોકસજ છે કે મહાત્મા કબીર સાહેબનો જન્મ જનસમાજના ઉદ્ધારાર્થેજ થયો છે એમ કહેવું અતિશયોકિતયુકત નહીંજ ગણાય. અમો આ સ્થળે આ સબંધી વધારે સ્પષ્ટિકરણમાં નહીં ઉતરતા સાધુપુરૂષોના સબંધમાં મહાત્મા કબીર સાહેબનીજ એક સાખી ટાંકીએ છીએ:—

"જાતિ ન પૂછો સાધુકી, જો પૂછો તો જ્ઞાન;
મોલ કરો તરવારકા, પરા રહન દો મ્યાન."

આ કથનાનુસાર આપણે કબીરની ઉત્પત્તિ કે જાતિ તરફ લક્ષ નહીં રાખતા તેમના જ્ઞાન તરફ દૃષ્ટિ રાખી તેમના ગુણ ગ્રહણ કરવા તરફ લક્ષ આપીશું તો વધારે વ્યાજબી ગણી શકાશે.

જો કે મહાત્મા કબીર સાહેબનું જીવનચરિત્ર આ સ્થળે અમે સંપૂર્ણ આપતા નથી પરંતુ તેમના જન્મ ચરિત્રની માત્ર આ રૂપરેખા હોવાથી હવે તેમના જન્મપાછીથી કેટલીક જાણવા યોગ્ય હકીકત બનેલી છે તેનો સહજ ઉલ્લેખ હવે પછી આળેખીએ છઇએ.

જોકે મહાત્મા કબીર સાહેબ મુસલમાન સાળવીના ઘરમાં ઉછરેલ હતા તોપણ તેમનું રટણ રામનામનુંજ હતું. તેઓ રામના ઉપાસક તરીકે જણાયેલા છે. મહાત્મા કબીરના જીવનચરિત્રના સબંધમાં પણ અન્ય ભકતોના જન્મચરિત્રમાં જેમ પાછળથી મહત્તા મૂકવામાં આવે છે તદનુસાર આપણને દૃશ્ય થાય છે. તે તરફ આપણે ધ્યાન નહીં રાખતા આખા જન્મવૃત્તાંતમાંથી સાર ગ્રહણ કરવો આવશ્યક છે. કારણકે સાધુ જીવન એ તટસ્થ જીવન છે. રાગદ્વેશાનો ત્યાગ, મોહનો પરાજય અને મનોનિગ્રહમાં તલ્લિનતા એજ સાધુ જીવન છે. આ મહાન ગુણોની પ્રભા એટલી બધી નિર્મળ અને અસરકારક છે કે તેના તેજથી અનેક ઉપકારો સહજં બની આવે છે અને તેથી અનેક આત્માનો ઉદ્ધાર પણ થાય છે. સાધુને અંગે ઉપલા કથનાનુસાર વર્તન હોવું જોઈએ અને તદવત મહાત્મા કબીર સાહેબમાં હતું એમ સર્વ કોઈ માન્ય કરશે. આવા ગુણો મહાત્મા કબીર સાહેબમાં કેટલે અંશે સમાએલા છે તે જાણવાનું ખરૂં સાધન તો

તેમનાં કાવ્યજ છે તોપણ વિશેષ દૃઢિભુત થવા તેમના અંગે તેમના શિષ્યો તરફથી વારંવાર કથાતી કથાઓમાંથી પણ આપણને ઘણુંજ જાણવાનું મળી આવે તેમ છે જેથી આપણે હવે તેમના શિષ્યોના કથન તરફ વળીશું. તેઓ કબીર સાહેબના જીવન ચરિત્ર સબંધી જે કાંઈ ઉલ્લેખ આપે છે તેનો સાર નીચે મુજબ છે.

## બાળલીલા.

મહાત્મા કબીર સાહેબ રમવા લાયક ઉમરે પહોંચ્યા ત્યારે તેઓ પોતાના સાથે રમનારાઓ સાથે બ્રહ્મજ્ઞાન સબંધી વાતો કર્યા કરતા હતા. અજ્ઞાન બાળકો તેમનું કહેવું સમજતા નહીં હતા તોપણ તેઓ વારંવાર સમજાવવા પ્રયાસ કરતા. કેટલાક સમય પ્રછી તેઓ સાધુઓ સાથે પણ જ્ઞાનગોષ્ટિ કરવા લાગ્યા. બાળવયમાંજ ઉત્તમ પ્રતિનું જ્ઞાન બાળકમાં જોઈ સાધુઓ પણ ચકીત થતા. બાળલીલાના વખતમાં કેટલાક ચમત્કારો પણ દૃશ્ય થયા છે. એક વખત એક વૃદ્ધ સ્ત્રી રોગગ્રસ્ત હોનાં હેરાન હતી તેને જોઇ કબીર સાહેબને અંતઃકરણથી દયા આવતાં તેના શિરપર જમીન ઉપરથી ધુળ ઉપાડી છાંટી જેના પ્રતાપે તે વૃદ્ધ સ્ત્રી તંદુરસ્ત થઇ ગઇ.

એક વખત એક કસાઇ એક ગાયને વધ કરવા લઈ જતો હતો આ વાતની કબીર સાહેબને ખબર પડતાં તે તેમની પાસે ગયા. પરંતુ તેમના ગયા પહેલાં તો કસાઈએ પોતાનું કાર્ય સમાપ્ત કર્યું હતું. આ ઉપરથી કબીર સાહેબે તે કસાઇને ઉપ-

દેશં આપ્યો. કબીર સાહેબના ઉપદેશથી કસાઇ લજ્જિત થયો. અને કબીર સાહેબ ગાયને સજીવન કરી અંતર્ધાન થઈ ગયા.

જ્યારે કબીર સાહેબ નહાના નહાના બાળક સાથે રમતા હતા ત્યારે તેઓ "રામ, રામ, ગોવીંદ, ગોવીંદ હરિ, હરિ" કહેતા હતા. કબીર સાહેબ સાળવી હોવા છતાં રામ રામ કહે તે મુસલમાન લોકોને રૂચતું નહીં. તેઓ વારંવાર કહેતા કે આ સાળવીનો છોકરો 'કટ્ટો કાફિર' નીવડશે. આ ઉપરથી કબીર સાહેબ કહેતા કે કાફિર તેજ કે જે અન્યનો માલ લૂટી લે, કાફિર તેજ કે જે કપટી વેશ ધારણ કરી સંસારને ઠગે, કાફિર તેજ કે જે-નિર્દોશ પ્રાણીઓનો નાશ કરે, કાફિર તેજ કે જે મંદિરાપાન કરે અને કાફિર તેજ કે જે દુરાચાર અને અત્યાચારમાં પ્રવર્તે. મને તમે શા ઉપરથી કાફિર કહો છો? મારામાં એવું કયું દુષણ કાફિરને લાયક તમોએ જોયું? આ ઉપર તેમણે એક સાખી કહી છે કેઃ—

"ગલા કાટકર બિસમિલ કરેં, તે કાફિર બે બૂઝ,
ઔરનકો કાફિર કહે, અપનો કુફ્ર ન સૂઝ."

એક વખતે મહાત્મા કબીર સાહેબે ગળામાં જનોઈ પહેરી કપાળમાં તિલક લગાવ્યું. કબીર સાહેબના ગળામાં યજ્ઞોપવિત જોઈ બ્રાહ્મણો કહેવા લાગ્યા કે આ તારો ધર્મ નથી તેં વૈષ્ણવ વેશ શામાટે ધારણ કર્યો? તું રામરામ, ગોવીંદ, ગોવીંદ, નારાયણ, નારાયણ આદિ ઉચ્ચાર કરે છે એ કાંઇ તારો ધર્મ નથી. કબીર સાહેબે પ્રત્યુત્તર આપ્યો કે મહારાજ,

આપનુ કહેવું ઠીક છે હું તો દોરા વણું છું પરંતુ તમારી જનોઇ શાની બની છે? વળી ગોવીંદ યા રામ એતો મારા હૃદયમાંજ છે પરંતુ તમે તો જ્ઞાની છતાં ગીતાનો પાઠ કરો છો અને સાંસારિક ધનનિમિત્તે સદૈવ દ્રવ્યવાન ગ્રહસ્થોના દ્વારે દ્વારે ભટકો છો. હું તો ગોવિંદ સિવાય અન્યને જાણુતો નથી. આથી બ્રાહ્મણો નિરૂત્તર બન્યા. કબીર સાહેબના આવા પ્રત્યુત્તરોથી હીંદુ તેમજ મુસલમાન તમામ વિરૂદ્ધ થવા લાગ્યા જેમાં મુખ્ય ભાગ ભિક્ષાવૃત્તિથીજ આજીવિકા ચલાવનારાઓનો હતો. આથી કેટલાક સાધુઓ એકત્ર થઇ કબીર સાહેબને કહેવા લાગ્યા કે, કબીરજી, આપ તો મહાત્મા થઇ ખરા સાધુ થયા છો પરંતુ આપના ગુરૂ કોણ છે? આથી કબીર સાહેબ નિરૂત્તર બન્યા અને સાધુઓ પોતે ફાવ્યા છે એમ ધારી હમેશા કબીર સાહેબને પજવવા લાગ્યા કે ગુરૂવગર જ્ઞાન નથી. જેણે ગુરૂ નથી તેની પાસેથી કાંઇ પણ શ્રવણ કરવું એ પાપ છે એમ શાસ્ત્ર આજ્ઞા છે, ગુરૂ વગર મોક્ષ નથી, અને આથીજ તમારૂં જ્ઞાન વ્યર્થ છે. સાધુ લોકોના વારંવાર થતા આવા કટાક્ષથી કબીરજીએ રામાનંદ સ્વામિને ગુરૂ કરવા સંકલ્પ કર્યો. આથી પોતે રામાનંદ સ્વામિ પાસે જઇ પોતાને શિષ્ય કરવા વિનંતિ કરી. પરંતુ સ્વામિજીએ કહ્યું કે હું શુદ્ર ને ગુરૂમંત્ર આપી શકતો નથી. આથી કબીર સાહેબ તરત પાછા ફર્યા. રામાનંદ સ્વામિને એવો નિયમ હતો કે હમેશા પ્રાતઃકાળમાં ચારવાગે ગંગાતટ ઉપર જઇ સ્નાન કરવું. એક દિવસ નિયમ મુજબ સ્વામિજી ગંગાસ્નાનના માટે જતા હતા તે વખતે કબીરજી તેમના રસ્તામાં આડા પડયા. અંધારાના લી-



સ્વામીજીએ કહ્યું કે "બચ્ચા રો મત, રામ રામ કહો."

ધે સ્વામીજી કબીરજીને જોઇ શકયા નહીં જેથી તેની ચાખડીની ઠોકર કબીરજીના મસ્તક ઉપર લાગી. આથી કબીર સાહેબ રોવા લાગ્યા એટલે સ્વામીજીએ ઉભા રહી તેના મસ્તક ઉપર હાથ મૂકી તેનું આશ્વાસન કરવા લાગ્યા અને કહ્યુ કે "બચ્ચા, રો મત રામ રામ કહો." કબીર સાહેબ ચુપ રહી કહેવા લાગ્યા, "ગુરૂજી રામરામ કહું" સ્વામિજીએ કહ્યું "હા." તે સમયથીજ કબીર સાહેબે રામરામ કરવા માંડયુ અને સ્વામિજીને ગુરૂ કર્યા. ઘરે જઇ ગળામાં તુલસીની માળા ધારણ કરી હાથમાં તુલસીની માળા લઇ લલાટ ઉપર વૈષ્ણવનું તીલક તાણી વૈષ્ણવનું ખરૂં સ્વરૂપ ધારણ કર્યું અને રામનામની ધુન મચાવા માંડી. કબીરજીને વૈષ્ણવના રૂપમાં જોઇ સાધુ સન્યાસી વારંવાર પ્રશ્ન કરવા લાગ્યા કે કબીરજી, તમે આવો વેશ શાથી ધારણ કર્યો છે? કબીરજી પ્રત્યુત્તર દેતા કે મેં રામાનંદ સ્વામિને મારા ગુરૂ કર્યા છે જેથી હું હવે વૈષ્ણવ થયો છું. રામાનંદ જેવા પવિત્ર સાધુએ સાળવીના છોકરાને ગુરૂમંત્ર આપ્યો એમ જાણી તમામ સાધુ સન્યાસી એકદમ ગુસ્સે થયા અને એકત્ર થઇ સ્વામિજીએ હિંદુ ધર્મની મર્યાદા તોડયા બદલ ઠપકો આપવા ગયા. સ્વામિજીએ કબીરને બોલાવી કહ્યું "મેં તને ગુરૂમંત્ર આપ્યો છે?"

"હા, મહારાજ."

"કયારે?"

"ગુરૂ મહારાજ આપ ગંગાસ્નાન કરવા જતી વખતે કોઇ બાળકને રામરામ કહેવા કહેલ?"

"હા, પણ તેને મારી ચાખડીની ઠોકર લાગતા તે રડતો હતો તેથી મેં રામરામ કરવા કહ્યું હતું."

"તો પછી મહારાજ તેજ આ સેવક હતો અને તેજ મંત્ર ગ્રહણ કરી મેં આપને ગુરૂ કર્યા છે."

"મૂર્ખ, એમ કાંઇ ગુરૂ શિષ્યનો સબંધ જોડાય?"

"મહારાજ, ક્ષમા કરો, વેદશાસ્ત્રમાં પણ રામનામના મંત્રથી વિશેષ મહાન મંત્ર અન્ય કોઇ છે?"

"ના, તેજ છે તેનાથી મહાન્‌મંત્ર અન્ય કોઈ નથી."

"તો મહારાજ, આપે મારા મસ્તક ઉપર હાથ મૂકી રામ-રામ કહેવા આજ્ઞા આપી તો પછી તે ગુરૂમંત્ર નહીં તો અન્ય શું? આપ અન્ય કયો ગુરૂમંત્ર આપો તેમ છો?"

કબીર સાહેબના ઉપલા કથનથી રામાનંદ અત્યંત પ્રસન્ન થયા અને તેને જાહેર રીતે પોતાના શિષ્ય તરીકે અંગીકાર કરી તેની વિદ્વતા જોઈ અગ્રપદ આપ્યું. કબીર સાહેબ પોતાની વિ-દ્વતાના બળે સ્વામિજીના ચૌદસો ચોરાસી શિષ્યોમાં પ્રધાન ગણાયા. પોતે માનસિક રીતે યથાવિધિ ભગવાનની મૂર્ત્તિની કલ્પના કરી સર્વ શૃંગાર ધારણ કરાવતા હતા. રામાનંદ સ્વામિ સાથેના કબીરજીના પરિચય સબંધી અનેક દૃષ્ટાંતો લખાએલ છે પરંતુ આ સ્થળે માત્ર એકજ દૃષ્ટાંત આપી. કબીર સાહેબની ભક્તિ કેવી દૃઢ અને શુદ્ધ અંતઃકરણની હતી તે બ-તાવીશું. એક દિવસ મહાન ઉત્સવના વખતે સ્વામિજી ઠાકોરજી-ને શૃંગાર ધારણ કરાવતા હતા. તે દિવસે ખાસ હીરાજડિત

મોટો મુગટ ધારણ કરાવ્યો પરંતુ તે પહેલાં માળા પહેરાવતા સ્વામિજી વીસરી ગયા. હવે માળા નહાની હોવાથી મુગટ ઉપરથી ઉતરે તેમ નહોતી જો મુગટ ઉતારે તો પુનઃ ઠાકોરજીને સ્નાન કરાવી શૃંગાર કરાવવો પડે જેને લઇ ઘણો વખત વ્યતીત થાય. બહાર દર્શન નિમિત્તે લોકોની ભીડ વધવા લાગી. સ્વામિજી ગુંચાયા અને જેમ જેમ વખત વ્યતીત થવા લાગ્યો, તેમ તેમ લોકો અધીરા થવા લાગ્યા. આ વખતે કબીર સાહેબ દ્વાર ઉપર બેઠા હતા. સ્વામિજી ગુંચાયા છે એવું તેમના સમજવામાં આવતા તેમણે કહ્યું કે, "ગુરૂ મહારાજ, ગાંઠ છોડી માળા ધારણ કરાવો કે મુગુટ ઉતારવા જરૂર ન રહે." કબીરજીના આવા શબ્દો શ્રવણ કરી સ્વામિજીએ તરતજ માળા ધરાવી. પરંતુ આ વખતથીજ સ્વામિજીને કબીર સાહેબ માટે ઘણોજ ઉચ્ચ અભિપ્રાય બંધાયો.

---

## ગોરખને જીતવા.

આ અરસામાં ગુરૂ ગોરખનાથ નામના યોગી મહાન બળિષ્ઠ હતા અને રામાનંદ સ્વામિની સાથે પ્રાયઃ વારંવાર વાદવિવાદ કરતા હતા. એક દિવસ ગુરૂ ગોરખનાથ અને કબીરજી સામસામા મળી ગયા. ઉભય વચ્ચે મહાન સંવાદ થયો. અને અનેક જાતના કૌતકો દેખાડવા લાગ્યા. આ સબંધી ઘણીજ દંતકથાયો લોકોમાં સુપ્રસિધ્ધ છે પરિણામે એ ગુરૂ ગોરખનાથ પરાસ્ત થયા.

---

# સિકંદર લોદીનું કાશીમાં આવવું
# અને
# કબીર સાહેબની કસોટી કરવી.

આ વખતે દીલ્હીમાં સિકંદર લોદી બાદશાહ હતો. સંવત ૧૯૪૫ વિ.માં બહલોલ લોદીનો પુત્ર સિકંદર લોદી કબીર સાહેબની ખ્યાતિ સાંભળી તેની પરીક્ષા કરવા કાશીમાં આવ્યો. સ્વામિ રામાનંદજીના મંદીરમાં જઈ સ્વામિજીના દર્શન કરવા ઇચ્છા કરી પરંતુ સ્વામિજીએ મ્લેચ્છનું મ્હોડું નહીં જોવા જણાવ્યું. આથી લોદીએ ગુસ્સે થઈ સ્વામિજીનું મસ્તક તરવારના એકજ ઘાથી ધડથી જુદું કર્યું. બાદશાહના આવા જુલમથી હીંદુ લોકોમાં હાહાકાર થઇ રહ્યો. પરંતુ કાજી મુલ્લા આદિ મુસલમાન ધર્મગુરૂઓ તથા પાખંડી બ્રાહ્મણો અને સાધુઓ રાજી થયા અને કબીર સાહેબનું નિકંદન કહાડવાનો સુઅવસર પ્રાપ્ત થયો છે એમ ગણી તેમણે બાદશાહને અરજ કરીકે સ્વામિજીના મુખ્ય શિષ્ય કબીરજી ઇશ્વરનો અવતાર ગણાય છે તો તેઓને બોલાવી તેમના ગુરૂને સજીવન કરવા હુકમ કરો. આમ કહેવાનું તાત્પર્ય એવું હતું કે કબીરજી પોતાના ગુરૂના ઘાતક સામે આવશે એટલે તે ક્રોધિત થશે અને બાદશા સન્મુખ અયોગ્ય શબ્દ ઉચ્ચારશે જેના પરિણામે તેમની ગતિ પણ તેમના ગુરૂજીના જેવીજ થશે. બાદશાહે તરતજ કબીર સાહેબને બોલાવ્યા કબીર સાહેબે બાદશાહની સામે આવી શાંત મને બોલાવવાનું કારણ પૂછ્યું. બાદશાહે કહ્યું કે લોકો કહે છે કે ક-

પીરજી જંત્ર મંત્ર જાણે છે અને પોતાની વિદ્યાથી મરેલા સજીવન કરે છે. આમ જાણી હું તમારૂં સામર્થ્ય જોવા આવેલ છું. કબીર સાહેબે કહ્યું કે, જહાંપનાહ, હું રામના નામ સિવાય અન્ય કાંઈ જાણતો નથી. આ દરમ્યાન બ્રાહ્મણોએ ઉશ્કેરી મૂકેલા સ્વામિ રામાનંદજીના શિષ્યો આવી પહોંચ્યા અને કબીર સાહેબને પોતાના ગુરૂના ઘાતક સાથે શાંત ચિત્તે પ્રસન્ન મુદ્રાએ વાતચિત કરતા જોઇ તેમના પ્રતિ ગુસ્સે થવા લાગ્યા અને કબીર સાહેબને કેટલાંક અઘટિત શબ્દો કહેવા માંડયા. પરંતુ મહાત્મા કબીર સાહેબ સહજ પણ ગુસ્સે ન થતા કહેવા લાગ્યા કે, "ભાઇઓ, તમારા લોકોની શ્રદ્ધા અને વિશ્વાસની શું અહિંજ સમાપ્તિ થઇ છે કે ? શું ગુરૂજીએ આપણને આવોજ ઉપદેશ આપ્યો છે કે ? અને તેમના ઉપદેશનું આજ પરિણામ છે કે ? ગુરૂજીને મૃતક સંમજનારા તમો સાધુ પુરૂષોની બુદ્ધિની સ્થૂલ દેહ સુધીમાંજ સમાપ્તી થઇ જણાય છે.ભવિષ્યમાં તમારા અનુયાયી સ્થૂલ દેહનીજ પૂજામાં પોતાનું જીવન વ્યતીત કરશે. તેમને સત્ય પદની પ્રાપ્તિ કદાપિ પણ થશે નહીં. પરંતુ તે પદનો ત્યાગ કરી સદ્‌ગુરૂના શરણને પ્રાપ્ત થશે ત્યારેજ સત્ય પદને પ્રાપ્ત થશે. તમારો સબંધ ગુરૂજીના સ્થૂલ દેહ સાથેજ હોય તો ચાલો હું તમોને સ્વામિજીનો સ્થૂલદેહ બતાવું." આમ કહી કબીરજી સ્વામિજીનો શિષ્ય વર્ગ અને પાદશાહ પણ ચાલ્યા. મૃતકદેહ પાસે જતા તેમની એક બાજુમાંથી દૂધની ધારા અને બીજી બાજુમાંથી રક્તની ધારા વહેતી હતી. આવું આશ્ચર્ય જોઇ સીકંદરશાહે પૂછ્યું કે:—

પય ઔ રૂધિર ચલ્યો ગુરૂ અંગા, શાહ કહૈં યહ કૌન પ્રસંગા.

કબીરઃ—

જેહિ તન માન્યો શબ્દ હમારા, તેહિતે ચલે દૂધકી ધારા;
કીન્હ કાલહૂ કેર બિચારા, આધાઅંગ રૂધિર અનુસારા.
અગલે જન્મ મુકિત જો હોઈ, અંદુરી જીવ કહાવૈ સોઈ.

( જ્ઞાનસાગર ).

આટલું કહી કબીર સાહેબે ગુરૂના તમામ અંગ સરખા કરીને ઉપર એક સફેદ ચાદર ઓઢાડી કહ્યું, "ગુરૂ મહારાજ, સંધ્યાનો સમય થયો છે, રામરામ કહેવાનો વખત વ્યતીત થતો જાય છે અને તમામ શિષ્યવર્ગ દર્શન કરવા ઉત્સુક છે તો તેમને કૃપા કરી દર્શન આપો."

કબીર સાહેબના આવાં વચનોથી સ્વામિજી તરતજ રામ-રામ કરતા બેઠા થયા.

આ ચમત્કાર જોઈ તમામ દીંગ થઈ ગયા અને બાદશાહે સિંહાસન મંગાવી કબીર સાહેબની પૂજા કરવા દર્શાવ્યું. કબીર સાહેબે કહ્યું કે જે કાંઇ છે તે ગુરૂ પ્રતાપે છે માટે ગુરૂની સેવા કરો. કબીર સાહેબની આવી ગુરૂભક્તિ, આધિનતા, નમ્રતા અને નિરાભિમાનપણું જોઇ તમામ આનંદાશ્ચર્યમાં ગરકાવ થયા અને પ્રથમ સ્વામિજીની પૂજા કરી પછી કબીરજીની પૂજા બાદ-શાહે કરી. આ વખતથી સ્વામિ રામાનંદજીએ ભિન્નભાવ કહાડી તમામને પોતાની સન્મુખ આવવા આજ્ઞા આપી એમ કહેવાય

છે અને ત્યારથીજ નીચેની કહેવત પ્રચલિત થઈ હોય એમ જણાય છે. કહ્યું છે કે:—

હરિકો ભજે સો હરિકા હોય, જાતિ પાંતિ પૂછે નહિ કોય.

---

## ગાયના મૃતકદેહને સજીવન કર્યો.

એક વખત બાદશાહે મહાત્મા કબીર સાહેબની પરીક્ષા લેવા એક મૃતક ગાયને લાવી સામે ઉભી રાખી અને તેને જીવતી કરવા વિનતિ કરી આ ઉપરથી કબીર સાહેબે એક ચુટકી બજાવી એટલે ગાય બેઠી થઈ. આ સંબંધી મહાત્મા ગરીબદાસે કહેલ છે:—

ચુટકી તારી થાપ દે, ગઉ જીલાઈ બેગ;
ગરીબદાસ દૂહન લગે, દૂધ ભરી હૈ દેગ,

---

## શેખતકીનો ક્રોધ અને કબીર કસોટી.

શેખતકી એ બાદશાહના પીર હતા. તેમણે આ કૌતુક દેખી ઈર્ષ્યાનાઅંગે કબીરજીનું કાટલું કરવા નિશ્ચય કર્યો. એક દિવસ યોગ્ય વખત સાધી બાદશાહને જણાવ્યું કે તમે કબીરને મારી નંખાવો નહીંતો હું તમને શ્રાપ આપીશ. બાદશાહે કહ્યું કે સાંઇબાવા, તમો મારા પીર છો અને તમે મને ઉપદેશ આપેલ છે કે ફકીર પીર એ ખુદાજ છે તો પછી તમો કબીરને મરાવા શામાટે આગ્રહ કરો છો ? તેતો તમારા વિરૂદ્ધ એક પણ શબ્દ બોલતો નથી.

શેખતકીએ જણાવ્યું કે તે કાંઈ જાણવું તારે જરૂરનું નથ, તારે તો માત્ર મારો હુકમ સાંભળવો જોઇએ.

આ ઉપરથી બાદશાહ મૌન રહ્યા. તરતજ શેખતકીએ એક લોઢાની મજબુત પેટી મંગાવી તેમાં કબીર સાહેબને બોલાવી પૂરી દઇ ઉપર મજબુત તાળું માર્યું. અને પેટીને ઉપડાવી મછવા ઉપર ચડાવી ગંગાજીના વહેનના મધ્ય ભાગમાં નંખાવી દીધી; પેટી તરતજ પાણીને તળીએ બેઠી. પરંતુ કબીર સાહેબતો જળ ઉપર આસન લગાવી રામ ભજન કરતા તમામના જોવામાં આવ્યા. આવું કૌતક જોઇ બાદશાહે કહ્યું, પીર સાહેબ, આપે તો કબીરજીને પાણીમાં ડુબાડયા પણ કબીર સાહેબતો આ પાણી ઉપર દૃશ્ય થાય છે.

શેખતકીએ કહ્યું, હજુર, તે વાત પ્રત્યક્ષ જણાય છે કારણ કે કબીરતો પેટીમાંથી તેના જાદુના જોરે બહાર આવેલ છે પરંતુ જો હું તેને અગ્નિમાં બાળી નાંખુ અને તેમાંથી બચે તો તેને હું ખુદાનો અંશ સમજું.

---

## કબીર સાહેબનો અગ્નિમાં પ્રવેશ.

તરતજ કાષ્ટના મોટા મોટા કડકાઓ લાવી સળગાવવામાં આવ્યા અને જ્યારે અગ્નિ પૂર્ણ પ્રજ્વલિત થયો તે વખતે કબીરજીને પ્રવેશ કરવા કહેવામાં આવ્યું. તરતજ કબીર સાહેબે રામનું ભજન કરતાં પ્રજ્વલિત અગ્નિમાં પ્રવેશ કર્યો. આ વખતે અગ્નિ તેમને તદન શિતળ જણાયો.

---



"પીર સાહેબ! આપે તો કબીરજીને પાણીમાં ડુબાડ્યા પણ
કબીર સાહેબ તો આ પાણી ઉપર દૃશ્ય થાય છે."

Bombay Art Printing Works, Fort.

## તરવારથી મારવાનો પ્રયત્ન..

પીર સાહેબ આથી સંતુષ્ઠ ન થયા પુન: વિશેષ ક્રોધિત થયા અને તરતજ હાથમાં ખુલ્લી તરવાર લઇ કબીરજી તરફ ધસી તેને મારવા લાગ્યા. તરવાર કબીરજીના શરીર સોંસરી જવા લાગી પરંતુ તેતો હવામાંજ ફરતી હોય તેમ લાગવા માંડી અને કબીર સાહેબતો શુધ્ધ અંત:કરણથી રામનું ભજનજ કર્યા કરતા હતા. આખરે પીર સાહેબ થાકી ગયા અને તરવાર હાથમાંથી એક બાજુ મૂકી દીધી.

શેખતકીએ બીજી કેટલીક પરીક્ષાઓ કરી હતી એમ કહેવાય છે જેમાં મુખ્યત્વે કરી કબીરજીને એક વાસણમાં ભરી તે વાસણ ચુલા ઉપર મૂકયું, તોપને મ્હોડે બાંધી તોપ ફોડી, હાથીને મસ્ત બનાવી તેમના ઉપર છોડયો અને છેવટે કુવામાં પણ ફેંકાવ્યા. પરંતુ આ તમામ કસોટીમાં કબીર સાહેબ અડગજ રહી રામનું ભજન ખરા દીલથીજ કર્યે જતા હતા. અર્થાત કબીર સાહેબને સહજ પણ ઇજા ન થઇ.

---

## કમાલનું પ્રાગટ્ય.

કબીર સાહેબની આવી કસોટી લીધા બાદ બાદશાહને તેના પ્રત્યે ભક્તિભાવ થયો. એક દિવસ બાદશાહ કબીર સાહેબને સાથે પ્રયાગરાજ તરફ ગયા. ત્યાં ગંગાતટ ઉપર બેઠા હતા. તે વખતે પાણીના પૂરમાં એક બાળકની લાશ તણાતી જણાઇ. બાદશાહે આ મુડદાને જીવતું કરવા ખાસ હઠ કરી અને આખરે

કબીર સાહેબે લાચાર થઈ કહ્યું, "મુર્દે ! ઉઠ કુદરત કે કમા-લસે." મુડદું તરતજ સજીવન થઈ બેઠું થયું. આ જોઇ બાદ-શાહે કહ્યું, કબીર સાહેબ, તુમને બડા કમાલ કિયા. કબીર સાહેબે કહ્યું ઠીક છે. આ બાળકનું નામ પણ કમાલ પડશે. તે જગતમાં મારા પુત્રના નામે ઓળખાશે. તે દિવસથી કમાલની ઉત્પત્તિ થઇ અને તે કબીરપુત્ર કમાલ કહેવાય છે.

આવી આવી રીતે કબીર સાહેબની પરીક્ષા બાદશાહે બાવન વખત લીધી કહેવાય છે અને તે તમામમાં મહાત્મા કબીર રામભજન કરતાજ જણાયા છે.

---

## કબીર સાહેબના ભંડારાનું વૃત્તાંત.

મહાત્મા કબીર સાહેબની કીર્તિ દિનપ્રતિદિન વૃધ્ધિગત થવા લાગી. આથી તેમના વિરૂદ્ધ પક્ષના લોકો ઈર્ષ્યાથી બળવા લાગ્યા અને કોઇ પણ પ્રકારે કબીર સાહેબની પ્રતિષ્ઠા હીન થાય તેવી યુક્તિ યોજવા લાગ્યા. કેટલાક દ્વેષી બ્રાહ્મણોએ એકત્ર થઇ એવી યુક્તિ રચી કે આપણે દેશ દેશાંતર માણસો મોકલી એવું જાહેર કરવું કે અમુક દિવસે કબીર સાહેબ ભંડારો કરે છે. અને તેની ખબર કબીર સાહેબને પડવા દેવી નહીં. આમ નિ-શ્ચય કરી કેટલાક બ્રાહ્મણોએ વૈષ્ણવ સાધુનો વેશ ધારણ કરી ઘણે દૂર દૂર જઇ મુકરર તિથિએ કબીર સાહેબને ત્યાં ભંડારો છે એવું કહી ફરવા માંડયું. મુકરર તિથિએ સંત, સાધુઓ અને મહંતો આદિ કબીર સાહેબના ઘર પાસે આવી એકત્ર થવા



બાદશાહે કહ્યું, “કબીર સાહેબ, તુમને બડા કમાલ કિયા.”

લાગ્યાં. કબીર સાહેબે બ્રહ્માણોનું આ કર્તવ્ય છે. એમ સહજ જાણી લીધું અને તરતજ પોતે હાથમાં તંબુર લઈ વનનો માર્ગ ગ્રહણ કર્યો. ભોજનનો વખત નજદિક આવવા લાગ્યો. સંતપુરૂષોની ભીડ કબીર સાહેબની પર્ણકૂટીના ફરતી વધવા લાગી. પરંતુ કબીર સાહેબનો પતો મળ્યો નહી. લોકો જેમ ફાવે તેમ બોલવા લાગ્યા અને દ્વેષીઓ રાજી થવા લાગ્યા. એટલામાં ભોજનનો સમય થતાજ કેશવ નામનો કોઈ વણજારો ખાવાની જણસોની પોઠ ભરી આવ્યો અને ભંડારાની શરૂઆત કરી. કોઇને ખબર ન પડી કે તે કોણ છે. આવી રીતે બરોબર પંદર દિવસ સુધી ભંડારાનું કાર્ય ચાલુ રહ્યું. છેવટે આગેવાન પુરૂષોને ( સાધુઓને ) નિયમ મુજબ ભેટ વસ્ત્રાદિ પણ આપવાની શરૂઆત થઈ. સર્વ કોઈ કબીર સાહેબને ધન્યવાદ આપવા લાગ્યા.

---

## સમન ભકતની કથા.

એક વખત સાયંકાળે કેટલાક સાધુપુરૂષોને લઇ કબીર સાહેબ સમન ભકતને ઘેર ગયા. આ સમન ભકતની સ્ત્રીનું નામ નેકી અને પુત્રનું નામ શિવ હતું. કબીર સાહેબનું આવાગમન જોઇ સમન ભકતના કુટુંબમાં અત્યાનંદ થયો.પરંતુ તેમની સેવા અર્થે ભોજન સામગ્રી ઘરમાં નહોતી તેમજ સમન ભકતને કોઈ ઉધાર આપે તેમ નહોતું. આથી તે પિતાપુત્ર ઉભય એક શાહુકારની દુકાનમાં ચોરી કરવા ગયા. શિવ દુકાનમાં દાખલ થયો અને ખાવાની જોઇતી વસ્તુ ઉપાડી તેણે પોતાના પિતાને આપી અને

બહાર નીકળવા લાગ્યો કે તરતજ દુકાનનો માલેકે જાગૃત થઈ તેના પગ પકડી લીધા. આથી શિવે સમન ભકતને કહ્યું કે હું તો પકડાઈ ગયો છું. માટે મારૂં માથું કાપી લઇ તમો આ સીધો સામાન લઇ મહાત્માની સેવા કરો. જો તેમ નહીં કરો તો પ્રાતઃ-કાળ થતાં આપણી ફજેતી થશે. સમન ભકતે તરતજ પુત્રનું માથું કાપી લીધું અને સામગ્રી લઇ ઘેર ગયા. રસોઇ તૈયાર થઈ. પાતળ પીરસાતાં એક ભાગ વધવા લાગ્યો. પુનઃ તે વેંચ-તાંજ એક ભાગ વધ્યો. આથી કબીર સાહેબે કહ્યું કે સમન તારો પુત્ર શિવ કયાં છે ? તેને બોલાવ એટલે તમામ સાથે ભોજન કરીએ. સમને કેટલાંક બહાનાં કહાડયાં એટલે કબીર સાહેબે કહ્યું શિવ, આવ; આથી તેના શિરે જવાબ આપ્યો કે મહારાજ, હું કેવી રીતે આવું મારૂં માથું અહીં છે અને ધડ કયાંય પડયું છે. તરતંજ ધડ મંગાવીં તેના ઉપર માથું મુકી કબીર સાહેબે પુનઃ કહ્યું, શિવ ઉઠ, શિવ તરતજ ઉઠી, ઉભો થઇ કબીર સાહેબના ચરણમાં પડયો. આ વખતે સમન તથા તેમના આનંદનો પાર ન રહ્યો અને તમામ સાધુઓએ આનંદથી પ્રસાદ લીધો.

## કમાલીની કથા.

એક દિવસ કોઈની એક છોકરી મરી ગઈ હતી. આ મૃતકદેહને તેની માતાએ મહાત્મા કબીર સાહેબને હવાલે કર્યો. મહાત્મા કબીર સાહેબે આ મૃતકદેહને શબ્દથી ચૈતન્ય કર્યો અને તેનું નામ કમાલી રાખ્યું. કમાલી પુખ્ત ઉમર થતાં એક કુવા ઉપર પાણી ભરતી હતી તે વખતે કોઇએક હરદેવ નામના

બ્રાહ્મણ પંડિતે કુવા ઉપર આવી પાણી પીવાના માટે માંગ્યું. કમાલીએ પાણી આપ્યું જે પી પંડિતજીએ પોતાની તૃષા બુઝાવી. બાદ તું કોણ છે એમ પૂછ્યું. કમાલીએ જવાબ આપ્યો હું સાળવી છું. આ ઉપરથી હરદેવ પંડિત ગુસ્સે થયા અને કમાલીને કહ્યું કે તેં મારી જાત વટલાવી. આથી કમાલીએ કહ્યું કે હું કાંઇ જાણતી નથી તમારે જે કાંઈ કહેવું હોય તે સ્વામિજીને કહો. આ ઉપરથી ઉભય મહાત્મા કબીરજી પાસે આવ્યા. તેમના આવવાનો હેતુ અગાઉથીજ જાણી કબીર સાહેબે નીચેનું પદ ગાવા માંડ્યું.

## પદ.

પંડિત બૂઝ પિયો તુમ પાની, તોહે છૂત કહાં લપટાની.
મચ્છ કચ્છ યા જલમેં બ્યાને, રક્ત જેર જલ ભરિયા;
બ્બાર પલાસ સભી બહિ આયે, પશુ પાનીમેં સરિયા. પંડિત.
છપનકોટિ યાદવ સંહારે, પરે કાલકી ઘાટી;
પૈંડ પૈંડ પૈગમ્બર ગાડે, તિનકી સડિ ભૈ માટી. પંડિત.
તા માટીકા ભાંડા ઘડિયા, તામેં ભરિયા પાની;
સો પાંડે તુમ પાની પીયા, સૂગ કહાંતે આની. પંડિત.
હાડ ઝરે ઝર માંસ ગરે ગર દુધ તહાંતે આયો;
સો પાંડે તુમ પીવન બૈઠે, કાહે દોષ લગાયો. પંડિત.
બુનો જોલાહે તનો જોલાહે પાન જોલાહે લાઈ;
પાંચો કપડે ઉતાર ધરે તુમ, ધોતીમેં સિધ પાઇ. પંડિત.

જો માખી વિષ્ઠાકો ભખતી, ભખતી દસ્તી ઘોરા;
સો માખી ઉડ પાતલ બૈઠી તાકો કરે ન બેરા. પંડિત.
કહે કબીર સુનોં હો પાડે, છાંડો મનકે ભર્મા;
વેદ કિતેબ દોઉ ગહિડારો, રહો રામકી શરના. પંડિત.

કબીરજીનું ઉપલું તત્વજ્ઞાનયુક્ત પદ શ્રવણ થતાં પંડિતજીને ખાત્રી થઈ કે મહાત્મા: કબીર સાહેબ પૂર્ણબ્રહ્મ છે. તે તરતજ તેને પગે પડી કહેવા લાગ્યો કે "ગુરૂ મહારાજ, મારા જન્મમાં આજનો દિવસજ સાર્થક થયો મને હવે ઉપદેશ આપો કે જેથી મારો ઉદ્ધાર થાય." આથી કબીર સાહેબે તેને સત્યોપદેશ આપ્યો અને તેની સાથે કમાલીનું ગાંધર્વલગ્ન પણ કરી આપ્યું.

આ ઉભય દંપતિથી જે સંતતિ થઇ તેને કબીરવંશી કહે છે.

---

## સર્વાજીત પંડિતની કથા.

---

સર્વાનંદ પંડિત ભારતવર્ષના અનેક નગરોમાં પંડિતોની સભામાં વિજય પ્રાપ્ત કરી પોતાની માતા પાસે આવી કહેવા લાગ્યો કે "માતુશ્રી, હું શાસ્ત્રાર્થ કરી સર્વ સ્થળે વિજય પ્રાપ્ત કરી આવેલ છું તો હવે મારૂં નામ સર્વાજીત રાખો." માતાએ કહ્યું કે બેટા તે વાત ખરી છે પણ જ્યાં સુધી તેં મહાત્મા કબીર સાહેબ ઉપર વિજય મેળવેલ નથી ત્યાં સુધી તું સર્વાજીત નામ

ધારણુ કરી શકીશ નહીં. આ ઉપરથી સર્વાનંદે કબીર સાહેબની પાસે આવી શાસ્ત્રાર્થ માગ્યો અને સંસ્કૃત શ્લોકો અને પ્રમાણો એકપછીએક તે કહેવા લાગ્યો. કબીર સાહેબે મનમાં ધાર્યું કે આ પંડિતના મનમાં હજુ અહંકારરૂપી ભયાનક રોગ લાગેલો છે. આથી તે કોઇનું શ્રવણ કરનાર નથી. જેથી તેમણે કહ્યું કે પંડિતજી તમારી શું ઇચ્છા છે? પંડિતજીએ કહ્યું, કે મહારાજ, મારો વિજય થયો એમ મને લખી આપો. કબીરજીએ કહ્યું કે મને લખતા આવડતું નથી. પરતુ તમે જે લખી આપો તેના ઉપર સહી કરી આપું. આથી પંડિતજીએ પોતાનો વિજય થયો છે એમ લખી એક કાગળ સામે મૂક્યો તેના ઉપર કબીર સાહેબે સહી કરી. આ પત્ર લઇ પંડિતજી હરખાતા હરખાતા માતુશ્રી પાસે ગયા અને પત્ર બતાવ્યો. પત્ર વાંચતાં તેમાં તો ઉલટુંજ જોવામાં આવ્યું. ( સર્વાનંદની હાર થઈ અને કબીરજીનો વિજય થયો. ) આથી પંડિતજી કહેવા લાગ્યા કે મારી લખવામાં ભૂલ થઈ હશે. આથી પુનઃ વિચાર કરી કબીરજી પાસે ગયા અને પુનઃ સહી કરાવી પાછા આવ્યા. પાછા આવી તે ાગલ વાંચ્યો તો તેમાં પણ તેજ પ્રમાણે લખેલ જણાયું. આવી રીતે ત્રણ વખત લખ્યું અને ત્રણે વખત તેજ મુજબ થયું, આથી તેનો ગર્વ ઉતરી ગયો અને કબીરજીના પગમાં પડયો. કબીર સાહેબે તેને પોતાનો શિષ્ય કર્યો અને તેની પ્રાથમિક ઇચ્છા મુજબ તેનું નામ સર્વાજીત રાખ્યું.

---

મહાત્મા કબીર સાહેબ સબંધી તેની મહત્તાનાં અનેક, દ્રષ્ટાંતો મળી આવે છે. જેવાં કે ભેંસને વેદ ભણાવવો, વાંસળી બજાવવી, તેર ગાડીમાં ભરેલા કોરા કાગળો લખાઇ જવા, કુવામાં ડુબાડતા સજીવન થવું, તોપના ગોળેથી બચવું, હાથીથી ચીરાવી નાંખવાનો હુકમ થતાં હાથીથી બચવું, વાસણમાં બંધ કરી નદીમાં નાંખી દેવા છતા પુનઃ પ્રગટ થવું, આગમાંથી બચવું આદિ અનેક વૃત્તાંતો મળી આવે છે. આ તમામ વૃત્તાંતો વિગતવાર લખવા બેસીએ તો એક મહાન પુસ્તક ભરાય તેમ છે જેથી તેવી નહાની નહાની બાબતો સબંધી વિશેષ સ્પષ્ટિકરણ નહીં કરતા છેવટે આપણે એટલુંજ કહીશું કે મહાત્મા કબીર સાહેબનું જીવનવૃત કેવળ સાધુ, અલૌકીક, નિર્મળ અને પરોપકારી હતું. ટુંકામાં એક મહાત્માને લગતા, એક ખરા સાધુને લગતા જેટલા ગુણોની આવશ્યકતા આપણા આર્શ ગ્રંથોએ દર્શાવેલ છે તે તમામનું આરોપણ તેમનામાં હતું એમ કહીશું તો તે અસ્થાને નહીજ ગણાય. આથી વિશેષ નહીં જણાવતાં મહાત્મા કબીર સાહેબ સબંધી આખરની હકીકત ટુંકમાં જણાવી તેમનો ઉપદેશ કેવા પ્રકારનો છે તથા તેમના ધર્મની મહત્તાનું કેન્દ્ર તેમના ધાર્મિક નિયમોનો ઉલ્લેખ કરવો આવશ્યક હોઇ તે દર્શાવવા પ્રયત્ન કરીશું.

---

## મહાત્મા કબીર સાહેબના આ સ્થૂલદેહનો ત્યાગ.

મગહર કાશીથી છ મજલ દુર છે ત્યાં જવાનું કબીર સાહેબે પ્રયાણ કર્યું અને પોતાના શિષ્ય વર્ગને જણાવ્યું કે હું મારો આ સ્થૂલ દેહ તેજ સ્થળે છોડીશ. કબીર સાહેબના મગહર

જંવાના સમાચાર શ્રવણ કરી તેના શિષ્ય વર્ગ પૈકી મૂખ્ય વીરસિંહ વાઘેલો તથા બિજલી ખાનપઠાણ ત્યાં જઇ પહોંચ્યા. આ વખતે આ ઉભયમાં તકરાર થઇ. કારણકે વાઘેલાએ કબીર સાહેબના શબને અગ્નિદાહ કરવા કહ્યું. અને બિજલી ખાન પઠાણે તેને દફનાવવાનું કહ્યું આ બંનેની તકરાર વધી જશે એમ જાણી કબીર સાહેબેજ કમળના ફૂલ તથા બે ચાદર મંગાવી અને સંવત ૧૫૭૫ ના માઘ મહિનાની એકાદશીના દિવસે પ્રાતઃકાળમાં મગહરના એક નહાના મઠમાં પ્રવેશ કરી તે ઉભયને કહ્યું કે તમો લડાઈ કરશો નહીં અને જે મારૂં વચન માનશે તેના ઉપર હું વિશેષ રાજી રહીશ. આ ઉપરથી બંને ચુપ રહ્યા અને મહાત્મા કબીર સાહેબે કમળનાં પુષ્પો તથા બે ચાદર લઈ તે મઠમાં પ્રવેશ કરી ઉપરથી તાળું મારવા કહ્યું. થોડો વખત વ્યતીત થયા બાદ તાળું ઉઘાડી જોયું તો માત્ર કમળનાં ફૂલનો ઢગલો અને બેજ ચાદર નજરે આવી. તેમાંથી એક ચાદર અને કેટલાંક ફૂલો વાઘેલે લઈ તેનો અગ્નિ સંસ્કાર કરી તેજ સ્થળે એક મંદીર બંધાવ્યું અને પઠાણે એક ચાદર તથા ફુલો લઇ તેને દફનાવી એક મસીદ તેના ઉપર ચણાવી. આ ઉભય મંદીર તથા મસીદ ત્યાં મોજુદ છે. આ ગામને પાદર જે નદી હતી તે સૂકી હતી તે નદી તેજ રોજથી વહેવા લાગી અને તે સ્થળે હજુ પણ મકર મહીનામાં મેળો ભરાય છે.

કબીર સાહેબની પાછળથી કમાલની સંતતિ કબીરપંથી કહેવાય છે અને કમાલીની સંતતિ કબીરવંશી કહેવાય છે. કબીર સાહેબના અવસાન વખતે તેમના દશહજાર સેવકો અને સંતો અનુયાયી હતા. જેમાં બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શુદ્ર પણ મોજુદ

હતા. તેમના અવસાન વખતે જેઓ કમાલીની સાથે ભળી ગયા તેઓ તમામ કબીરવંશી કહેવાયા. આ લોકોમાં કુલ ૧૦૮ ગોત્ર છે.

## કબીર પંથના ધાર્મિક નિયમો.

( કબીર મન્શૂરમાંથી ).

( ૧ ) એક અવિગત અતિત બ્રહ્મ સત્ય પુરૂષની ભકિત કરવી, તેનાથી અતિરિકત અન્યનું ધ્યાન ન કરવું. તે બ્રહ્મ (સત્યપુરૂષ) કેવળ પરમગુરૂની શિક્ષાથી અને સ્વસંવેદના અધ્યયનથી જાણી શકાય છે અન્ય કોઈ માર્ગ તેની પ્રાપ્તિ માટે નથી.

( ૨ ) સત્ય પુરૂષ અને કબીર સાહેબ એકજ છે, કેવળ નામ માત્રનોજ ભેદ છે. તે એકજને બે નામથી બોલાવાય છે. તેમાં લેશમાત્ર પણ ભેદ સમજવો નહી. જે કોઈ ભેદ સમજશે તેની મુકિતમાં પણ ભેદ રહેશે.

( ૩ ) પોતાના ગુરૂની સેવા તન, મન અને ધનથી કરવી. ગુરૂવચન ઉપર વિશ્વાસ રાખવો, ગુરૂના આજ્ઞાકારી રહેવું, સત્ય કબીર અને ગુરૂમાં કંઈ પણ ભેદ સમજવો નહી. ગુરૂનું ઐશ્વર્ય અને સિદ્ધિ આદિનો વિચાર કરવો નહિ. જે પોતાના ગુરૂને ઈશ્વિર રૂપ માને છે અને ઇશ્વરની સમાનજ તેનામાં ભકિત રાખે છે તેનું કાર્ય પૂર્ણ થાય છે. જે ગુરૂમાં ભેદ બુદ્ધિ રાખે છે તે હતભાગ્ય હમેશાં નિષ્ફળતા પ્રાપ્ત કરે છે.

પોતાની કમાઇનો દશમો ભાગ અવશ્ય ગુરૂને ભેટ કરવો અને હમેશાં આધીનતાથી ગુરૂને ધન્યવાદ દેતા રહેવું.

( ૪ ) સાધુની સેવા ભેદબુદ્ધિ ત્યાગી હમેશાં પ્રેમ અને ભકિતથી કરવી. જેના ઉપર સંતગુરૂની દયા થાય છે તે ઉભય લોકમાં ભાગ્યવાન બને છે અને તેનાં કાર્ય ઉભય લોકમાં સફળ થાય છે.

સર્વ પ્રકારના સાધુઓની સેવા નિષ્કપટ હૃદયથી કરવી, પરંતુ જ્ઞાની વિચારશીલ, વિવેકી પરખી સંત કે જે સત્ય પુરૂષની ભકિતનો ઉપદેશ આપી સદાચરણમાં પ્રવૃત કરે તેની સેવામાંતો સદા તત્પર રહેવું. વિશેષતઃ સ્વધર્મના સાચા વિવેકી સંતોનો ઉપદેશ શ્રદ્ધાથી શ્રવણ કરવો અને તેનો ધ્યાનપૂર્વક વિચાર કરવો. કારણ કે સ્વધર્મમાં પૂર્ણ અને દૃઢ સંતોના વચનોથી ધર્મમાં દૃઢ આસ્થા અને સ્વધર્મ પ્રવીણતા થાય છે, તેના વિરૂદ્ધ એટલે પરધર્મી (વિપક્ષધર્મી) સાધુઓના વચનથી સ્વધર્મમાં અશ્રદ્ધા અને ભ્રમ ઉત્પન્ન થાય છે.

જે સાધુમાં પોતાના ગુરૂને મળતા ગુણો દૃશ્ય થાય તે સાધુને પોતાના ગુરૂથી ભિન્ન ન સમજવા અને અભેદ બુદ્ધિથી શ્રદ્ધાપૂર્વક તેમની નિષ્કપટ ભકિત કરવી.

( ૫ ) સર્વ ચરાચર જીવ ધારીઓ ઉપર સમાન ભાવથી દયા રાખવી. ગમે તેવા સ્વરૂપમાં યા આકારમાં પણ જીવધારી હોય તોપણ તે તમામને પોતાના આત્મા અને શરીર સમાન સમજવા. ( आत्मवत्सर्व भूतेषु, यः पश्यति स पश्यति । માફક. ) કોઇ પણ સમયે કોઇ પણ જીવ ધારીને દુઃખ ન આપવું. સંસારમાં પોતાનો નિર્વાહ એવા પ્રકારે કરવો કે આપણા

તરફથી કોઇ પણ જીવધારીને કોઇ પણ પ્રકારે કોઈ પણ જાતની હાનિ ન થાય. તમામ જળચર, થળચર, વનચર, પશુ, પક્ષી, સ્થાવર, જંગમ આદિ તમામ ઉપર સમાન દયા દૃષ્ટિ રાખવી. તમામને આપણા પોતાના શરીર અને પ્રાણ સમાન સમજવા.

( ૬ ) માંસઆહાર એ સર્વ ઘોર પાપ પૈકી મહા પાપ છે એમ સમજવું. માંસાહારી ગમે તેવો ગુણી અગર તો પૂર્ણ પૂણ્યશાળી હશે તો પણ તેને કોઇ દિવસ સત્યમાર્ગ પ્રાપ્ત થઇ શકશેજ નહીં. માંસાહારી આત્મજ્ઞાનનો અધિકારી થઈ શકતો નથી અને તેની મુકિત કદાપિ પણ થતી નથી.

( ૭ ) મદિરા તેમજ અન્ય સર્વ માદકપદાર્થ પણ માંસની સમાનજ ત્યાજ્ય છે. કોઈ માદકપદાર્થનો વ્યસની ધ્યાન ધરી શકતો નથી. ધ્યાનવિના જ્ઞાન પ્રાપ્ત થતું નથી અને જ્ઞાનવિના મોક્ષ મળી શકતો નથી.

( ૮ ) વ્યભિચારી નર્કે જાય છે.

( ૯ ) જેટલા આકાર અને રૂપ બ્રહ્માંડમાં છે તે [ બુત ] મૂર્ત્તિ કહેવાય છે. તેમાંથી કોઇને પણ પૂજનાર મોક્ષનો અધિકારી થઇ શકતો નથી. જેવી રીતે બુત પરસ્તી ( મૂર્ત્તિ પૂજા ) જ્ઞાનમાર્ગનો રસ્તો છે તેવીજ રીતે ગુરૂમૂર્ત્તિનું ધ્યાન અને તેની ભકિત એ જ્ઞાનદ્વારની કુંચી છે.

( ૧૦ ) જે કાંઇ અન્નપાન પોતાના માટે હોય તે તમામ પ્રથમ પરમાત્મા [ સત્ય પુરૂષ ]ને અર્પણ કરવા અને પછી પોતે સ્વીકારવાં.

કોઈ પણ પદાર્થ કોઈ પણ દેવ દેવતાઓને અર્પણ થઈ ચૂકેલ હોય તેને કોઇ પણ સત્ય પુરૂષની ભકિત કરનારાએ પોતાના કામમાં લાવવો ન જોઇએ, કારણ કે સત્ય પુરૂષને અર્પણ કર્યા વગર કોઈ પણ પદાર્થ ગ્રહણ કરવો એ પાપ છે. અને જો કોઇ પદાર્થ અન્યદેવ દેવતાને ભોગ ધરાએલ હોય તો તેજ સત્ય પુરૂષને પુનઃ અર્પણ થઇ શકતો નથી કારણ કે અન્યને અર્પીત પદાર્થ સત્ય–પુરૂષને અર્પણ કરવો એ મહા અપરાધયુકતછે.

સત્યપુરૂષને ભોગ ધર્યા વગર કોઈપણ પદાર્થ ગ્રહણ ન કરવો. જે પુરૂષ પ્રથમ સત્ય પુરૂષને અર્પણ કરી પછીથી તે પદાર્થ ગ્રહણ કરે છે તે પુરૂષને તેનું ફળ અમૃતસમાન મળે છે આથી ઉચિત્ત છે કે અત્યંત શુદ્ધ અને સ્વચ્છ ભોજન આદિનો ઉપયોગ કરવો.

(૧૧) અસત્ય બોલવું નહીં અથવા તો અસત્ય વચન આપવું નહીં. અસત્ય બોલનાર કે અસત્ય ચાલનારનો સંગ કરવો નહીં કે તેની સાથે કોઈપણ જાતનો વ્યવહાર રાખવો નહીં.

(૧૨) ચોરી કરવી નહીં તેમજ ચોર લોકનો સંગપણ ન કરવો. ચોર લોકની મસલતમાં સામેલ થવું નહીં તેમજ તેમને કાંઇપણ સલાહ આપવી નહીં. તેમનો માલ પણ ખરીદવો નહીં, લેવો નહીં અથવા તો તેમની પાસે પણ જવું નહીં.

(૧૩) જુગાર રમવો નહીં. જુગાર એ મહાન્ અનર્થનું મુળ છે. જુગારીઓની મહાદુર્દશા થાય છે. મહારાજા નળ, મહારાજા યુધિષ્ઠિર આદિ પૂણ્યરૂપ ધર્માવતારો પણ જુગારથી

દુઃખી થયા છે. જુગાર, અસત્ય, ચોરી, વ્યભિચાર અને હિંસા-આદિ સર્વ પાપો પરસ્પર એવો સબંધ ધરાવે છે કે ઉપરોક્ત પૈકી એક પણ દોષ દાખલ થતા ક્રમશઃ તમામ આપોઆપ પ્રવેશ કરે છે આથી તે માંહેનો એકપણ દોષવાળો મનુષ્ય મહાન કષ્ટ અને દુઃખો સંસારમાં અનુભવી પરલોકમાં નર્કગામી બને છે.

(૧૪) આ સ્થૂળદેહ ઉપર બાર તિલક ધારણ કરવા. કપાળમાં સીધી લીટી સમાન તિલક કરવું. તેવીજ રીતે માથા ઉપર, બંને આંખો ઉપર, નાભિ, હૃદય, ભૂજા, અને બંને છાતી ઉપર થઈ મહોડા તરફ ફરતા ફરતા પીઠ ઉપર અને કાન ઉપર તિલક કરવા.

(૧૫) વસ્ત્ર શ્વેત અને ઉજ્વલ ધારણ કરવા.

(૧૬) ગળામાં તુલસીની માળા અને તુલસીની કંઠી ધારણ કરવી.

(૧૭) સત્યનામનો જપ, તેનું કીર્તન અને ભજન કરવું.

(૧૮) સત્ય પુરૂષની ભકિત કરવી અને સત્યપંથનો ઉપદેશ કરવો. એક મનુષ્યને સત્યપુરૂષની ભકિત કરાવવાનું અને સત્ય-પંથમાં પ્રવેશ કરાવવાનું ફળ કરોડો ગાયો કસાઈના હાથમાંથી મુક્ત કરાવવાનું જે ફળ મળે છે તેથી પણ વિશેષ છે.

(૧૯) યંત્ર, મંત્ર, તંત્રાદિ તરફ સહજપણ ધ્યાન ન રાખવું. કારણ કે તે મુક્તિ અને ભક્તિનાં શત્રુ છે. તેની સાધના કરનાર છળ, કપટ આદિના વ્યસનમાં ફસાઈ મહા દુરાચારી બની નર્કના અધિકારી બને છે. જેટલા તંત્રાદિક સાધન છે તે તમામ નર્કનો માર્ગ બતાવનાર છે.

(૨૦) સ્વસંવેદ* વિના અન્ય પુસ્તકોથી મુક્તિપંથ મળવાની આશા ન રાખવી. પરંતુ બોધ અને જ્ઞાન વૃદ્ધિના ઉદ્દેશથી અન્ય પુસ્તકો વાંચવાં.

(૨૧) સત્ય કબીર અને તેના સત્ય હંસો તેમજ કડિહાર (અનુયાયી,) સિવાય અન્યને મુક્તિપંથનું દર્શન થતું નથી એમ સમજવું.

(૨૨) પારખગુરૂના ઉપદેશ વગર મુક્તિ કદીપણ થતી નથી.

(૨૩) સત્ય પુરૂષનની ભક્તિ સિવાય અન્ય સર્વ પ્રકારની ભક્તિ ભવસાગરમાં ડુબાવવાવાળી છે.

(૨૪) તીર્થ, વૃત, આદિ સર્વ યમના બંધન છે.

(૨૫) નૌધાભક્તિ અને ચાર પ્રકારની મુક્તિ સર્વ બંધન છે.

(૨૬) નિર્ગુણ અને સગુણનું ધ્યાન કરનાર સદા બંધનમાં રહે છે.

(૨૭) હીંદુ, મુસલમાન, ઇસાઈ, યાહુદી આદિ સર્વ જાતિ અને ધર્મના લોકો કબીરપંથમાં સામેલ થઇ શકે છે. સર્વના હેતુ પ્રમાણેજ ભક્તિ અને મુક્તિ પ્રાપ્ત થાય છે.

(૨૮) નર્ક, સ્વર્ગ અને અન્ય સર્વ લોક અજ્ઞાનીયોના મા-

---

* સ્વસંવેદ. આ વેદ પુસ્તકમાં કબીર સાહેબના લોક અને હંસો આદિનું વૃત્તાંત આપેલું છે. જે વાંચતા કબીર સાહેબનું તત્વજ્ઞાન કેટલી ઉંચ્ચ કોટિએ પહોંચેલ છે તે સહજ દ્રશ્ય થાય છે.

રેજ ઠરેલા છે. પણ જેને સત્ય આત્મજ્ઞાન પ્રાપ્ર થાય છે તેમના માટે તો તે તમામ અસત્ય અને ભ્રમમાત્ર છે.

(૨૯) સાર શબ્દથી અતિરિકત મુકિતનુંદ્વાર અન્ય નથી.

(૩૦) નિંદા ઇર્ષા, વૈમનસ્ય, છળ, કપટ અને અભિમાન આદિ મુક્તિના શત્રુ છે.

(૩૧) આધીનતાદ્વારા સર્વ શુભગુણ અને પુણ્ય પ્રાપ્ત થાય છે.

(૩૨) મુક્તિનો માર્ગ અત્યંત સાંકડો અને નર્કનો માર્ગ અત્યંત પહોળો છે.

( ૩૩ ) કબીર સાહેબ વિદેહી છે તેનો દેહ હતો એમ કદી પણ કલ્પના કરવી નહી.

( ૩૪ ) ગમે તેવી વિપત્તિ આવી પડે તોપણ પોતાના સત્યગુરૂ સિવાય સત્યની સહાયતાની ઉપેક્ષા રાખવી નહીં. સત્ય-ગુરૂ સિવાય અન્ય કોઇની પણ પાસેથી કાંઈ પણ આશા રા-ખવી નહીં. *

( ૩૫ ) જે કોઇ સતગુરૂની શરણે આવે તેમણે શરણના નિયમો સારી રીતે પાળવા ઉચિત્ત છે. પૂર્ણ વિશ્વાસ રાખવો

---

* સરખાવે શ્રીકૃષ્ણ પરમાત્માના વચનોઃ–

**श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।**
**स्वधर्मेनिधनं श्रेयः परधर्मो भयावहः**

( શ્રીમદ્ ભગવદ્ ગીતા અ. ૩ શ્લોક ૩૫. )

જોઈએ કે સતગુરૂ એ કાળની જાળમાંથી અવશ્ય બચાવશે અને દુઃખસાગરમાંથી બચાવશે.

( ૩૬ ) સત્યગુરૂની કૃપાના ધન્યવાદનું કદિ પણ વિસ્મરણ ન કરવું. ક્ષણે ક્ષણે તેની કૃપા બદલ તેમને ધન્યવાદ આપવા. એવું ન બનવું જોઇએ કે પ્રથમ પ્રાર્થના કરવી અને પાછળથી વીસરી જવું. કૃતઘ્ની કોઈ પણ દિવસે મુકત થતો નથી.

( ૩૭ ) ઇશ્વરીભય એ મુકિતનું ચિન્હ છે, મૃત્યુને હમેશા યાદ રાખવું.

( ૩૮ ) સત્યપ્રેમ વગર ભકિત નિષ્ફળ છે.

( ૩૯ ) જેઓ શરીરના મોહનો ત્યાગ કરી ભકિતમ પ્રવર્તે છે તેઓને ધન્ય છે.

( ૪૦ ) ઉદારતા વગર કોઈ પણ ભકિતનું પદ પ્રાપ્ત કરી શકતું નથી. ઉદાર ઉભય લોકમાં સુખી થઇ શકે છે અને તેનું અલ્પ પુણ્ય પણ મહાન ફળદાયી બને છે. કૃપણનું ભજન અને તેની તપશ્ચર્યા નિષ્ફળ નીવડે છે. ગમે તેટલી ભકિત અને ભજનનો ઢોંગ કરે પરંતુ નિષ્ફળતાથી અતિરિકત અન્ય કાંઇ પ્રાપ્ત થતું નથી. કૃપણ ઉભય લોકમાં દુઃખનોજ ભાગી બને છે.

[ આના સબંધમાં મહાત્મા કબીર સાહેબે એક સ્થળે લખેલ છે કે:—

કામીતો બહૂતે તરે, ક્રોધી તરે અનંત;
લોભી જીવડા ના તરૈ, કહૈં કબીર સિધંત.)

( ૪૧ ) મૌન્ય એ ઉત્તમ ગુણ છે, આવશ્યકતાનુસાર બોલવું; નિરર્થક બકવાદ ન કરવો. મિથ્યાલાપથી આત્મા અને શરીર બધાની હાનિ થાય છે.

( ૪૨ ) સત્યગુરૂ [ કબીર સાહેબ ]ની વાણીનો પાઠ કરવો, તેનું વારંવાર મનન કરવું, તેના આશય ઉપર વિચાર કરવો, તેના ભેદનો સારી રીતે વિચાર કરવો, તે સમજવા પ્રયત્ન કરવો અને હમેશાં તેનું ચિંત્વન કરવું. તેનો આશય સમજવામાં કાંઇ પણ નવીન યુકિત ઉપસ્થિત કરવી નહીં. સત્યગુરૂના શબ્દોનું યોગ વખતે ગાન કરવું અને કીર્તન કરવું. સત્યગુરૂની પ્રસંશા અને પ્રાર્થના હમેશાં કરતા રહેવું.

( ૪૩ ) જેટલા ધર્મ સંસારમાં પ્રચલિત છે તે સર્વના આચાર્ય કબીર સાહેબ છે પરંતુ મુકિતદાતાતો સ્વયં, [ કબીર સાહેબ ] ચાર ગુરૂ અને તેમના વંશજોજ ઠરેલા છે; અન્ય કોઇ નહીં.

( ૪૪ ) કોઇને પણ કોઈ દિવસ શ્રાપ આપવો નહીં. કોઇને કટુ શબ્દ કહેવા નહીં અને કોઇના અહિતનું ચિંતવન પણ ન કરવું.

( ૪૫ ) પરમાત્માને સર્વત્ર પૂર્ણ જાણવા; કોઇ પણ પ્રાણીને દુઃખ ન આપવું એ ખુદ પરમાત્માને દુઃખ આપ્યા જેવું સમજવું.

( ૪૬ ) અભિમાની કદી પણ પરમાત્માને વ્યાપક જોઇ શકતો નથી.

( ૪૭ ) ગુરૂના આજ્ઞાકારી બનવું એ પરમ તપશ્ચર્યા છે.

( ૪૮ ) જ્યાંસૂધી શરીર ઉપર પ્રીતિ છે અને તે પોષણ તરફ પૂર્ણ વૃત્તિ છે ત્યાંસૂધી આજ્ઞાકારી બનવું અસંભવિત છે.

( ૪૯ ) મૂર્ખ, શઠ અને વિદ્યાહિનને કદી પણ મુકિત પ્રાપ્ત થતી નથી.

( ૫૦ ) જ્યાંસૂધી શરીરના ભયનું અને તેની સંભાળનું ચિંત્વન છે અર્થાત્ દેહાભિમાન છે ત્યાંસુધી વિદેહ કદાપિ પણ પ્રાપ્ત નહીં થાય. જે સ્વયં વિદેહ છે તે વિદેહને પ્રાપ્ત થાય છે.

આ ઉપરોકત પચાસ નિયમો કબીરપંથના ધાર્મિક નિયમો પ્રધાન મનાયા છે. કબીર સાહેબનો પંથ કબીર પંથ કહેવાય છે અને તેનાજ ઉપરોકત નિયમો છે.

કબીરપંથની સ્થાપના કરતી વખતે મહાત્મા કબીરજીએ ચારે દિશાના ચાર ગુરૂ સ્થાપિત કર્યા. ( ૧ ) ધર્મદાસજી તેમને ઉત્તર દિશાનું ગુરૂપદ આપ્યું. તેના બેતાલીશ વંશ, ( ૨ ) ચતુર્ભુજદાસ, તેમને દક્ષિણનું ગુરૂપદ આપ્યું તેના સતાવીશ વંશ. ( ૩ , ગુરૂરાજ બંકજી તેના સોળ વંશ અને તેમને પૂર્વદિશાનું ગુરૂપદ આપ્યું. [ ૪ ] ગુરૂ સહતીજી તેમને પશ્ચિમ દિશાનું ગુરૂપદ આપ્યું અને તેમના સાત વંશ. હવે આ ચારે ગુરૂએ ચારે દિશામાંથી સત્ય નામના ડંકા બજાવશે ત્યારે કબીરપંથીધર્મ સારી રીતે પૃથ્વી ઉપર પ્રચલિત થશે. આ ચર ગુરૂઓ પૈકી માત્ર ધર્મદાસજી હમણા પ્રગટ થયેલ છે અને મનચાવંશગાદ્દી સ્થાપિત થયેલ છે. અન્ય ત્રણ ગુરૂઓનું પ્રાગટ્ય હજી થયેલ નથી તે જ્યારે થશે ત્યારે ધર્મનો પ્રચાર વિશેષ થશે.

આ ઉપરાંત કબીર સાહેબના બાર પંથો બીજા પણ કહેવાય છે. ( ૧ ) નારાયણદાસજીનો પંથ [ ૨ ] યાગોદાસજીનો પંથ ( ૩ ) સુરત ગોપાલ પંથ ( ૩ ) મૂલ નિરંજનનો પંથ [ ૫ ] ટકસારી પંથ [ ૬ ] ભગવાનદાસજીનો પંથ [ ૭ ] સત્યનામી પંથ [ ૮ ] કમાલી પંથ [ ૯ ] રામકબીર પંથ [ ૧૦ ] પ્રેમ ધામની વાણી [ ૧૧ ] જીવા પંથ અને (૧૨) ગરીબદાસ પંથ.

ઉપરોકત બારે પંથો તેમના શિષ્યોએ પોતાની મહત્તાં દર્શાવવાના હેતુથી સ્થાપિત કરેલ હશે. કારણ કે ઉંડા ઉતરી જોઈશું તો આપણને સહજ જણાય છે કે દરેક ધર્મના અનુયાયીમાં સહજ પણ મતભેદ પડવાથી પ્રથક પ્રથક ફાંટાઓ પડેછે. તદ્દવત આ મહાત્માના શિષ્યોમાં પણ થયું હોય તો નવાઈ નથી. આ ઉપરાંત પણ નાનકપંથ, દાદુપંથ, યાનિપ પંથ, મૂલકદાસ પંથ, ગણેશ પંથ આદિ અનેક શાખાઓ શોધતા મળી આવશે. જે પૈકી હાલમાં કેટલીક શાખાઓ કબીર સાહેબને પણ માનતી નથી. આવી અંદરની બારીક હકીકત સંપૂર્ણ મળી આવેલ ન હોવાથી તત્સબંધી સ્પષ્ટિકરણ થઇ શકે તેવું ન હોવાથી માત્ર ઉપર બતાવેલ માત્ર નામજ આપેલ છે. આ ઉલ્લેખ એક પુસ્તકમાં જોવામાં આવતા આ સ્થળે આપેલ છે પરંતુ તેમાં કેટલું સત્ય છે તે અમો જાણી શકતા ન હોવાથી તેની સત્યતાની તૂલના વાચકવર્ગ ઉપર રાખી ભવિષ્યમાં કોઇ પણ જાતનો ખુલાસો અમોનેં મળશે તો તે દ્વિતીયાવૃત્તિમાં સુધારીશું. પરંતુ સત્ય શોધનના અર્થેજ ઉપરોકત હકીકત લખવામાં આવેલ છે.

કબીર પંથીયો દશ સાહુંગ માને છે તે નીચે મુજબ છે, આનું સ્પષ્ટીકરણ મહાત્મા કબીર સાહેબના મુહમ્મ્મદ બોધમાં મળી આવે છે. [ ૧ ] સત્ય પુરૂષ સોહંગ ( ૨ ) સહજ સોહંગ [ ૩ ] અંકુર સોહંગ [ ૪ ] ઇચ્છા સોહંગ [ ૫ ] સોહંગ સોહંગ [ ૬ ] અચિંત્ય સોહંગ [ ૭ ] અક્ષર સોહંગ [ ૮ ] નિરંજન અને માયા સોહંગ ( ૯ ) બ્રહ્મ વિષ્ણુ અને શિવ સોહંગ અને ( ૧૦ ) સમસ્ત જીવ સોહંગ.

કબીર સાહેબે દશ સ્થાન મુકરર કર્યાં છે. આ દશાસ્થાન નિમિત નિમ્ન લિખિત દશ વિધાનું જ્ઞાન હશે તેને તે સ્થાન

પ્રાપ્ત થશે. ( ૧ ) શરીઅત ( ૨ ) તરીકત ( ૩ ) હકીકત [ ૪ ] મારફત [ ૫ ] તરૌવહુત ( ૬ ) ધ્યાન દોરહિયત (૭) જુલકાર ચંદ્રગી ( ૮ ) હુકમ મુરતિદ [ ૯ ] દએનાકા [૧૦] શબ્દસાર.

મહાત્મા કબીર સાહેબનું તત્વજ્ઞાન જોવા જતાં તેમાંથી અનેક બાબતો મળી આવે છે, અમુક બાબતનું સ્પષ્ટિકરણ કરવા જતાં તે કબીરપંથી પકી અમુક શાખાને લગતું છે એમ ગણી શકાય. આ ઉપરથી ઉપરછલી હકીકત જે સર્વને સામાન્ય છે તેજ બતાવેલ છે. પરંતુ ખરી રીતે જોતાં કબીર સાહેબના ધાર્મીક સિદ્ધાંતો જે બતાવેલ છે તેજ સર્વ માન્ય છે અને તેજ નિયમો કબીરપંથની શ્રેષ્ઠતા બતાવે છે. મહાત્મા કબીર સાહેબનો જે કાંઇ હેતુ છે તેનું ખરૂં તત્વ તેમના નિયમોમાંજ સમાએલ છે જેથી તેજ પ્રધાન ગણવા આવશ્યક છે અને શાખા પ્રશાખા તરફ નહીં વળતાં મૂખ્ય સિદ્ધાંત તરફજ વળતાં મહાત્મા કબીર સાહેબનો હેતુ જાણી શકાય છે. ( કબીર જન્મ સં. ૧૪૫૫ જ્યેષ્ઠ સુદ ૧૫ સોમવાર, અંત સં. ૧૫૭૫ માહા સુદ ૧૧ બુધવાર. )

---

## મહાત્મા કબીર સાહેબની ઉપદેશ પ્રસાદી.

મહાત્મા કબીર સાહેબે જનસમાજના સુધારાર્થે આપેલ અનેક ઉપદેશો અનેક સ્થળેથી મળી આવે છે. આવા ઉપદેશજનક વાકયોનો જુજ સંગ્રહ વાચકવૃંદને ઉપયોગી થઈ શકશે એવા હેતુથી આ સ્થળે આપવા યોગ્ય ધારેલ છે.

મહાત્મા કબીર સાહેબનો ઉપદેશ અને તેમના પંથનો મૂખ્ય અભિપ્રાય એવો છે કે પુનઃ જન્મ ધારણ થવો જોઇએ નહીં. આવાગમનનુ દુઃખ વિશેષ છે. તેથી જે ધર્મથી મનુષ્ય તેનાથી મુકત થાય તેજ મનુષ્યનો ખરો ધર્મ છે. મનુષ્ય દેહ

ધારણુ કરી મુકિત મેળવવા જે કોઇ પ્રયત્ન કરતું નથી તે મહાન અભાગી છે એમ સમજવું અને આથીજ તેમણે આપેલ ઉપદેશ જનહિતના ઉપયોગ અર્થે હોઇ તે સાર્વજનિક છે.

( ૧ ) સ્વસમ્વેદ જાણ્યા વગર કોઇની મુકિત થતી નથી જે કોઈ તેનું અધ્યયન ધ્યાનપૂર્વક કરશે અને તેમાં આપેલ વિષયો સબંધી વિચાર કરશે તથા સ્વસમ્વેદમાં કરેલ આજ્ઞા પ્રમાણે વર્તશે તે મનુષ્ય કાળ પુરૂષના પંજામાં સપડાશે નહીં.

( ૨ ) કંજુસ, કામી, અને વ્યભિચારી મનુષ્યને સ્વસમ્વેદ ભણવાથી કાંઈ પણ લાભ થશે નહીં.

[ ૩ ] કંજુસની મુકિત કદી પણ થનાર નથી. કારણ કે કંજુસાઇ એ મહા સેતાન છે. આ સેતાન જેના શરીરમાં પ્રવેશ કરે છે તે તેના શરીરને શ્મશાનવત્ કરી નાખે છે. કંજુસાઇ એ ઘૃણા ઉત્પાદ ટેવ છે અને તેનાથી સ્વયં પરમેશ્વરને ઘૃણા થાય છે, અને સમસ્ત પીર પેગંબર તથા સિદ્ધ સાધુ આદિને હલકા ગણે છે, ગમે તેટલી સેવા પૂજા ભક્તિ અને ઉપાસનાદિ કરે તો પણ કંજુસાઇ એ એક એવી વસ્તુ છે કે જેનાથી તે સર્વ વિનાશ પામે છે.

( ૪ ) સાધુ સેવા એ મોટી પૂજા છે અને તે ભકિત તથા મુકિત આપનાર છે. કારણકે સાધુ પારખપદ પામવાને સત્ય રસ્તો બતાવનાર છે.

[ ૫ ] સત્ય પુરૂષની ભકિતથી અતિરિકત અન્ય સર્વ ભકિતજાળ તથા બંધનમાં નાખનાર છે. કાળપુરૂષનું વિષ બ્રહ્મા, વિષ્ણું, શિવ સનકાદિકથી લઈ સમસ્ત જીવોમાં સમાએલું છે. સત્ય ગુરૂની દયા વગર કોઈ પણ મનુષ્યને સત્ય પદ પ્રાપ્ત થઇ શકશે નહી.

[ ૬ ] વિષ્ણુને ત્રણે લોકની સરદારી તથા ત્રણે લોકનો

અધિકાર પ્રાપ્ત થયેલ છે. તેના તાબે સર્વ કાંઇ છે, નિર્ગુણ, નિરંજન અને સગુણ વિષ્ણુ તે તમામ લોકના રચનાર તથા કર્તા ધર્તા છે, ત્રણે લોકમાં વિષ્ણુ સમ્યક રૂપમાં ઉપસ્થિત રહે છે. બને રૂપથી નિરંજન ત્રણે લોકનું આધિપત્ય કરે છે.

( ૭ ) ત્રણે ભવસાગર લોક નિરંજનના કબજે છે અને સતર ચોકડી યુગ સુધી આધિપત્ય તેમનુંજ છે જેથી તેટલી મુદ્દતમાં કોઈ પણ માણુસ પારખગુરૂ વગર મુકિત મેળવી શકશે નહી.

[ ૮ ] પ્રથમ સ્ત્રસંવેદ બ્રહ્મ સૃષ્ટિમાં હતો, જ્યારે કાલ પુરૂષે સૃષ્ટિની રચના કરી ત્યારે તેમાંથી નિકૃષ્ઠવાતો કહાડી પુરૂષ્મવેદ બનાવ્યો અને આ પુરૂષ્મ વેદમાં પોતાની મતિ અનુસાર સમસ્ત સૃષ્ટિને ઉપદેશ આપ્યો. અને અજ્ઞાની લોક આ પુરૂષ્મ અર્થાત પરાકૃત વેદને પોતાનો ધર્મ માર્ગ અને મોક્ષની નિશાની સમજવા લાગ્યા. આ વખતે નિરંજને પોતાના સંતાનોને પૃથ્વી ઉપર મોકલવાનો આરંભ કર્યો, અને હજારો ઋષિ, મુનિઓ, પીર પેગંબર આદિ પૃથ્વી ઉપર આવ્યા. અને કાળપુરૂષ નિર્ગુણ તથા સગુણની ભકિત શિખડાવવા લાગ્યો. આ ઋષિશ્વરો પૈકી હજારોએ પોતાની નવીન રીતિ દાખલ કરી અને વેદના ઉપદેશને અરૂચિકર સમજી અન્ય પંથ બતાવ્યો. તેઓ પણ કાળપુરૂષના ફાંદામાં ફસાયા અને મૃત્યુવશ થયા. કોઇએ પણ પારખગુરૂ વગર સત્ય લોકનો પંથ પ્રાપ્ત કર્યો નહીં.

[ ૯ ] જે કોઇ કોઇ પણ જીવનું રકતપાન કરશે તેનો પ્રતિશોધ તેને અવશ્ય આપવો પડશે, જે કોઈ અન્યને દુઃખ આપશે તે નિશ્ચય કરી દુઃખ પામશે.

[ ૧૦ ) પોતાની સ્ત્રી સિવાય અન્ય સ્ત્રી ભોગવનાર મહા

પાપીની ગણનામાં ગણાશે. સાધુઓએ વિવાહિત અગર તો અ વિવાહિત સ્ત્રીથી હમેશાં દૂર રહેવું.

( ૧૧ ) ગુરૂની આજ્ઞા ઉલ્લંઘન સમાન અન્ય મહા પાપ કોઇ નથી.

[ ૧૨ ] સત્ય ગુરૂનું શરણ તમામ જીવોના માટે સુખદાઇ છે તેના શરણમાં તમામ પાપ નષ્ટ થશે. સત્યગુરૂના શરણમાં હમેશાં નિર્ભય રહેવું અને એમ સમજવું કે સત્યગુરૂ મારા તમામ અપરાધની ક્ષમા કરશે. કારણ કે તેનું બીજું નામ પતિતપાવન છે.

[ ૧૩ ] અહંકારી તથા દ્વેષી પુરૂષને સત્ય પુરૂષની ભકિત કદી પણ પ્રાપ્ત થતી નથી. જે કોઈ ઉચ્ચ શ્રેણીએ પહોંચી નમ્ર બનશે, અને ધનવાન થઈ દાન ધર્મ કરી સાધુ સેવામાં તત્પર રહેશે તેના માટે ભકિત તથા મુકિતના દ્વાર કાયમ ખુલ્લાંજ રહે છે. જે મનુષ્ય એમ સમજે કે હું આ દુનિયામાં તુચ્છ પ્રાણી છું અને જેટલાં જીવધારી છે તે તમામ મારાથી શ્રેષ્ઠ છે અને તમામને પોતાના સમાન સમદૃષ્ટિથી જુએ ( आत्मवत्सर्वभूतेषु ) તે મુકિતનો અધિકારી બને છે.

[ ૧૪ ] જે કાંઇ થાય છે તે મારાથી થાય છે એમ સમજવું નહીં પરંતુ તેતો સત્ય ગુરૂની સહાયતાથીજ થાય છે અને તેજ મારી મનકામના પૂર્ણ કરશે એમ સમજવું.

( ૧૫ ) હમેશા સારા કામો કરવામાં ઉધત રહેવું.

( ૧૬ ) કાળ પુરૂષના જેટલા ધર્મ પૃથ્વી ઉપર પ્રચલિત છે તેમાં વૈષ્ણવધર્મ શ્રેષ્ઠ છે. તે સતોગુણી ધર્મ હોઇ તેમાં કરેલ આજ્ઞાઓ અને નિયમો સત્ય પથની સીડી સમાન છે.

[ ૧૭ ] સત્ય પુરૂષ અને કબીર એ ઉભય એક સમજે છે તેનું ભવસાગરનું બંધન છુટી જાય છે અને તે કાળના પંજામાંથી મુકત થાય છે. તન, મન અને ધન ગુરૂને અર્પણ કરવા એ સારૂં છે પરંતુ પોતાની કમાઇનો દશમો ભાગ તો અવશ્ય ગુરૂને આપવો.

( ૧૮ ) બુદ્ધિવાન પુરૂષ મુકિતનો ભાગી છે.

( ૧૯ ) પારખગુરૂ પ્રત્યેક સ્થાનપર ઉપસ્થિત છે પરંતુ જ્યાં સૂધી સત્યપદમાં જવાતું નથી ત્યાંસૂધી તેનું દર્શન દુર્લભછે.

[ ૨૦ ] અસત્ય અસત્યમાં મળે છે. પરંતુ જે કોઈ સત્ય પ્રેમી હશે તે કદી પણ અસત્ય સાથે મળશે નહીં.

( ૨૧ ) જાણીજોઇ વિષ ખાવું એ મનુષ્યતાની વિરૂદ્ધ છે.

( ૨૨ ) પોતે સત્ય પુરૂષની ભકિત કરવી અને અન્યને કરાવવા પ્રયત્ન કરવો. સત્યને સત્ય પુરૂષની ભકિત કરતા જોઇ મનમાં પ્રસન્ન થવું અને તેને દંડવત કરવા.

[ ૨૩ ] દરેક મનુષ્ય વગર સમજે પોતપોતાના ધર્મમાં ખેંચવા પ્રયત્ન કરે છે અને અન્ય ધર્મી ઉપર દ્વેષ રાખે છે. તેમ થવું ન જોઇએ. પરંતુ મનુષ્ય તો તેજ છે કે જે દ્વેષરહિત થઈ એવો ધર્મ શોધે છે કે જે ધર્મ અંગીકાર કરવાથી તેનો આવાગમનનો માર્ગ બંધ થાય.

( ૨૪ ) ચોર, ડાકુ, વ્યભિચારી આદિ સત્સંગથી તથા સત્ય પથથી હમેશા દૂર નહાસે છે.

( ૨૫ ) સત્ય પુરૂષનાં જે અંકુરી જીવ છે તે સત્ય ગુરૂનાં ઉપદેશ શ્રવણ કરી લોહચુંબક તરફ લોઢું દોડે છે તેમ તે તેના

તરફ દોડે છે. પરંતુ જે કાળપુરૂષના જીવ છે તેના ઉપર સત્ય પથની શિક્ષાનો સહજ પણ પ્રભાવ પડતો નથી.

( ૨૬ ) આ કળિયુગ એ મહા કઠણ સમય છે, કારણ કે આ યુગમાં પાપ કરવા તરફ મનુષ્યોને તરત રૂચિ થાય છે અને પૂણ્ય કરવામાં મનુષ્ય દૂર ભાગે છે આવી અવસ્થામાં સત્ય ગુરૂના શરણ સિવાય અન્ય કોઇ ઉપાય નથી.

[ ૨૭ ] નિમકહલાલીથી ઉપાર્જન કરેલ ભોજનથી હૃદયની સ્વચ્છતા થાય છે.

[ ૨૮ ] જે કોઇ ન્યાયી બાદશાહના રાજ્યમાં પાપ કરેછે તો તે અવશ્ય શિક્ષાને પાત્ર થાય છે તેવીજ રીતે કોઇ પણ માણસ કબીર પંથમાં દાખલ થઇ પાપ કરવા તરફ ચિત્તવૃત્તિ રાખશે તો તેની દશા અત્યંત દીન થશે.

( ૨૯ ) જેને પોતાના ગુરૂ ઉપર પૂર્ણ શ્રદ્ધા છે તેની વૃદ્ધિ ઉપર પિશાચીગળ ચાલી શકશે નહીં. તેની બુદ્ધિમાં ફેર પડશે નહીં.

( ૩૦ ) જે કોઇ પોતાના ગુરૂ ઉપર સત્ય પ્રીતિ રાખશે તેનો વિશ્વાસ અચલ રહેશે અને બુદ્ધિ હમેશા નિર્મળ રહેશે. જે માણસે ગુરૂ કરેલ નથી તેના હાથનું જળપાન કરવું પણ ઉચિત્ત નથી.

---



॥ सत्यात् नास्ति परोधर्मः ॥

॥ सत्यनाम ॥

# सत्यकबीर काव्य

## प्रथम दर्शन.

### ૧ સામર્થ્ય અંગ.

સાહબ સોં સબ હોત હૈ, બંદે તેં કછુ નાહિ;
રાઇ તે પર્બત કરે, પર્બત રાઇ માંહિ. ૧

સાહબ અર્થાત પરમાત્માથીજ સર્વ થાય છે પરંતુ હું અર્થાત કોઈ પણ મનુષ્ય પરમેશ્વરના દાવો કરનાર, અવતારી પુરૂષ કે જેનામાં હુંપદના વાસ થયેલ છે, તેવા પુરૂષથી તેમજ કોઈ પુણ મનુષ્યથી કાંઇ પણ બની શકતું નથી કારણ પરમાત્માજ રાઇના મેરૂ અને મેરૂની રાઈ બનાવી શકે છે.

બહન બહતા સ્થિર કરૈ, થિરના કરૈ બહૈન,
સાહબ હાથ બડાઇયા, જીસ ભાવૈ જીસ દૈન. ૨

વળી વહેતા પાણીને સ્થિર કરી શકે છે અને સ્થિરને વહેતા

બનાવી શકે છે, સાહેબ [ પરમાત્મા ] જે દિવસે જેમ ચાહે તેમ કરી શકવા સમર્થ છે; મતલબ પરમાત્માએ તમામ પ્રકારનું કાર્ય પોતાનાજ હસ્તક રાખેલ છે.

હાથી અટકયો કીચમેં, કાઢૈ કો સમરત્થ,
કી બલ નિકલૈ આપને, કિ સાંઈ પસારૈ હત્થ. ૩

હાથી કીચડમાં ખુંચી ગયો હોય તો તેને બહાર કાઢવાને કોનામાં સામર્થ્ય રહેલું હોય! આના પ્રત્યુત્તરમાં કબીર સાહેબ કહે છે કે કાંતો તે પોતાનાજ બળથી એટલે આત્મબળથી નીકળે નહીંતો સાંઈ કહેતા પરમાત્મા પોતાનો હાથ પસારેથી અર્થાત પરમાત્માનીજ મદદથી બહાર નીકળી શકે. બીજી રીતે કહીએ તો મનરૂપી હાથી સંસારની અનેક આપદાઓ [ આધિ, વ્યાધિ અને ઉપાધિ ] માયા, મોહ, આદિ કીચડમાં ગરકાવ થઈ ગયો હોય તો પછી આ મનરૂપી હાથીને તેમાંથી કોણ મુકત કરી શકે? આવી રીતે સપડાએલ મનરૂપી હાથી કાંતો પરમાત્માની દયાથી–[ સાંઈ ] પરમાત્મા કૃપા દ્રષ્ટિ કરી પોતાનો હાથ લંબાવે અર્થાત હૃદયમાં જ્ઞાનાકુંર ઉત્પન્ન કરે તો તે પોતે જ આત્મબળથી મુકત થઈ શકે. આજ ઉદાહરણને લગતું ઉદાહરણ આપણા આર્શગ્રંથોમાં ગજેન્દ્ર મોક્ષનું છે.

ના કછુ કિયા ન કરિ સકા, ના કરને જોગ શરીર,
જો કછુ કિયા સો હરિ કિયા, તાતે ભયા કબીર. ૪

કબીર સાહેબ કહે છે કે આ શરિરે કાંઇ કર્યું નથી તેમ તે કરી શકે તેમ નથી તેમ કાંઈ કરવા લાયક પણ નથી પરંતુ જે કાંઈ કર્યું છે તે હરિએજ કર્યું છે અને તેનાથીજ તમામ બનેલ

છે. આ સાખી કબીર સાહેબે પોતાના વખાણ કરતા કોઈ શિષ્ય-પ્રતિ કહેલ હોય એમ જણાય છે. કારણ કે આનો ભાવાર્થ એવો નીકળે છે કે મેં કાંઈ કર્યું નથી, મારાથી થઇ શકતું નથી તેમ આ મારો સ્થુલ દેહ કરવા લાયક પણ નથી. પરંતુ કદાચ જો કાંઈ થયું હોય એમ તમે માનતા હો તો તે હરિએજ કર્યું છે. આની પુષ્ટિમાં નીચેની સાખીઓ આપે છે કેઃ—

જો કછુ કિયા સો તુમ કિયા, મૈં કછુ કીયા નાહિં,
કહૂં કરો જો મૈં કિયા, તુમહીં થે મુઝમાંહિ. ૫

હરિ પરમાત્માને સંબોધી કબીર સાહેબ જણાવે છે કે જે કાંઈ કર્યું છે તે તમેજ કરેલ છે, મેં કાંઈ કરેલ નથી કદાચ મેં કરેલ એમ કહો તો તમેજ મારામાં હતા. અર્થાત મારા અંતઃકરણમાં તમેજ વસેલ છો અને તેથી જે કાંઈ થયેલ હોય તે કેવળ તમારી પ્રેરણાથીજ થયેલ છે એટલે તે તમે પોતે જ કરેલ છે. હવે જો તેમ માનવામાં ન આવે તો,

કીયા કછૂ નહોત હૈ, અન કીયાહી હોય,
કીયા જો કછુ હોય તો, કર્તા ઔરે કોય. ૬

કરવાથી કાંઇ થતું નથી પરંતુ વગર કરેજ થાય છે જો કરવાથીજ થતું હોય તો કર્તા અન્ય કોઇ હોવો જોઇએ. જો આમ માનવામાં આવે તો પરમાત્માનું સર્વજ્ઞપણું નષ્ટ થાયછે અને પરમાત્માને સર્વ શાસ્ત્રકારોએ જે સર્વકર્તૃ વિશેષણ લગાવેલ છે તેને બાધ આવે. પરંતુ તેમ નથી. કબીર સાહેબ પરમાત્માને સર્વજ્ઞ માને છે જેની સાબીતી આપણે પ્રથમથી જ

બતાવેલ સાખીઓથી થાય છે એટલુંજ નહીં પરંતુ પરમાત્માના સામર્થ્ય સંબંધી જણાવતા કહે છે કેઃ–

ધરતી સબ કાગદ કરૂં, લેખન સબ બનરાય,
સાત સમુન્દર મસિ કરૂં, હરિગુન લિખા ન જાય. ૭

આખી પૃથ્વીને કાગળ રૂપે બનાવું અને તમામ વનના વૃક્ષોની કલમ બનાવું તથા સાતે સમુદ્રની સાહી કરૂં; મતલબ ઉપર પ્રમાણે લખવાની સામગ્રી એકત્ર કરૂં તોપણ હરિ–પરમાત્માના ગુણો લખી શકાય નહી.

આથી છેવટે કબીર સાહેબ કહે છે કેઃ–

મુઝમેં ઈતની શકિત કયા, ગાઉં ગલા પસાર,
બંદેકો ઇતની ધની, પરા રહોં દરબાર. ૮

મારામાં એટલી શકિત કયાં છે કે નાહાક ગળું પસારી રાડું પાડી હરિગુણ ગાવા માંડું! મારા માટે તો પરમાત્માના દરબારમાંજ પડયા રહેવું એટલુંજ બસ છે. મતલબ હરિશરણમાં રહેવું એજ આ બંદાથી બની શકે તેવું છે અને આ બંદો તેનેજ લાયક છે. અર્થાત હરિગુણ ગાઈ શકવાને શકિતવાન નથી. કારણ કેઃ—

જબકા માઈ જનમિયાં, કિતે ન પાયા સુખ્ખ;
ડારી ડારી મૈં ફિરૌં, પાત પાતમેં દુઃખ. ૯

જ્યારથી હું જન્મ્યો ત્યારથી આજ પર્યંત કયાંય પણ મને સુખ પ્રાપ્ત થયું નહીં. [સંસારરૂપી વૃક્ષની] ડાળે ડાળે હું

ફરી વળ્યો અને જોયું તો પાંદડે પાંદડે દુઃખજ દુઃખ. મતલબ સંસારમાં દરેક રીતે દુઃખ, દુઃખ અને દુઃખજ છે. સંસાર સકળે દુઃખમયજ છે. કેમકેઃ-

સાત દીપ નવખંડમેં, તીન લોક બ્રહ્મંડ,
કહે કબીર સબકો લગે, દેહ ધરેકો દંડ. ૧૦

સાતદ્વીપ, નવખંડ અને આકાશ, પાતાલ અને પૃથ્વી વિગેરે ત્રણે લોકમાં કબીર સાહેબ કહે છે કે તમામને દેહ ધારણ કરવાનો દંડ લાગેલોજ છે. મતલબ સર્વને અવતરવું પડે છે. અને અવતાર ધારણ કર્યા પછી જોઇએ છીએ તો,

ભૂપ દુખી અવધૂત દુખિ, દુખી રંક બિપરીત;
કહે કબીર યે સબ દુખી, સુખી સંત મન જીત. ૧૧

રાજા દુખી, અવધૂત-યોગી દુખી, ગરીબ પણ વધારે દુખી, કબીર સાહેબ કહે છે કે આ તમામ દુખીજ છે. ત્યારે સુખી કોણ ? તો જણાવેછેકે સુખી માત્ર તેજ સંતજન કે જેણે પોતાનું મન જીત્યું છે.

પરમાત્માના સામર્થ્ય સંબંધી કબીર સાહેબ જણાવેછેકેઃ-

સાંઇ મેરા બાનિયાં, સહજ કરૈ વ્યવહાર;
બિન ડાંડી બિન પાલડે, તૌલે સબ સંસાર. ૧૨

મારો સાંઈ-પરમાત્મા વેપારી વાણિયો છે પણ તે કેવો કે સહજમાંજ વ્યંવહાર કરે છે અને વળી વગર ડાંડી અને વગર પલ્લે [ ત્રાજવા ] તમામ સંસારને તોળે છે. કોઈ પણ ચીજ

જોખવા માટે વેપારીને ત્રાજવાની જરૂર રહેલી હોય છે, પણ આ વેપારી એવો છે કે જે ચીજને બદલે આખા સંસારને વગર ત્રાજવે જોખે છે અર્થાત સકળ સંસારનો તોલ—ન્યાય—વગર સાહિત્યે કરી શકે છે. હવે આવા પરમાત્માને પામવાના માટે કયું સાધન છે. ? એવો પ્રશ્ન થાય તો તેના પ્રત્યુત્તર તરીકે કબીર સાહેબ સુમરનકો અંગ બતાવે છે. સ્મરણ કરવું એ ખાસ પ્રધાન છે પણ તે કેવી રીતે કરવું તેના માટેઃ—

## ૨ સ્મરણ અંગ.

સુમરન મારગ સહજકા, સતગુરૂ દિયા બતાય;
સ્વૉસહિ સ્વૉસ જો સુમિરતા, એક દિન મિલસી આય. ૧

કબીર સાહેબ કહે છે કે સતગુરૂએ સહજ સ્મરણનો માર્ગ બતાવી દીધો. શ્વાસોચ્છવાસ સ્મરણ કરતા કરતા એક દિવસ [ પરમાત્મા સાથે ] મળી જવાય છે મોક્ષ પ્રાપ્ત થાય છે. મોક્ષને તદરૂપમાં મળી જવું કહેલ છે. સતગુરૂ આ શબ્દ કબીર સાહેબે વાપરેલ છે જે શબ્દ ખરેખરૂં ધ્યાન ખેંચે તેમ છે. કારણ કે ગુરૂ શબ્દની મહત્તા ઘણાં ઉત્તમ અને ધાર્મિક પુસ્તકોમાં બતાવેલ છે. [ જુવો શ્રીમદ્દભાગવતના સપ્તમ સ્કંધનો પંદરમો અધ્યાય ] આ અધ્યાયમાં ગુરૂને સામાન્ય મનુષ્યરૂપ નહીં પરંતુ સાક્ષાત વિષ્ણુરૂપજ બતાવેલ છે. [ આ ઉપરાંત ગુરૂના સબંધમાં ખુદ કબીર ] સાહેબે પણ ગોવીંદ કરતા પણ વિશેષ મહત્તા મૂકી છે. ગુરૂદેવના અંગમાં જણાવે છે કેઃ—

ગુરૂ ગોવિંદ દોનોં ખડે, કિસકે લાગોં પાય;
બલિહારી ગુરૂ આપને, ગોવિંદ દિયા બતાય.
ગુરૂ ગોવિંદ દોઉ એક હૈં, દૂજા સબ આકાર,
આપા મેટે હરિ ભજે, તબ પાવૈ કરતાર.

'ગુરૂ બિન જ્ઞાન નહીં' એ ઉકિત અનુસાર ગુરૂની મહત્તા પ્રાચીન ગ્રંથોએ ઘણીજ વર્ણવેલી છે. છતાં પણ કબીર સાહેબે ગુરૂ શબ્દ એકલો નહિં વાપરતા "સતગુરૂ" વાપરેલ છે કારણ કે આધુનિક સમયમાં ગુરૂનામ ધારી અનેક સાધુઓ અને પુરૂષો મળી આવે છે પરંતુ તેમનામાં ગુરૂપણાના લાયક ગુણો ન હોવાથી અન્ય રસ્તે જનસમાજ ન દોરાય એવા હેતુથીજ સત શબ્દ વધારેલ છે. અને આ સત ગુરૂએ મોક્ષ પામવા અર્થે કિંવા તદરૂપ થવા અર્થે સ્મરણુનો માર્ગ બતાવેલ છે. (ગુરૂ સંબંધી વિશેષ વિવેચન ગુરૂ અંગની સાખી વખતે કરીશું ) સતગુરૂ શબ્દ વાપરી તે સિદ્ધ કરવા કબીર સાહેબ આગળ જણાવે છે કેઃ—

જ્ઞાન કથે બકિ બકિ મરૈ, કાહે કરૈ ઉપાય,
સતગુરૂ હમસોં યોં કહ્યો, સુમરન કરૈ સમાય. ૨

જ્ઞાનવાર્તા કરી, ઉપદેશ આપી, બકવાદ કરતા અસંખ્ય મનુષ્યો મરી ગયા પરંતુ મોક્ષ પામ્યા નહી. વળી ગમેતે ઉપાય કરો તો પણ મોક્ષ મળે નહી. ત્યારે મોક્ષ શાથી મળે તો કહેછેકે સતગુરૂએ અમને એમ કહેલ છે કે સ્મરણુ કરવાથીજ સમાવાય છે. અર્થાત જ્યોતિમાં જ્યોતિ મળી જવાય છે મોક્ષ પમાય છે.

દુખમેં સુમિરન સબ કરે, સુખમેં કરૈ ન કોય,
જો સુખમેં સુમિરન કરૈ, તૌ દુખ કાહેકો હોય. ૩

જ્યારે મનુષ્ય ઉપર દુ:ખ આપત્તિ આવે છે ત્યારે સર્વ કોઇ પરમાત્માનું સ્મરણ કરે છે પરંતુ સુખ પ્રાપ્ત થતા હરિ વિસરાઇ જવાય છે અને સંસારના ક્ષણિક સુખમાં મોહપામી સ્મરણ કરવાનું યાદ પણ આવતું નથી. પરંતુ સુખના સમયમાં સ્મરણ કરવામાં આવે તો પછી દુ:ખજ ક્યાંથી થાય. ખરૂં સુખ પ્રાપ્ત કરવાનું સાધન સ્મરણ છે. આપણામાં પ્રચલિત કહેવત છે કે " દુ:ખે સાંભરે રામ અને સુખે સાંભળે સોની " દેખીતુંજ છે કે જ્યારે આપણા ઉપર આપત્તિ આવે છે ત્યારે તેમાંથી મુક્ત થવા માટે ખરા અંત:કરણથી પરમાત્માની સ્તુતિ કરીએ છઇએ અને સુખ પ્રાપ્ત થતા સ્મરણનો વિચાર એક બાજુ મૂકી કંચન કામિનીના મોહમાં તણાઇએ છઇએ. કદાચ કોઈ સુખી માણુસ સ્મરણ કરવા માટે પ્રયત્ન કરતા હશે તોપણ આપત્તિ સમયમાં જેવા ખરા અંત:કરણથી સ્મરણ કરે તેવા ખરા અંત:-કરણથી સ્મરણ કરી શકશે નહીંજ અને આથીજ કબીર સાહેબ કહે છે કે જો સુખના સમયમાં સ્મરણ ( ખરા અંત:કરણથી ) થાય તો પછી સ્મરણ મોક્ષ આપનાર છે તો દુ:ખ ક્યાંથીજ ઉદ્ભવે ! અર્થાત નજ ઉદ્ભવે. પુષ્ટિ માટે કહે છે કે:-

સુખમેં સુમિરન ના કિયા, દુઃખમેં કીયા યાદિ,
કહૈ કબીર તા દાસકી, કૈસે લગૈ ફિરિયાદિ. ૪

સુખી અવસ્થામાં તો સ્મરણ નજ કર્યું અને જ્યારે આ-

પંક્તિ આવી ત્યારે સ્મરણુ કરવા માંડયું. મતલબ દુઃખમાંથી મુકત થવાના ઉદ્દેશથીજ સ્મરણુ કરવા માંડયું. તો કબીર સાહેબ કહે છે કે એવા જનની ફરિયાદ કેવી રીતે સંભળાય! કહેવાની મતલબ એવી છે કે ભકિત નિષ્કામ હોવી જોઇએ. અમુક વસ્તુ કે સુખ પ્રાપ્ત થવાની આકાંક્ષાએ પરમાત્માનું સ્વાર્થાંધ થઈ સ્મરણુ કરવું એ અનુચિત છે. આથીજ કબીર સાહેબે જ્યાં સ્મરણુ સબંધી લખેલ છે ત્યાં નિષ્કામ સ્મરણુ સબંધીજ જણાવેલ છે એમ સમજવું આવશ્યક છે.

સુમરન સોં સુખ હોત હૈ, સુમરન સોં દુઃખ જાય,
કહૈ કબીર સુમિરન કિયે, સ્વામી માંહિ સમાય. ૫

સ્મરણુથી સુખ થાય છે અને સ્મરણુથીજ દુઃખનો નાશ થાય છે. કબીર સાહેબ કહે છે કે સ્મરણુ કરવાથીજ સ્વામી પરમાત્મામાં ભળી જવાય છે. અર્થાત એક રૂપ થઈ મોક્ષ પમાય છે.

જપ, તપ, સંયમ, સાધના, સબ સુમિરનકે માँહિ,
કબિરા જાનેં રામજન, સુમિરન સમ કછુ નાહિં. ૬

જપ, તપ, સંયમ અને સાધના અર્થાત યોગ, તપ, સમાધિ આદિ અનેક માર્ગો કર્મ ક્રિયા વિગેરેમાં મોક્ષ પ્રાપ્ત કરવાર્થે બતાવેલ છે પરંતુ આવા તમામ માર્ગોનો સમાવેશ માત્ર સ્મરણુમાંજ થઈ જાય છે. આથી કબીર સાહેબ કહે છે કે જેઓ રામજન એટલે રામ–પરમાત્માને જાણવાવાળા–મોક્ષ પામવાનો ખરો રસ્તો શોધનારા, જાણે છે કે સ્મરણુ જેવું અન્ય કાંઈજ નથી. સ્મરણુનો મહિમા જણાવતા કહે છે કેઃ—

**સહકામી સુમિરન કરૈ, પાવૈ ઉત્તમ ધામ,**
**નિહકામી સુમિરન કરૈ, પાવૈ અવિચલ રામ. ૭**

કામી પુરૂષ—વિષયાંધ પુરૂષ પણ જો ( ખરા અંતઃકરણથી) સ્મરણ કરે તો તેને ઉત્તમ ધામ પ્રાપ્ત થાય છે અને નિષ્કામી પુરૂષ સ્મરણ કરે તો તે અવિચિળ રામને પ્રાપ્ત કરી શકે છે મતલબ મોક્ષ પામે છે. સંસાર સાગર તરવા માટે આપણને અસંખ્ય આવરણો આવી મળે છે. આ તમામ આવરણોમાં કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર આ ષટ્ રિપુ મુખ્ય ગણાય છે. આ ષટ્ રિપુ મનુષ્યને અધોગતિએ પહોંચાડનાર છે. આ ષટ્ રિપુ પૈકી પણ કામ મુખ્ય ગણાય છે. કારણ કે કામથીજ આ અન્ય રિપુઓની વૃદ્ધિ ક્રમશઃ થતી જાય છે. શ્રીકૃષ્ણ ભગવાન શ્રી મુખે ગીતાના બીજા અધ્યાયમાં જણાવે છે કેઃ—

**ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।**
**संगात् संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥ ६२ ॥**
**क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृति विभ्रमः ।**
**स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥ ६३ ॥**

વિષયોનું ધ્યાન કરનાર પુરૂષને તેમાં આસક્તિ ઉત્પન્ન થાય છે. આસક્તિ ઉત્પન્ન થયે ઇચ્છા અને ઇચ્છાથી ક્રોધ ઉત્પન્ન થાય છે ક્રોધથી મોહ અને મોહથી સ્મરણ શક્તિમાં ભ્રમણા થાય છે સ્મરણ શક્તિની ભ્રમણાથી બુદ્ધિ નાશ પામે છે અને બુદ્ધિના નાશથી પુરૂષનો નાશ થાય છે.

આથી સ્પષ્ટ જણાય છે કે નાશનું કેન્દ્ર . કામ જ છે. તોપણ કામી પુરૂષ સ્મરણ માત્રથી (પણ તે ખરા અંતઃકરણથી) ઉત્તમ ધામ પ્રાપ્ત કરી શકે છે આવો પુરૂષ અધમાવસ્થામાંથી ઉત્તમાવસ્થામાં આવી શકે છે તો પછી નિષ્કામી કે જેનું અંતઃકરણ હમેશાં ઇશ્વર પરાયણવાળું જ હોય તેને સ્મરણથી મોક્ષ મળે એમાં શું આશ્ચર્ય !

રાજા રાના રાવ રંક, બડા જો સુમિરે રામ,
કહે કબીર બંદા બડા, જો સુમિરે નિષ્કામ. ૮

રાજા, રાણા, રાવ અને ગરીબ જો રામનું સ્મરણ કરે તો તે મોટા કહેવાય છે. ગરીબમાં ગરીબ ભિખારી હોય પણ તે જો ઇશ્વર સ્મરણ કરતો હોય તો તે ભક્ત એવું ઉત્તમ નામ પામે છે. પરંતુ કબીર સાહેબ કહે છે કે જો બંદા ( મનુષ્ય ) નિષ્કામપણે સ્મરણ કરે તો તે સર્વથી મોટો ગણાય છે. મતલબ જેવી ભક્તિ કરે તેવું ફળ મળે. અનુસંધાનમાં જણાવે છે કેઃ—

જિન હરિ જૈસા સુમરિયા, તાકો તૈસા લાભ,
ઓસે પ્યાસ ન ભાગઇ, જબલગ ધસૈ ન આભ. ૯

જે જેવી રીતે હરિનુ સ્મરણ કરે તેને તેવી રીતે લાભ મળે જ્યાં સુધી વરસાદ ન વરસે ત્યાં સુધી કાંઈ ઝાકળથી તરસ બુઝાતી નથી. કબીર સાહેબની કહેવાની મતલબ એવી છે કે સ્મરણ કર્યું જતું નથી. સ્મરણનું ફળ તો પ્રમાણમાં મળે. જેમ પાણી વગર ઝાંઝવાના જળથી તરસ ન છીપે તેવી રીતે. જેવી રીતે વરસાદ વરસવો એ જળના માટે પ્રધાન કારણ છે

તેવીજ રીતે સ્મરણમાં નિષ્કામપણે ખરા અંતઃકરણથીજ સ્મરણ કરવું શ્રેયષ્કર છે. મતલબ આવી રીતે સ્મરણ કર્યા વગર મહાન સિદ્ધિ પ્રાપ્ત થતી નથી. ત્યારે હવે સ્મરણ કેવી રીતે કરવું સો જણાવે છે કે:-

સુમિરનકી સુધિ યોં કરો, જૈસે કામી કામ,
કહૈ કબીર પુકારિકે, ખુશી હોય તબ રામ. ૧૦

કબીર સાહેબ પોકારીને કહે છે કે જેવી રીતે કામી મનુષ્યનું મન કામનાજ સ્મરણમાં અહોરાત્રિ મશગુલ રહે છે તેવી રીતે સ્મરણની શુદ્ધિ કરવી. એટલે કે જેવું કામી પુરૂષનું મન વિષય વાંચ્છનામાં મચેલું રહે છે તેવીજ રીતે સ્મરણ કરનારનું મન રામ ભજનમાં મચેલું રહેવું જોઇએ. સ્મરણ કરનાર આવી રીતે રામના સ્મરણમાં આસકત રહે તોજ રામ ખુશી થાય છે. કામી પુરૂષનું મન વિષયમાં એટલું બધું લુબ્ધ રહે છે કે તેને કામવાસના વગર અન્ય સુઝતુંજ નથી. આ સબંધી કવિ બુદ્ધસેન એક સ્થળે લખે છે કે:—

ઉપજૈ ઈશ્ક જુ અંગતૈ, રહત અંગકે બીચ,
હાડ માંસ ગલિબો કરૈ, ઈશ્ક ન જાનત નીચ;
લગનિ વહૈ થલ એક લગિ, દૂજે ઠોર બહૈ ન,
કીચ બીચ જૈસે છુરા, ખુચકૈ ફિરિ ઉચટૈન.

કામી પુરૂષનું મન બીજે સ્થળે ચોંટતું નથી તેવીજ રીતે સ્મરણ કરનારનું મન રામ સિવાય અન્યમાં ચોંટવું નજ જોઈએ. તેવી સિદ્ધિએ પહોંચે તોજ સ્મરણનું ખરૂં ફળ પ્રાપ્ત થઇ શકે છે. બીજાં ઉદાહરણોમાં કહે છે કે:—

સુમિરનથી સુધિ યોં કરો, જયોં ગાગરિ પનિહાર,
બોલત ડોલત સુરતિમેં, કહૈ કબીર બિચાર. ૧૧

સુમિરનથી સુદ્ધિ યોં કરો, જયોં સુરભી સુત માંહિ
કહૈ કબીર ચારો ચરત, બિસરત કબહું નાંહિ. ૧૨

સુમિરનથી સુધિ યોં કરો, જૈસે દામ કંગાલ,
કહૈ કબીર બિસરત નહીં, પલ પલ લેત સંભાલ. ૧૩

સુમિરન સોં મન લાઇયે, જૈસે નાદ કુરંગ;
કહૈ કબીર વિસરૈ નહીં, પ્રાન તજૈ તિહિ સંગ. ૧૪

સુમિરન સોં મન લાઈયે, જૈસે કીટ રૂ ભૃંગ,
કબીર બિસારૈ આપકો, હોય જાય તિહિ રંગ. ૧૫

સુમિરન સોં મન લાઇયે, જૈસે દીપ પતંગ,
પ્રાન તજૈ છિન એકમેં, જરત ન મોરૈ અંગ. ૧૬

સુમિરન સોં મન લાઇયે, જૈસે પાની મીન.
પ્રાન તજૈ પલ બીસરૈ, દાસ કબીર કહિ દીન. ૧૭

સ્મરણની શુદ્ધિ એવી રીતે કરવી કે જેમ ગાગર અને પનિહારનો સંબંધ હોય. પાણી ભરવાવાળી ગમે તેવી રીતે બોલે, શરીર ડગાવે તોપણ તેનું મન તો માથા ઉપરની ગાગરમાંજ પરોવાએલું રહે છે. મતલબ ગાગર સંભાળવાનુંજ ધ્યાન રહે છે. તેવીજ રીતે સ્મરણ કરનારે સંસારમાં લુપ્ત રહેવા છતાં પણ તેનું ધ્યાન ખરા અંતઃકરણથી કેવળ રામસ્મરણમાંજ હોવું જોઇએ.

સ્મરણની શુદ્ધિ એવી રીતે કરવી કે જેવી રીતે ગાયનું મન તેના વાછરડા તરફ રહે છે. કબીર સાહેબ કહે છે કે ગાય ચરવા જાય છે તોપણ તે પોતાના વાછરડાને ભુલતી નથી તેવીજ રીતે સ્મરણ કરવાનું મન રામમાં રહેવું જોઇએ.

સ્મરણની શુદ્ધિ એવી રીતે કરવી કે જેવી રીતે ગરીબને પૈસો મળે અને તેનું અંતઃકરણ પૈસામાંજ લીન રહે છે. કબીર સાહેબ કહે છે કે તે પૈસાને વિસરતો નથી અને ક્ષણે ક્ષણે તેની તપાસ રાખે છે તેવીજ રીતે સ્મરણ કરનારે ઇશ્વર તરફ પ્રીતિ રાખવી જોઇએ.

સ્મરણ મનમાં, મૃગ અને ગાયનના સમાન રહેવું જોઈએ. કબીર સાહેબ કહે છે કે પ્રાણ જાય તોપણ મૃગ ગાયન શ્રવણ કરવામાં અટકતું નથી તેવી રીતે સ્મરણ કરનારે સ્મરણ કરતા દેહ પડી જાય તોપણં સ્મરણની લીનતામાં અડગજ રહેવું જોઇએ.

જેમ પતંગીયું અને ભમરાના સંબંધથી (કબીર સાહેબ કહે છે કે) બન્ને તદરૂપ થઇ જાય છે. તેવીજ રીતે સ્મરણ અને મનને ગમે તેમ થાય તોપણ તદરૂપજ રાખવાં.

જેવી રીતે પતંગ દીવામાં પડી બળી ભસ્મ થઇ જાય છે તોપણ મરતા સૂધી દીવા ઉપરની પ્રીતિ પોતે છોડતું નથી તેવી-જ રીતે સ્મરણ કરનારે મરતાં સૂધી પણ સ્મરણમાંથી મનને હઠાવવું નહીં.

જેવી રીતે પાણી અને માછલાનો સબંધ છે તેવીજ રીતનો સંબંધ સ્મરણ કરનારનો અને રામનો રહેવો જોઈએ. કબીર સાહેબ

કહે છે કે જેમ માછલુ પાણીથી બહાર નીકળતા. તરત મરણુને શરણુ થાય છે તેમ સ્મરણુ કરનારનું મરણુ સ્મરણુમાંથી ચળતાજ થવું જોઇએ.

ઉપરોકત તમામ પ્રથક પ્રથક ઉદાહરણોમાં કબીર સાહેબે અરસ્પરસ એકરૂપ પ્રીતિ દર્શાવી સિદ્ધ કરેલ છે કે સ્મરણુની સિદ્ધિ ત્યારેજ થાય કે જ્યારે ઉપરોક્ત ઉદાહરણુની માફક સ્મરણુ કરનારનું મન અને જેનું સ્મરણુ કરવાનું છે તે રામ–પરમાત્મા ઉભયની એકતા થાય. વળી આવી રીતની એકતા રાખી સ્મરણુ કરવું જોઇએ એટલુંજ નહી પણુ તેની સાથે

સુમિરન સુરતિ લગાયકે, મુખતે કછૂ ન બોલ,
બાહરકે પટ દેઇકે, અંતરકે પટ ખોલ. ૧૮

સ્મરણુમાં એકતા લગાવી લીન થઇ મહોડેથી એક પણુ ઉચ્ચાર ન કર. મતલબ લેભાગુ કહેવાતા ડોળી, દંભી અને કપટી ભકતોની માફક રામ રામ, રામ રામ, એમ મોટેથી અન્યને શ્રવણુ કરાવવાના ઉદ્દેશથી ન બોલ. પણુ બાંહ્ય દેખાવથી મુકત થઇ અંતરાત્મા ઉઘાડ–અંતરાત્મા શુદ્ધ કર. કબીર સાહેબ લેભાગુ ડોળી ભકતની માફક “ મૂખમેં રામ, બગલમેં છૂરી, ભક્ત હુવા લેકીન દાનત બૂરી ” એવી રીતે રામ રામ કહી સ્મરણુ કરવાનું કહેતા નથી પરંતુ જીગરથી રામનું સ્મરણુ કરી ઉપરછલો દેખીતો આડંબર વેશ [ અન્યને દેખાડવાના ઉદ્દેશથી ધારણુ કરેલ ] દૂર કરી શુદ્ધ અંતઃકરણુથીજ હૃદય માંહે રહેલો ( મોહ માયાથી ઉત્પન્ન થયેલ ) અંધકાર દૂર કરીનેજ સ્મરણુ

કર અને આવી રીતે શુદ્ધિ પ્રાપ્ત કરી સ્મરણુ કરવામાં આવે તોજ સ્મરણુ કરવાનો હેતુ પાર પડે છે, કારણુ કે હરિની એક-તા વગર કુટંબ કબીલા તરફ સહજ પણુ મન લગાવતા પાછું પડવું પડે છે, જેના અંગે જણાવે છે કે:-

કબિરા હરિ હરિ સુમિરિલે, પ્રાણુ જાહિંગે છૂટ,
ધરકે પ્યારે આદમી, ચલતે લેઈંગે લૂટ. ૧૯

કબીર સાહેબ કહે છે કે તારો પ્રાણુ નીકળી જશે માટે હરિનું સ્મરણુ કરી લે. વળી ચાલતી વખતે-મરણુ વખતે ઘરના વહાલામાં વહાલા સગાઓ પણુ તને લુંટી લેશે. તે વખતે તારી પાસે કાંઇ કીમતી ઘરેણાં લુગડાં હશે તે પણુ ઉતારી લેશે. મતલબ રામનામ વગર તારી સાથે કાંઇ પણુ આવનાર નથી. સર્વ કોઇ સ્વાર્થનું સગું છે. માટે તારા પોતાના ઉદ્ધારાર્થે હરિનું સ્મરણુ કરી લે. આનેજ લગતી એક ઉકિત કવિ કિસનદાસે કહેલછે કે:--

उकति उपाई एती उमर गमाई कछु,
कीनी न कमाई काम भयो न भलाईको;
औधी जब आई तब कौन है सहाई भाई,
राईभर कछु न बसाई ठकुराईको;
आई पहुंचाइ पछताई माई बाई जाई,
छूटयो नातो टूटयो तातो किसन सगाईको;
ईहांतो सदाई धामधूमकी चलाई पर,
उहांतो नहि है भाई राज पोपांबाईको.

લૂટિ સકૈતો લૂંટિલે, રામ નામ હૈ લૂટિ;
પાછૈ ફિરિ પછિતાહુગે, પ્રાણ જાઁયગે છૂટિ. ૨૦

રામનામની લૂંટ લાગેલી છે તો તારાથી બની શકે તેટલી લૂંટ તું કરી લે. [ લૂંટમાંથી લૂંટ મેળવ્યા વગર ] પાછા ફરતા તને પાછળથી પસ્તાવો થશે. કારણુ કે તારા પ્રાણુ તો છૂટીજ જવાના છે. લૂટ કરતી વખતે લૂંટારા પોતાના કાર્યમાં કચાસ રાખે તો તેને પાછળથી પસ્તાવું પડે છે તેવીજ રીતે જો આપણે રામનામ રૂપી લૂંટમાંથી યથેચ્છ લૂંટ યોગ્ય સમયે સંપાદન ન કરી શકીએ તો પાછળ એટલે વૃદ્ધાસ્થામાં અને ખાસ કરી મરણુ નજદિક આવે છે તે વખતે પૂરતો પસ્તાવો થાય છે. તેમ ન થવા કબીર સાહેબ ઉપરની ઉક્તિથી આપણુને સતેજ કરે છે. પરંતુ પોતાના માટે કબીર સાહેબ શું કહે છે ? તેઓ કહેછેકેઃ—

કબિરા નિર્ભય રામ જપુ, જબ લગિ દીવે બાતિ;
તેલ ઘટે બાતી બુઝે, તબ સોવોગે દિન રાતિ. ૨૧

કબીર સાહેબ કહે છે કે હું તો જ્યાં સુધી દિવામાં બતી બળતી હશે ત્યાં સુધી રામ જપીશ અને તેલ ઘટવાથી બતી બુઝી જશે ત્યારે દિવસ અને રાત સૂખેથી સૂઇશ. કહેવાની મતલબ એવી છે કે દીવા રૂપી આ સ્થૂલ દેહમાં આત્મારૂપી બતી અને તેલ રૂપી શ્વાસ રહેશે અર્થાત આ સ્થૂલદેહ હૈયાત હશે ત્યાં સુધી રામનું ભજન કર્યા કરીશ અને તેલ રૂપી શ્વાસ ખુટી જતા આત્મારૂપી બતી બુઝાઇ જતાં-દીવો ઓલવાઈ જશે મરણુને શરણુ થઇશ તે વખતે નિદ્રા તો લેવાનીજ છે અને આ નિદ્રા

આવતા હું સૂખે સૂઇશ. પરંતુ જ્યાં સુધી શ્વાસ ચાલે છે ત્યાં સુધીતો રામનો જપકર્યા કરીશ.

કબિરા સૂતા કયા કરે, ઉઠી ન ભજો ભગવાન,
જમ ઘર જબ લૈ જાયંગે, પડા રહેગા મ્યાન. ૨૨

કબીર સાહેબ કહે છે કે સુતાં શા માટે છો ઉઠીને ભગવાનને ભજો. જ્યારે યમરાજ પોતાને ઘેર જીવ ( જીવરૂપી તરવાર ) લઈ જશે ત્યારે મ્યાનરૂપી સ્થૂલદેહ પડી રહેશે. મતલબ આ સ્થૂલદેહને તો પડી રહેવાનુંજ છે માટે તેની આસકિત છોડી જાગૃત થઈ ભગવાનનું ભજન કરો.

સુતેલાને જાગૃત કરવા–સચેત કરવા કબીર સાહેબ જણાવે છે કે:–

કબિરા સૂતા કયા કરૈ, સૂતે હોય અકાજ,
બ્રહ્માકો આસન ડિગ્યૌ, સુની કાલકી ગાજ. ૨૩

કબિરા સૂતા કયા કરૈ, ઊઠી ન રોવો દુઃખ;
જાકા બાસા ગોરમેં, સો કયોં સોવૈ સુકખ. ૨૪

કબિરા સૂતા કયા કરૈ, જાગનકી કરિ ચોંપ;
યે દમ હીરાલાલ હૈ, ગિન ગિન હરિકો સૌંપ. ૨૫

કબીર સાહેબ કહે છે કે તમે સુતા સુતા શું કરો છો સુતા રહેવાથી કાર્ય બગડે છે. દ્રષ્ટાંત તરીકે બ્રહ્મા નિશ્ચિંત થઇને સૂતા હતા પરંતુ જ્યારે કાળે ગર્જના કરી ( અર્થાત્ સમય સંપૂર્ણ ભરાઈ ગયો ) ત્યારે તેનુ બ્રહ્માસન ડોલવા લાગ્યું.

કબીર સાહેબ કહે છે કે સુતા સુતા તમે શું કરો છો,

જાગૃત થઈ દુઃખ જાહેર કરો મતલબ સૂખે સુઇ ન રહેતાં જે દુઃખ હોય તે જાહેર કરો એટલે કે નિદ્રા ત્યાગી હરી ભજન કરો કારણકે એક દિવસ કબરમાં વાસો તો છેજ તો પછી કેમ સુખે હમણા સૂચો છો. નિરાંતે સુવાનું કબરમાં છે તોપછી હમણા ઇશ્વર ભજન ન કરતા શા માટે નિરાંત ગણી સુઇ રહોછો!

કબીર સાહેબ કહે છે કે સુતા સુતા તમે શું કરો છો! જાગૃત થવાની ચાંપ રાખો અને આ તમારા દમરૂપી હીરા, માણેક જે કીમતી છે તે હરિને સ્વાધીન કરો. કીંમતી ચીજો મનુષ્યો સારી રીતે સાચવી રાખે છે. તે મુજબ આ શ્વાસરૂપી કીમતી હીરામાણેક ( જવાહીર ) નિર્ભય સ્થળે રહેવા માટે હરિને ગણી ગણીને સોંપી દો કે પાછળથી પસ્તાવું ન પડે. જવાહીરરૂપી શ્વાસ ગણી ગણીને હરિને સોંપવું એટલે શ્વાસોચ્છસે હરિનુંજ સ્મરણ કરવું. દરેક શ્વાસે હરિનું સ્મરણ કરવું તેજ ગણીગણીને સોંપ્યા બરોબર છે. જાગૃત થવા સબંધી કહેછે કે—

અપને પહરૈ જાગિયે, ના પરિ રહિયે સોય,
ના જાનોં છિન એકમેં, કિસકા પહરા હોય. ૨૬

કેટલાક સાધુઓ પોતાને અમુક વખતે જાગૃત કરવા શિષ્યો પાસે. પહેરો રખાવે છે, અને કહે છે કે અમુક વખતે મને જગાડજે. આવાઓ માટે કબીર સાહેબ કહે છે કે પહેરો તો પોતાની જાતનોજ રાખવો અન્યનો નહીં અને પોતેજ પહેરેગીર થઇ નિયતૈ વખતે જાગૃત થવું અને પડયા ન રહેવું. કારણ કે જેમ પહેરેગીરો વારાફરતી બદલાયછે તેમ ક્ષણે ક્ષણે કોને ખબર

છે કે કોનો પહેરો આવશે. મતલબ કયે ક્ષણે યમરાજનો પહેરો આવશે તે કહી શકાતું નથી માટે અન્ય ઉપર આધાર ન રાખતાં જાગૃત થઇ ઇશ્વરનું ભજન કરો એવો આશય છે.

હવે જાગૃત થઈ ઈશ્વિર ભજન કેવી રીતે કરવું તે સંબંધી કહે છે કે:—

જૈસે માયા મન રમૈં, તૈસે રામ રમાય;
તારામંડલ છાંડિકે, જહૅં કેશવ તહૅં જાય. ૨૭

જેવી રીતે આપણા અંતઃકરણમાં માયા રમી રહે છે તેવીજ રીતે માયાના સ્થળે રામ રમી રહેવા જોઇએ. એટલે કે જેમ મનુષ્યનું મન માયાનાજ વિચારમાં લુબ્ધ રહે છે અને અહોરાત્રિ માયા સંબંધીજ વિચાર કર્યા કરે છે તેવીજ રીતે માયાના બદલે પરમાત્માનાજ વિચારમાં લુબ્ધ રહેવું જોઇએ. આ સ્થિતિએ મન પહોંચે તો તે તારાંમંડલ આદિ ભેદીને જ્યાં કેશવ પરમાત્મા છે ત્યાં સહેજે પહોંચી શકશે.

ઇશ્વર ભજનમાં ભંગ પાડનાર ક્ષુધા—ભુખ પ્રાધાન્ય છે જેના સંબંધમાં કબીર સાહેબ જણાવે છે કે:—

કબીર ક્ષુધાહૈ કૂકરો, કરત ભજનમેં ભંગ;
યાકૂ ટુકડા ડારિકે, સુમિરન કરૂં સુસંગ. ૨૮

સાધુ પુરૂષોને ભજન કરતાં ભૂખ મહાન અંતરાય પાડે છે. મનુષ્યને જ્યારે ભૂખ લાગે છે ત્યારે ભૂખને લીધે મનુષ્યની વૃત્તિ બદલાઇ જાય છે અને ચિત્ત સ્થિર રહી શકતું નથી. ચિત્ત સ્થિર ન રહેવાથી ઇશ્વર ભજનને બાધ આવે છે એટલે કે સ્થિર ચિત્તે ભજન થઈ શકતું નથી. સ્થિર ચિત્તે ભજન ન થવાથી સિદ્ધિ

પ્રાપ્ત થતી નથી. કબીર સાહેબની આ સાખીથી જણાય છે કે તેઓ દેહદમન અને ઉપવાસ આદિથી સિદ્ધિ પ્રાપ્ત થવાના સિદ્ધાંતથી વિરૂદ્ધ છે. તેઓ તો આ સ્થૂલ દેહને ટકાવી રાખવા જેટલું ભોજન લેવા જણાવે છે. કારણ કે તેઓ કહે છે કે ક્ષુધા એ એક કુતરી સમાન છે અને ક્ષુધા ભજનમાં ભંગ કરનાર છે. જેમ કુતરીને રોટલાનો કકડો નાંખવાથી તે ચાલી જાય છે તેમ આ ક્ષુધારૂપી કુતરીને ટુકડો નાંખો અને શાંત કરો. આમ કરેથી સાધુઓના સંગે રહી સ્મરણ કર્યા કરશો. અને તેમ નહીં કરો અને દેહદમન અને ઉપવાસ કરશો તો ક્ષુધા શાંત કરવાનીજ ચિંતા હરીના સ્મરણને બદલે થયા કરશે. પરંતુ ખરી ચિંતા તો હરિસ્મરણનીજ રાખવી જોઇએ.

ચિંતા તો હરિ નામકી, ઔર ન ચિતવૈ દાસ,
જો કછુ ચિતવે નામ બિનુ, સોઈ કાલકી ફાંસ. ૨૯

હરિનો દાસ છે તેને તો ચિંતા કેવળ હરિ નામનીજ હોવી જોઇએ અન્ય ચિંતા તેને થતીજ નથી પણ જો તે હરિનામ સિવાય અન્યની ચિંતા કરે તો તે કાળરૂપી ફાંસામાં ફસાય છે અર્થાત અધોગતિએ પહોંચે છે, કારણ કે—

જબહી નામ હૃદય ધર્યો, ભયો પાપકો નાસ,
માનો ચિનગી અગ્નિકી, પરી પુરાને ઘાસ. ૩૦

જ્યારે હરિનું નામ હૃદયમાં ધારણ થાય છે ત્યારે પાપનો નાશ થાય છે અને તે જેમ જુના સુકા ઘાસમાં અગ્નિની ચિણગારી પડી હોય તદ્દવત બને છે. જેમ સુકા ઘાસમાં અગ્નિનો

તણુખો પડયો હોય અને ઘાસને બાળી ભસ્મ કરે તેમ હૃદયમાં હરિરૂપી નામની ચિણગારી પડે તો પાપરૂપી ઘાસ બળી ભસ્મ થઈ જાય. મતલબ હરિ નામથી તમામ જાતના પાપ નષ્ટ થાયછે.

પહેલે બુરા કમાઇકૈ બાંધી વિષયકી પોટ,
કોટિ કર્મ ફિરે પલકમેં, જબ આયો હરિ ઓટ. ૩૧

મનુષ્ય યુવાવસ્થામાં વિષયાંધ થઈ ખોટી કમાણી કરી તેની દુષ્કર્મ રૂપી ગાંસડી બાંધે છે. પરંતુ જેમ સમુદ્રમાં ભરતી આવી ઓટ થાય છે અને કાંઠા ઉપરનો કચરો આદિ ખેંચી જાય છે, તેમ મનરૂપી સમુદ્રમાં હરિના નામરૂપીભરતી આવી ઓટ થાયછે તે વખતે આ દુષ્કર્મરૂપી કમાણીની ગાંસડી ખેંચાઇ જાયછે. મતલબ હરિ ભજનથી તમામ દુષ્કર્મ સહજમાં નાશ પામે છે.

કબીર હરિકે નામમેં, બાત ચલાવૈ ઔર,
તિસ અપરાધી જીવકું, તીન લોક કિત ઠૌર. ૩૨

હરિભજન તો એક ચિત્તેજ કરવું જોઇએ. કબીર સાહેબ કહે છે કે હરિનું સ્મરણ કરતાં જે કોઈ માણસ અન્ય વાત કરે છે તેવા અપરાધી માણસને ત્રણે લોકમાં કયાંથી સ્થાન મળે? આધુનિક કાળમાં ભજન કરનારાઓ ડોળી પુરૂષો ઉપરથી—મહોડેથી રામ રામ કર્યા કરે છે પરંતુ તેમનં મનમાં તો અન્ય વિચારોજ ઉદ્દભવ્યા કરે છે. આમ અન્ય વિચારો ઉદ્દભવેથી રામના રટણમાં મન સ્થિર ન રહેતાં વ્યગ્ર થાય છે જેના અંગે ભજનનું ફળ મળતું નથી અને જ્યારે ફળ ન મળે ત્યારે તેવા પુરૂષોના માટે ત્રણે લોકમાં કયાંય પણ સ્થાન મળી શકતું

નથી. અર્થાત તેતો "નહીં તેરમાં, નહીં ત્રેપનમાં અને નહીં છપનના મેળમાં" સમાન બની રહે છે.

રામનામકો સુમિરતાં, અધમ તરે સંસાર,
અજામેલ ગનિકા સુપચ, સદના સિવરી નાર. ૩૩

રામનામનું સ્મરણ કરતા અધમ પુરૂષ આ ભવસાગર તરી જાય છે. અજામેલ ગુણિકામાં આસકત હતો તે, તેમજ ભીલડી ઘરમાં બેઠા પણ રામ સ્મરણથી તરી ગએલ છે. રામ સ્મરણનો મહિમા જણાવતા કબીર સાહેબ કહે છે કે આ ભવસાગર તરવા માટે તેજ ઉત્તમ સાધન છે; જેની પુષ્ટી માટે અજામેલનું તથા સિવરીનું દ્રષ્ટાંત આપે છે. અજામેલ નામનો કનોજીઓ બ્રાહ્મણ ધર્મથી ભ્રષ્ટ થઇ, વૈશ્યાનાજ ઘરમાં રહેતો હતો. આ વૈશ્યાના ઉદરથી જન્મેલા તેને દશ પુત્રો હતા જેમાં સૌથી નહાનાનું નામ નારાયણ હતું. પાપી અજામેલ પોતાના મરણ સમયે સ્નેહથી—ખરા અંતઃકરણથી "હે નારાયણ આવ, હે નારાયણ આવ." એવા શબ્દોચ્ચારથી પુત્રને બોલાવતો હતો. આ વખતે "નારાયણ" શબ્દમાં તેની લીનતા લાગીહતી. જોકે તે પુત્રને બોલાવતો હતો, તોપણ તે નામ નારાયણ પરમાત્મા—રામનું હોવાથી તે અજામેલને મુકિત પ્રાપ્ત થઈ હતી. ( જુઓ શ્રીમદ્ ભાગવતનો છઠો સ્કંધ. ) કદાચ ગણિકાનું દ્રષ્ટાંત આપણે અલગ લઇએ તો પણ તે સબંધી શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધમાં એવી વારતા છે કે પિંગલા નામની એક વૈશ્યા જનકપુરમાં રહેતી હતી. તે એક દિવસ મધ્ય રાત્રિ સુધી શૃંગાર ધારણ કરી બેઠી હતી પણ પોતાના નીચ ધંધાની તૃષ્ણા તેને છીપી નહી. આ વખતે

દત્તાત્રેયનું તેને સહજમાં દર્શન થતાં તેના ઉપદેશથી તેને વૈરાગ્ય ઉત્પન્ન થયો અને આથી તે વૈશ્યા ભગવન્નામ જપીને મુક્તિ પામી હતી. વળી સિવરીની કથા રામાયણમાં અરણ્યકાંડમાં આપેલી છે, તેનો ટુંકસાર એવો છે કે "સબરીના (ભીલડી) આશ્રમમાં એક વખત શ્રીરામચંદ્રજી પધાર્યા. આ ભીલડી, મતંગ ઋષિની સેવા કરતી હતી. આ ઋષિ જ્યારે પરમ ધામમાં જવા લાગ્યા ત્યારે એ પણ તેની સાથે જવા તૈયાર થઇ. આ વખતે ઋષિયે તેને કહ્યું કે "તું અહીં રહે તને શ્રી રામચંદ્રનું દર્શન પ્રાપ્ત થશે તે વખતે તારો ઉદ્ધાર થશે." ઋષિના આ શબ્દો ઉપર શ્રદ્ધા રાખી આ ભીલડી રામચંદ્રજીનું ભજન કરતી હજારો વર્ષ શ્રી રામચંદ્રજીના દર્શનમાં આસકત રહી બેસી રહી. આખરે રામચંદ્રજીએ પધારી તેનો ઉદ્ધાર કર્યો." આવાં આવાં અનેક દૃષ્ટાંતો કબીર સાહેબે આપી રામનામનું સ્મરણ કરવા ઉપદેશ આપ્યો છે. વળી કહે છે કે.--

રામ જપત કોઢી ભલા, ચુઈ ચુઇ પરૈ જો ચામ;
કંચન દેહ કિસ કામકી, જા મુખ નાહીં રામ. ૩૪
રામ જપત દરિદ્રી ભલા, ટૂટી ઘરકી છાન,
કંચન મંદિર જારિદે, જહાઁ ભગતિ ન સારંગપાન. ૩૫

કોઢીયો પુરૂષ હોય અને જેના ચામડામાંથી રસી ચુયાજ કરતી હોય તેવો પુરૂષ રામનું ભજન કરતો હોય તે ઉત્તમ, પરંતુ જેના મ્હોડામાં રામનું નામ ન હોય તેવા પુરૂષની સોના જેવી કાયા પણ શા કામની? આવા પુરૂષ કરતા રામ ભજતો કોઢીયો

પુરૂષ પણ ઉત્તમ ગણી શકાય. જેનું ઘર પડી ગએલ છે એવો દરિદ્ર મનુષ્ય પણ સારો આવું તુટેલું ઘર પણ સારૂં. ( જ્યાં રામ ભજન થતું હોય. ) પરંતુ જે કંચનમહેલમાં સારંગપાણિ-રામની ભક્તિ નથી તેવા સોના જેવા મહેલ તે પણ બાળી નાખ. મતલબ તે પણ નકામા છે. આ ઉભય ઉદાહરણમાં ઉંચનીચના દૃષ્ટાંત આપી રામભજનવાળા નીચને પણ કબીર સાહેબ વખાણેછે.

કબીર સબજગ નિર્ધના, ધનવંતા નહિ કોય,
ધનવંતા સોઈ જાનિયે, રામનામ ધન હોય. ૩૬
જાકી ગાંઠી રામ હૈ, તાકે હૈ સબ સિદ્ધિ,
કર જોરૈ ઠાઢી સબૈ, અષ્ટ સિદ્ધિ નવ નિદ્ધિ. ૩૭

આજકાલ **સર્વે ગુણા કાંચન માશ્રયન્તે** તમામ ગુણો સોનામાંજ સમાઈ જાય છે. પૈસાપાત્ર પછી ભલે ને મૂર્ખ અને અધમ હોય તોપણ તે શ્રેષ્ઠ મનાય છે. પણ કબીર સાહેબ કહે છે કે આ સર્વ જગત નિર્ધનજ છે તેમાં ધનવાન કોઈ છેજ નહીં ત્યારે ધનવાન કોણ? તો કહે છેકે, ધનવાન તો તેજ કે જેની પાસે રામનામરૂપી, ધન હોય. કેવળ પૈસોજ સંગ્રહ કરનાર ધનવાન ન જાણવો પરંતુ જેને રામનામરૂપી પૈસો એકત્ર કરી રાખેલ છે તેજ ખરો ધનવાન.કારણકે જેની ગાંઠે રામ છે, તેને તમામ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ગાંઠે રામ હોવાથી અષ્ટ સિદ્ધિ અને નવનિધિ આવીનેએની મેળેજ વસે છે જેથી સર્વ કોઇ તેની સામે હાથ જોડી ઉભા રહે છે. મતલબ રામનામનો મહિમા એવો અગાધ છે કે તેનાથી સર્વ પ્રાપ્તિ સહજ થઇ શકે છે.

કબીર મુખ સોહી ભલા, જા મુખ નિકસૈ રામ,
જા મુખ રામ ન નીકસૈ, સો મુખ હૈ કિસકામ. ૩૮

શરીરના અવયવોમાં મ્હોડું ઉત્તમ મનાય છે જેને ઉદ્દેશી કબીર સાહેબ કહે છે કે મ્હોડું એજ સારૂં કે જે મ્હોડામાંથી રામ શબ્દ નીકળે જે મ્હોડામાંથી રામ શબ્દ ન નીકળે તે મ્હોડું શા કામનું ?

કબીર હરિકે મિલનકી, બાત સુની હમ દોય,
કૈ, કછુ હરિકો નામ લે, કૈ કર ઊંચા હોય. ૩૯

કબીર સાહેબ કહે છે કે હરિ પ્રાપ્ત કરવાના માત્ર બેજ રસ્તા અમે શ્રવણ કર્યા છે તે એ કે કાંતો હરીનું નામ લેવું. —હરિનું ભજન ખરા અંતઃકરણથી કરવું યાતો હાથ ઉંચા કરવા એટલે કે સુપાત્રે હાથ ઉંચા કરી દાન કરવું. આનેજ લગતી એક સાખી કબીર સાહેબની પ્રચલિત છે તે એ કેઃ—

કબીર કહે કમાલકુ, દો બાતા લિખ લેય,
કર સાહિબકી બંદગી, અરૂ ભૂખેકું કુછ દેય.

કબીર સાહેબે દાન દેવામાં ક્ષુધાતુરને અન્ન દેવાનું ઉત્તમ ગણેલ છે. મ્હોડાને ઉદ્દેશી કહ્યા પછી નેત્રને ઉદ્દેશી કબીર સાહેબ કહે છે કે—

આઁખડિયા ઝાંઈ પરી, પંથ નિહારિ નિહારિ,
જીભરિયા છાલા પર્યો, રામ પુકારિ પુકારિ. ૪૦

પરમાત્માને મળવાનો પંથ નિહાળતા નિહાળતા આંખે આંખ આવી અને રામરામ પોકારી પોકારી જીભમાં છાલ્લાં પડ્યાં. ખરો રસ્તો મળ્યા વગર અને સતગુરૂએ બતાવ્યા વગર—મર્મ જાણ્યા વગર હરિ મેળવવા ઉંધે રસ્તે નિહાળતા આંખોમાં આંખ આવે અને રહસ્ય સમજ્યા વગર કેવળ પોપટની પેઠે સ્થિર મન વગર રામરામ કેવળ લોકોને ઠગવા માટેજ કરવું અને તેથી જીભમાં છાલા પડે તેમાં શું નવાઇ! તેવે રસ્તે હરિ મળી શકે નહી પરંતુ સત્ય રસ્તોજ ગ્રહણ કરવો જોઇએ. તેના માટે કહે છે કે—

પાંચ સંગી પિવ પિવ કરૈં, છઠા જો સુમિરૈ મન,
આઈ સુરતિ કબીરકી, પાયા રામ રતન. ૪૧

પાંચ સાથી બપૈયાની માફક પીઉ પીઉ કરે અને તેની સાંથે છઠું મન રામરામ કરે તોજ કબીર સાહેબ કહે છે કે તે સુરતિથી રામ રતન પ્રાપ્ત કરાય છે. પાંચ સાથી એટલે પાંચે અવસ્થા જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ, તુરીયા અને ઉન્મની. આ પાંચે અવસ્થામાં કેવળ રામ રટણુજ થયા કરતું હોય છતાં પણ આ પાંચે અવસ્થામાં મન તો સાથેજ જોડાવું જોઇએ. આમ ક્યારે બને કે જ્યારે મનની એકાગ્રતા રામની સાથેજ થાય ત્યારે. એકાગ્રતા સંપાદન કર્યાબાદ ઉપરોકત પાંચે અવસ્થામાં મનનું ધ્યાન કેવળ રામમાંજ રમી રહે અને આમ થયે જે સુરતિ—શરીર—ઉત્પન્ન થાય તેજ રામ રતન પ્રાપ્ત કરી શકે. મન કેવી રીતનું સ્થિર થવું જોઇએ તેના માટે જણાવે છે કે—

મેરા મન સુમરૈ રામકો, મેરામન રામહિં આહિ,
અબ મન રામહિં હ્વૈ રહા, શીશ નવાઉં કાહિ. ૪૨

મારૂં મન રામને સમરે છે અને મ્હારૂં મન રામમાંજ લાગેલું છે હવે મનજ રામરૂપ થઈ ગયું છે તો પછી મસ્તક ક્યાં નમાવું. મતલબ મનની એકાગ્રતા થતાં મનજ રામરૂપ બની જાય છે. જીવાત્મા સો પરમાત્મા એ કથનાનુસાર જીવ બ્રહ્મમાં ફેર રહેતો નથી. મન અને રામ જ્યાં એકજ છે તો પછી હવે અન્ય સ્થળે માથું નમાવવું એ નિરર્થક છે. સાધુઓએ ભજનમાં આ સ્થિતિએજ પહોંચવું જોઇએ. અને તેમ થાય તોજ ભજનની સાર્થકતા થઈ ગણી શકાય.

તૂતૂ કરતા તૂ ભયા, તુઝમેં રહી ન હૂં,
બારી તેરે નામકી, જીત દેખું તિત તૂં. ૪૩

તૂતૂ કરતા તૂ ભયા, તુઝમેં રહા સમાય,
તુઝ માંહી મન મિલિ રહા, અબમન અનંત ન જાય. ૪૪

તૂ, તૂ, તુંહીં, તુંહીનો જપ જપતા તુંજ જણાય છે અને હુંપણાનો નાશ થયો. હે પરમાત્મા, તારા નામની બલિહારી છે કે જ્યાં જોઉંછું ત્યાં તુંજ તુંજ નજરે દેખાય છે. તુંહીં તુંહીં કરતા કેવળ તારારૂપ હું થઈ ગયો અને તારામાંજ સમાઇ ગયો. તારામાંજ મારૂં મન સમાઇ ગયું તો હવે તે બીજે ક્યાંય દૂર જતું નથી. કબીર સાહેબનું કહેવું છે કે એકચિત્તે તારૂં ભજન કરતા ભજનના પ્રતાપે હું તદ્રૂપ થતા હું મારી જાતને પણ

જાણી શકતો નથી અર્થાત્ હવે એવી સ્થિતિ થઇ ગઇ છે કે સકળ જગત તુજમયજ લાગે છે.

કબિરા માલા કાઠકી, બહુત યતનકા ફેર,
માલા ફેરો સ્વાંસકી, જામેં ગાંઠિ ન મેર. ૪૫
માલા જપૂં ન કર જપૂં, મુખસે કહું ન રામ,
મનમેરા સુમિરન કરૈ, કર પાયા બિસરામ. ૪૬
માલા તૌ કરમેં ફિરૈ, જીભ ફિરૈ મુખ માંહિ,
મનવાતૌ ચહું દિશિ ફિરૈ, યહ તો સુમિરન નાંહિ. ૪૭

આજકાલના સાધુ અને ભકત લોકો, લોકોને બતાવવાના હેતુથી હાથમાં મોટી માળા લઇ જાણે ભજન કરતા હોય એવો ડોળ બતાવે છે :જે અયોગ્ય જણાતા કબીર સાહેબ કહે છે કે માળાં તો લાકડાની છે અને તે ( તેનામાં દોરા અને મેર હોવાથી ) ધ્યાન રાખી ફેરવવી પડે છે તે એવા હેતુથી કે માળા ફેરવતા ફેરવતા કદાચ મેર ચાલ્યો ન જાય. કાષ્ટની માળા ફેરવતાં મેર તરફ ધ્યાન લાગતું હોવાથી એક રૂપ થઈ શકાતું નથી તેથીજ કહે છે કે કાષ્ટની માળા ફેરવવી નકામી છે ત્યારે કઇ માળા ફેરવવી ? તો કહેછે કે માળા શ્વાસનીજ ફેરવો કે જેમાં ગાંઠ કે મેળ. મુદલ છેજ નહી. મતલબ સ્વાસે સ્વાસે રામનુંજ ભજન કરો. આમ કરવાથી મારી સ્થિતિ એવી હવે થઈ છે કે માળા હાથથી ફેરવું નહી તેમ મહોડેથી રામ પણ કહું નહીં કારણકે મને વિશ્વાસ છે કે મારૂં મનજ સ્મરણ :કર્યા કરે છે. મેં મનને જીત્યું છે અને તેથી મનજ અહોરાત્રિ રામ જપ્યા કરે છે તો

પછી મ્હોડેથી બોલવાથી કે હાથથી માળા ફેરવવાથી શું વળવાનું! મન દૃઢ ન થયું અને માળા ફેરવવા યત્ન કરે તો એમજ બને છે કે માળા હાથમાં ફર્યા કરે છે. માળાનો મણકો એક પછી એક હાથમાંથી પડતો જાય છે અને સ્મરણ કરતા જીભતો મ્હોડામાંજ ફર્યા કરે છે. સ્મરણ કરતા કરતા મન તો ચારે દિશામાં ભટકયા કરે છે. આ સ્થિતિ સ્મરણની નથી. પરંતુ સ્મરણમાં મનનીજ એકાગ્રતા જોઇએ. ખરી એકાગ્રતાવાળાને તો નથી માળાની જરૂર કે નથી અન્ય સાહિત્યની જરૂર. કેવળ મન જ જાપ જપ્યા કરે છે અને મનજ જાપ જપે તોજ ખરૂં સ્મરણ માની શકાય.

રામ નામકો સુમિરતા, હંસિ કર ભાવે ખીજ,
ઉલટા સુલટા નીપજે, જયોં ખેતનમેં બીજ. ૪૮

ઉપર પ્રમાણે "રામનામનું સ્મરણ કરતા, જોઇએતો મારી મશ્કરી કરો અને જોઇએતો મારાપ્રતિ ગુસ્સે થાઓ. કબીર સાહેબ કહે છે કે આ સ્મરણ એવું છે કે જેમ ખેતરમાં બી ઉલટું સુલટું પડયું હોય તો પણ તે પાકે છે તેમ. મતલબ ગમે તે સ્થિતિમાં રામનું ભજન એકાગ્રતાથી કર્યું હોય તો તે ફળને આપેજ. છેવટે કહે છે કે:—

કહા ભરોસો દેહકો, બિનસિ જાય છિન માંહિ,
સ્વાંસ સ્વાંસ સુમિરન કરૌ, ઔર યતન કછુ નાહિં. ૪૯

આ દેહનો શો ભરોંસો છે તેતો ક્ષણભંગુર હોવાથી એક

પલકમાં નાશ પામી જશે માટે શ્વાસે શ્વાસે સ્મરણ કર્યા કરો; અને તપ, ઉપવાસ આદિ દેહદમન આદિ ક્રિયારૂપી અનેક યત્નો કરો નહીં. કબીર સાહેબ કહે છે કે ખરા અંતઃકરણથી તદ્રુપ થઈ સ્મરણ કરનારને અન્ય કાંઈ યત્ન ઈશ્વર પ્રાપ્તિ અર્થે કરવાનો નથી કેવળ સ્મરણમાત્રથીજ પરમપદ પમાય છે. આ દેહ ક્ષણભંગુર છે જેથી સ્મરણ કરવા નિયમ ન રાખો પરંતુ આ સ્થુલદેહમાંથી જેવી રીતે શ્વાસ નીકળતો જાય છે અને ભરાય છે તેવીજ રીતે તે શ્વાસની સાથેજ રામનું ભજન કર્યા કરો. આ શરીર કેવું છે તેના માટે એક કવિએ કહ્યું છે કેઃ—

जीवत जरासा दुःख जनप जरासा तापै
हरहै खरासा काल शिरपै खरासा है;
कोउ विरलासा जीवै जीवै द्वै पचासा अंत,
बन विच बासा यह बातका खुलासा है.
संध्याकासा भान करि बरकासाकानचल,
दलकासा पान चपलाकासा उजासा है;
ऐसा सार हासा तापै किसन अनंत भासो,
पानीमें पतासा तैसा तनका तमासा है.

આ દેહ ક્ષણભંગુર છે તેવીજ રીતે સાંસારિક ભોગની વસ્તુઓ પણ નાશામી છે જેના માટે કબીર સાહેબ ચિંતાવની અંગનો પ્રકાશ કરે છે.

## ૩ ચિંતાવની અંગ.

જીનકે નૌબત બાજતી, મંગલ બંધતે બારિ,
એક હરિકે નામ બિન, ગયે જનમ સબ હારિ. ૧

કબીર સાહેબ કહે છે કે જેને ત્યાં કાયમ નોબત વાગતી અને જેને ઘેર મંગળ તોરણો બંધાતા તેઓ પણ એક હરિના નામના સ્મરણ વગર જન્મારો હારી ગયા. આવા ગૃહસ્થો હોય પરંતુ હરિભજન ન કરે તો તેનું જીવ્યું મુવાતુલ્ય સમજવું.

સાતોં શબ્દજ બાજતે, ઘર ઘર હોતે રાગ,
તે મંદિર ખાલી પરૈં, બૈઠન લાગે કાગ. ૨

જ્યાં સપ્તસૂરના વાજાં વાગતા અને ઘડીએ ઘડીએ ગાયન ગવાતા તે મંદીર હાલ ખાલી પડયાં છે, અને તેમાં હમણાં ઉજડ થતાં કાગડાઓ બેસવા લાગ્યા છે. આ ઉકિત જેઓ હરિસ્મરણ નહી કરતાં સાસારિક વિષયોમાં આસકત રહેતા હોય તેઓના માટે કહેલ છે.

ઊઁચા મહલ ચિનાઇયા, સુબરન કલી ઢુલાય,
તે મંદિર ખાલી પરૈ, રહૈ મસાના જાય. ૩

ઉંચા મહેલો ચણાવ્યા અને તેને સુશોભિત કરવા કળીચૂનાનો ધોળ દીધો હતો તેવા મંદીરો પણ હાલ ખાલી પડી મસાણતુલ્ય થઈ ગયા છે. મતલબ દેહ અને વસ્તુ ક્ષણભંગુર છે. મમતાથી મોટી મોટી મેડી ચણાવે પરંતુ અંતકાલે કાંઇપણ

કામં આવતું નથી અને જતે દહાડે તે સ્મશાનરૂપ બને છે એવું ઉદ્દેશી કબીર સાહેબ મનુષ્યને રામભજન કરવા કહે છે. વળી આ દેહ કેવો છે તેના સંબંધમાં જણાવે છે કે:—

પાંચ તત્વકા પૂતરા, યુકિત રચી મૈં કીવ,
મૈં તોહિ પૂછોં પંડિતા, શબ્દ બડા કી જીવ. ૪

પાંચ તત્વનું પુતળું યુકિતથી રચી પેદા કર્યું. હવે હે પંડિત હું તને પુછું છું કે શબ્દ મોટો કે જીવ.

વેદમાં માયાએ કહેલ છે કે બ્રહ્માદિ સંપૂર્ણ જીવરૂપી પુતળાં મેં પેદા કરેલ છે અને પંડિતો પણ તેમજ કહે છે. આથી કબીર સાહેબ પ્રશ્ન કરે છે કે હે પંડિતો, તમે વેદના શબ્દ માની કહેવા લાગ્યા કે બ્રહ્મ મોટા કે ઈશ્વર કે જેણે આ સકળ સંસાર ઉત્પન્ન કર્યો. પરંતુ તમારા હૃદયમાં વિચાર કરી જુઓ કે શબ્દ મોટો કે જીવ. જો જીવ ન હોત તો પછી વેદ આદિ નાના પ્રકારના શબ્દો કોણ પેદા કરત ? અને બ્રહ્મ ઈશ્વરાદિ અધ્યારોપ કોણ કરત ? આથી જીવજ સર્વથી મોટો છે એમ સર્વેએ નિશ્ચય કરેલ છે. આથી શબ્દ ( વાણી ) બ્રહ્મ આદિ ઉપાધિઓ સર્વ મિથ્યા સમજી જીવનેજ કર્તા માનવો જોઈએ. **आत्मा सो परमात्मा** એ કથનાનુસાર.

પાંચ તત્વકા પૂતલા, માનુષ ધરિયા નાંવ,
એક કલાકે બીછુરે, બિકલ હોત સબ ઠાંવ. ૫

પાંચ તત્વના પુતળાએ મનુષ્ય એવું નામ ધારણ કર્યું. પરંતુ એકજ કળા છૂટી જવાથી સર્વ સ્થળે વિહ્વળ થાય છે.

પાંચ તત્વના પુતળાને જીવે મનુષ્ય માન્યો. આ મનુષ્ય વિવિધ પ્રકારની કલ્પનાના વિષયમાં ભૂલી જવાથી પરિણામે ચોરાશી લક્ષ યોનિમાં વિહ્વળ થઈ ફર્યા કરે છે. પાંચ તત્વનું પુતળું પણ ઠીક અને તેને જીવે મનુષ્ય નામ આપ્યું તે પણ ઠીક; પરંતુ તેને લક્ષચોરાસી યોનિમાં વ્યાકુળ થવાનું કારણ શું ? તેમાં પોતાની ખુશી તો નજ હોય. આવી શંકા સહજ ઉદ્ભવે છે. લક્ષચોરાશી ફેરામાં પડવાની ખુશીતો નહોતી. સર્વ સામગ્રી તેની પાસે મોજુદ હતી. પરંતુ માત્ર પારખરૂપી એકજ કળા તેની પાસે ન હોવાથી વ્યાકુળ થઇ ફરવું પડ્યું. મતલબ રામ નામની પારખ તેનામાં નહોતી. જો આ પારખ તેનામાં હોત તો સ્મરણ અંગમાં કહ્યા મુજબ તેનો મોક્ષજ થાત. ( લક્ષ ચૌરાસી યોનિનો હિસાબ નીચે પ્રમાણે શાસ્ત્રકારોએ બતાવેલો છે ૨૦ લાખ સ્થાવર, ૯ નવ લાખ જળજંતુ, ૧૧ લાખ કાચબા, ૧૦ લાખ પક્ષી, ૩૦ લાખ પશુ અને ૪ લાખ વાનર એ રીતે કુલ ૮૪ લાખ )

પાંચ તત્વકા પૂતલા, માનુષ ધરિયા નામ,
દિના ચારકે કારનૈ, ફિરિ ફિરિ રોકૈ ઠામ. ૬

પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ અને આકાશ એ પાંચ તત્વનું પુતળું બન્યું અને તેનું નામ માણસ પડયું અને તે માત્ર ચાર દિવસને માટે ફરિફરિને જગા રોકે છે. મનુષ્ય દેહ મોક્ષ પદનું સાધન કરવાર્થેજ છે અને મોક્ષ સંપાદન કરવાર્થે ઈશ્વર આરાધના મુખ્ય છે. હવે જો ઇશ્વર આરાધના આ મનુષ્યાવતારમાં ન

થાય તો પછી "પુનરપિ જન્મં પુનરપિ મરણું" એ કથનાનુસાર લક્ષ ચોરાસી યોનીમાં ભટકતા ભટકતા વારંવાર સ્થળ રોકે એ દેખીતુંજ છે. વળી આ મનુષ્યાવતારનું આયુષ્ય કેટલું છે તે કાંઈ કલ્પી શકાતું નથી જેથી મરણ સમીપજ છે એમ માની ઇશ્વર ભજન કરવું એવો ઉપદેશ કબીર સાહેબનો છે.

પાકી ખેતી દેખિકે, ગરવે કહા કિસાન,
અજહૂં ઝોલા બહુત હૈ, ઘર આવૈ તબ જાનિ. ૭

ખેતર પાકેલું જોઈ ખેડુત ગર્વ કરે છે. પણ કબીર સાહેબ કહે છે કે હજુ ઘણી અડચણો આડી આવનાર છે. ગર્વ ક્યારે કરવો કે. ખેતરનો તમામ પાક ઘરે આવે ત્યારે જ. તેવી રીતે મનુષ્ય યુવાવસ્થામાં કહે છે કે વૃદ્ધાવસ્થામાં ઇશ્વર આરાધના કરીશું પણ સમજતો નથી કે વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતાં અનેક વિટંબણાઓ આવે છે. જેમ ખેતર પાકયું હોય અને તેમાં ટીડ પડે તો સર્વ નષ્ટ થાય છે તેવે વખતે ખેડુતને હર્ષને બદલે શોક થાય છે તેવીજ યુવાવસ્થામાંજ કાળ ઝડપી લઇ વૃદ્ધાવસ્થા આવવા ન દે; અને યુવાવસ્થામાં ઇશ્વરાધના નહીં થવાથી તેવે વખતે પસ્તાવો થાય છે. જેમ સંપૂર્ણ પાક ખેડુતને ઘરે આવવો અસંભવિત છે. તેમ વૃદ્ધાવસ્થા પણ મનુષ્યને આવવી અસંભવિત છે માટે મનુષ્યે યુવાવસ્થામાં ગર્વ કરી ઈશ્વર ભજન કરવાનું માંડી વાળવું ન જોઇએ. એ અર્થ.

પાંચ પહર ધંધે ગયા, તીન પહર રહા સોય,
એક પહર હરિ ના જપ્યો, મુકત કહાંતે હોય. ૮

મનુષ્યના પાંચ પહોર ધંધો કરવામાં ગયા અને ત્રણ પહોર સુવામાં ગયા આ આઠ પહોરમાં એક પહોર પણ હરિનું ભજન ન કર્યું તો પછી મુક્તિ શી રીતે મળી શકે ? સાંસારિક વ્યવહારને અંગે મનુષ્ય પૈસો મેળવવા સંપૂર્ણ પ્રયાસ કરે છે અને રાત્રિ પડતા નિદ્રાધીન થાય છે આવે વખતે તેને ઇશ્વરનું સ્મરણ થતુંજ નથી તો પછી આવા મનુષ્યનો ઉદ્ધાર શી રીતે થઈ શકે. કબીર સાહેબ કહે છે કે સંસારી મનુષ્યે બાવા થવાની જરૂર નથી પરંતુ પોતાના ધંધામાં, ગૃહસ્થાશ્રમમાં મચ્યા રહી થોડો પણ વખત ઇશ્વરાધનામાં કહાડવો જોઇએ. તેમ ન થતા મનુષ્યનો દિવસ શી રીતે જાય છે તેના સંબંધમાં ઉપરની સાખી કહેલ છે. વળી કહે છે કે:—

ધૂમ ધામ મૈં દિન ગયા, સોચત હો ગઇ સાંઝ,
એક ઘરી હરિ ના ભજા, જનની જનિ ભઈબાંઝ. ૯

ધામધુમમાં આખો દિવસ વ્યતીત થયો અને વિચારમાંને-વિચારમાં સાંજ પડી ગઈ પરંતુ એક ઘડી પણ હરી ભજાયા નહીં. આવા પુરૂષની જનનીએ તેનો જન્મ આપ્યો તો પણ તેને પુત્ર હોવા છતાં તે વાંઝણી જ છે એમ માનવું.

રાતિ ગવાંઈ સોયકે, દ્યોસ ગવાંયા ખાય,
હીરા જનમ અમોલ હૈ, કૌડી બદલે જાય. ૧૦

જે, રાત્રિ સુવામાં ગુમાવે છે અને દિવસ ખાવાપીવામા ગુમાવે છે તે, આ જન્મ, અમુલ્ય હીરો છે તેને એક કોડીના હિસાબમાં ખુવે છે. આ અલભ્ય મનુષ્ય દેહનો ઇશ્વર આરાધનામાં

સહજ પણ ઉપયોગ નહીં કરતાં માત્ર ઐહિક સુખમાંજ તેનો ઉપયોગ કરે તો તે અમુલ્ય હીરાનું મુલ્ય એક કોડી સમાન છે.

આજ કાલ કી પાંચ દિન, જંગલ હોયગા બાસ,
ઉપર ઉપર હલ ફિરૈ, ઢોર ચરેંગે ઘાસ. ૧૧

આજ કાલ કે પાંચ દિવસ પછી પણ આ સ્થૂળ દેહનો જંગલમાં વાસ થવાનોજ છે. મરણ પછી જંગલમાં બાળી નાંખ્યા બાદ જમીન સાથે ભળી જતા–માટીમાં માટી મળી જતા તેના ઉપર હળ ફરશે અથવા તો તે જમીનમાં ઘાસ ઉગશે તો ઢોર ચરશે. વળી.

આજુ કાલ દિન કૈકમેં, અસ્થિર નાહિં શરીર;
કહિ કબીર કસ રાખિહો, કાંચે બાસન નીર. ૧૨

આજકાલ કે પછી કોઇ પણ દિવસે આ શરિર તો અસ્થિર છે જ, તે પડવાનું તો છેજ તો પછી કબીર સાહેબ કહે છે કે તમે કાચા વાસણમાં પાણી શી રીતે ભરી રાખશો ? નાના પ્રકારની સાધના કરી સિદ્ધ થવા ઇચ્છનાર માટે આ સાખી લખાએલી છે. આ શરીર તો અસત્ય છે. તે આજ નાશ પામશે કે કાલ, કે થોડા દિવસ પછી. નાશવાન શરીર કાંઇ સ્થિર રહેનાર નથી તો પછી તમે ક્યાં સુધી સાધના કરશો અને ક્યારે સિદ્ધ થાશો? આમ છે તો નાના પ્રકારની સાધનક્રિયા કરી સિદ્ધ થવાની લાલસાએં કાયારૂપી કાચા વાસણમાં સાધનક્રિયારૂપી જળ કેવી રીતે ક્યાંસૂધી ટકાવી રાખશો ? આમનેઆમ ગફલતીમાં એક દિવસ જીવ આ દેહ છોડી ચાલ્યો જશે. માટે ખરી રીતે ઇશ્વર સ્મરણ કરી લો.

હાડ જરૈ જ્યોં લાકડી, કેસ જરૈ જ્યોં ઘાસ;
સબ જગ જલતા દેખિકે, ભયા કબીર ઉદાસ. ૧૩

હાડકાં જેમ લાકડું બળે તેમ બળે છે અને ઘાસની માફક વાળ બળે છે આખું જગત બળતું જોઈ, કબીર સાહેબ ઉદાસ થયા. ઉદાસ થવાનું કારણ એવું બતાવે છે કે:-

હાડ જરૈ જસ લાકડી, બાર જરૈ જસ ઘાસ;
કબિરા જરૈ રામરસ, જસ કોઠી જરૈ કપાસ. ૧૪

રામરસ સંપાદન કરવા જીવ દિવાનો થયો અને આખરે પોતાનું ખરૂં સ્વરૂપ જાણી શકયો નહીં અને છેવટે સ્થૂળ દેહ છોડી ગયો ત્યારે પોતે ગર્ભવાસમાં જઈ જઠરાગ્નિમાં બળવા લાગ્યો. જેમ કોઠીમાં ભરેલા કપાસમાં આગ લાગે તેમ. મતલબ કોઠી માંહેના કપાસમાં આગ લાગતાં ધુમાડો નજરે આવતો નથી પણ કપાસ અંદરને અંદર બળી રાખ થઈ જાય છે; તેવી રીતે જઠરાગ્નિ ઉપરથી કોઇ જોઇ શકતું નથી, પણ ગર્ભવાસ થતા નારી ગર્ભિણી છે એમ સર્વ કોઈ જાણી શકે છે. પરંતુ જ્યારે જીવ સ્થૂળ દેહ છોડે છે ત્યારે લોકો એકત્ર થઇ તે સ્થૂળ દેહને બાળી નાંખે છે. આવે વખતે હાડકાં લાકડાની માફક અને કેશ ઘાસની માફક બળ્યા કરે છે, અને જીવ પુનઃ અન્ય ગર્ભમાં જઇ જઠરાગ્નિમાં બળ્યા કરે છે. તેનુ આ બળવું કોઠી માંહેના કપાસની માફક છે. કબીર સાહેબનું કહેવું એવું છે કે રામરસ ખરો રીતે પ્રાપ્ત કરતાં ન આવડે તો જીવની આવી ગતિ થાય છે. પરંતુ રામરસ યોગ્યરીતે-રામસ્મરણ ખરા અંતઃકરણથી કરવામાં આવે તો જીવને દિવાના થવાનો વખત પણ ન આવે અને તેને જઠ-

અગ્નિમાં બળવાનો વખત પણ ન આવે. મતલબ કે મોક્ષપદને પ્રાપ્ત થાય. પરંતુ તે પ્રમાણે ન થઇ શકવાથીજ જીવની આવી દશા થાયછે. આવાઓને ઉદ્દેશી કબીર સાહેબ કહે છે કેઃ—

મરોગે મરિ જાવોગે, કોઇ ન લેગા નામ;
ઉજડ જાય બસાઓગે, છાંડિ બસંતી ગામ. ૧૫

મરશો. અરે! મરી જાશો. તમારૂં નામ પણ કોઇ નહીં લે. વસતું ગામ છોડી ઉજડ જગામાં વસસો. સુકૃત કર્યાં નહીં હોય, ઇશ્વિર ભજન કર્યું નહીં હોય તો પછી મરી ગયા પછી કોઇ પણ માણસ તમારૂં નામ નિશાન પણ જાણશે નહીં. કોઇ પણ નહીં જાણે કે તમે જન્મ્યા છો કે મૂવા છો. પરંતુ તેવે વખતે તમો વસતું ગામ છોડી કેવળ ઉજડ જગ્યામાંજ પડવાના. (આવે વખતે તમને પસ્તાવોજ થવાનો.) .

કબિરા ખેત કિસાનકા, મિરગન ખાયા ઝાર;
ખેત બિચારા કયા કરે, ધની કરે નહિં વાર. ૧૬
બિન રખવારે બાહરી, ચિડિયા ખાયા ખેત;
આધા પરધા ઊબરે, ચેત સકે તો ચેત. ૧૭

કબીર સાહેબ કહે છે કે ખેડુતના ખેતરમાંથી મૃગલા ઝાડ ચરી ગયા; માલેક પોતેજ સંભાળ ન રાખેઃતો ખેતર બિચારૂં શું કરી શકે ? વાડ વગર અને સંભાળ વગર ચકલીઓ ખેતરમાં ચણવા લાગે આથી અરધું પરધું બચે માટે તને ચેતાવું છું કે ચેતી શકે તો ચેતજે.

આ શરીર રૂપી ખેતરને તમે આધિ, વ્યાધિ અને ઉપાધીથી

બાંધી રાખ્યું અને તેથી કુબુદ્ધિરૂપી મૃગલો જ્ઞાનરૂપી ઝાડ ખાવા લાગ્યો. તેમાં શરીરનો શો વાંક ! કારણ કે મનરૂપી માલેક સંભાળ ન રાખે તો પછી શરીરનો શો વાંક ! વળી શરીરરૂપી ખેતરની તમે રખવાળી કરી નહીં અને તેને ઉપાધીમાંજ રહેવા દીધું એટલુંજ નહીં પણ તેની ઉપદેશરૂપી વાડ પણ મજબુત ન કરી, આથી સહજસાજ જ્ઞાન ઉત્પન્ન થાય તેથી શું વળવાનું ! માટે કબીર સાહેબ કહે છે કે હવે હું તને ચેતાવુંછું કે મન દૃઢ રાખી ઉપદેશરૂપી વાડ મજબુત કરી, આધિ, વ્યાધિ અને ઉપાધીથી મુકત થઇ સુવિચાર એકત્ર કરી ઇશ્વર ભજન કર. જો તેમ નહીં થાય તો જેમ ખેતર માંહેનું ધાન ચકલી અને મૃગલાદિ ચરી જાય છે તેમ તારૂં શરીર પણ નષ્ટ થતાં તારાથી કાંઇ પણ શ્રેય થઇ શકશે નહીં. રામનામ જાણ્યા વગરનું શરીર કેવું છે કેઃ—

રામ નામ જાંના નહીં, મેલા મના બિસાર;
તે નર હાલી બાદલી, સદા પરાયે બાર. ૧૮

રામનું નામ જાણ્યું નહીં અને મેલા મનને વધવા દીધું તેવા પુરૂષ વરસાદ ઋતુની વાદળી જેવા છે કે જે વાદળી આખરે પારકે બારણેજ વરસે છે. રામનામ જાણ્યું નથી એવા પુરૂષો અન્ય ઘરે–નીચ ઘરે જન્મ ધારણ કરે છે એ તાત્પર્ય.

કબિરા યા સંસારમેં, ઘને મનુષ્ય મતિહીન;
રામ નામ જાના નહીં, આયે ટાપા દીન. ૧૯

કબીર સાહેબ કહે છે કે આ સંસારમાં ઘણા મતિહીણ મનુષ્યો છે કે જેઓ રામનું નામ જાણતા નથી અને આખરે

તેની અવધી પુરી થતાં તે ચાલ્યા જાય છે. મતલબ જેવા જન્મે છે તેવાજ મરે છે આવા પુરૂષોનું શ્રેય કયાંથીજ થાય ?

રામનામ જાના નહીં, લાગી મોટી ખોરિ;
કાયા હાંડી કાઠકી, ના, વહ ચઢૈ બહોરિ. ૨૦

રામનામ જાણ્યું નહીં એજ મોટી ખોડ લાગેલી છે. આ કાયારૂપી લાકડાનું હાંડલું ચુલા ઉપર ઝાઝી વખત ચડતું નથી. લોકો સમજતા નથી કે આ મનુષ્યાવતાર વારંવાર આવતો નથી. કદાચ સુભાગ્યે મનુષ્યાવતાર પ્રાપ્ત થયો તોપણ તેનામાં રામ-સ્મરણ નહીં કરવાની મોટી ખરાબ ટેવ પડી ગએલી હોય છે. આ ટેવ નહીં છોડવાથી મનુષ્યનો ઉદ્ધાર થઈ શકતોજ નથી અને પરિણામે ચોરાસીના ફેરામાં પુનઃ પડવુંજ પડે છે.

માટી કહૈ કુમ્હારકોં, કયા તૂં રૂંદે મોહિં,
એક દિન ઐસા હોયગા, મૈં રૂંધૂંગી તોહિં. ૨૧

આ ક્ષણભંગુર દેહ આખરે પડી જશે અને તે માટીમાં માટીરૂપ થઇ જશે. આ ઉપરથી કુમ્હારને માટી કચરતા જોઈ કબીર સાહેબ કહે છે કે–માટી કુંમ્હાર પ્રતિ કહે છે કે તું મને શા માટે ગુંદે છે એક દિવસ એવો પણ આવશે કે હું તનેજ ગુંદીશ. મતલબ તારા મરણ પછી તું મારી પાસે આવીશ એટલે તારી માટી મારામાં મેળવી લેવા હુંજ તને ગુંદીશ. માટે તું વિચાર કર કે.—

કહા કિયા હમ આયકૈ, કહા કરૈંગે જાય;
ઇતકે ભએ ન ઉત્તકે, ચાલે મૂલ ગંવાય. ૨૨

મેં આવીને શું કર્યું અને જઇને શું કરીશ. આ સંબંધી જો કાંઇ પણ વિચાર ન કર્યો તો પછી તારી કીંમત ખોઇ તું ચાલ્યો જઇશ અને નહીં આ બાજુનો કે નહીં તે બાજુનો રહેવાનો. કબીર સાહેબ કહે છે કે દરેક મનુષ્યે વિચારવું જોઇએ કે જન્મીને આજ પર્યંત શું શું સારૂં કામ કર્યું તેમજ મરતા સુધી મારાથી શા શા સારા કામ થશે. મતલબ કેટલો વખત ઇશ્વર ભજન અને સારા કામમાં ગુમાવ્યો અને ગુમાવાશે. આવો વિચાર જે માણસને ઉદ્ભવતો નથી તે માણસ આ સંસામાં અવતરી પોતાનો અમૂલ્ય દેહ નિરર્થક ગુમાવે છે અને તે કોડી કામનો પણ ગણાતો નથી. આથી આ મનુષ્યની સ્થિતિ ધોબીના કુતરા જેવી થાય છે કે "નહીં વાટનો કે નહીં ઘાટનો."

કબિરા હરિકે નામ બિન, રાજા રાષભ હોય;
માટી લદૈ કુંભાર કૈ, ઘાસ ન નીરૈ કોય. ૨૩

કબીર સાહેબ કહે છે કે હરિના નામ વગરનો રાજા હોય તો પણ તે ગધેડા જેવોજ ગણાય છે. ગધેડા ઉપર કુંભાર માટી લાદે છે, કામ લે છે પણ ઘરે આવતા તેને કોઇ ઘાસ પણ નાંખતું નથી. તેવીજ રીતે રાજા રાજ્યનો ભાર ઉપાડે છે પરંતુ તે ભાર કુંભારના ગધેડાની માફકજ ઉપાડે છે. કારણ કે ઇશ્વર ભજન નહીં કરનાર રાજા ગધેડા જેવોજ ગણાય છે. મનુષ્યાવતારમાં રાજાને ઘેર જન્મ થવો તે મહાન શ્રેષ્ઠ મનાય છે અને શાસ્ત્રકારોના નિયમ પ્રમાણે મહામહેનતે રાજા થવાય છે, પણ રાજાનો દેહ ધારણ કરી જો ઇશ્વર ભજન ન કર્યું તો તે પણ

નિરર્થક છે. કહેવત છે કે "હાથે તે સાથે" તે પ્રમાણે રાજા પોતે ઇશ્વર ભજન ન કરે તો પછી તેની પણ અધમગતિ થાયછે.

કબીર સાહેબ આવો ઉપદેશ માત્ર પુરૂષોના માટેજ આપેછે તેમ નથી. સ્ત્રીઓ માટે પણ કહે છે કે—

કબિરા હરિકે નામબિન, નારી કૂકરિ હોય;
ગલી ગલી ભુઁકતિ ફિરૈ, ટૂક ન ડારૈ કોય. ૨૪

હરિના નામ વગરની સ્ત્રી પણ કુતરી સમાન છે. અને જેમ કુતરી ગલીએ ગલી ભટકે છે પણ કોઇ તેને રોટલાનો કટકો પણ નાંખતું નથી તેમ સ્ત્રી ઇશ્વર ભજન ન કરે તો તેની સ્થિતિ પણ કુતરીના અવતાર તુલ્ય માનવી.

યહ તન કાચા કુંભહૈ, ચોટ ચહૂઁ દિશિ ખાય;
એકહિ હરિકે નામબિન, જદિતદિ પરલૈ જાય. ૨૫

આ શરીર કાચા ઘડા જેવું છે તેને ચારે દિશામાંથી નુકશાન થવા માંડે છે અને તેથી એક હરિના નામ વગર જ્યારે ત્યારે તેનો નાશ થવાનો. આ શરીરરૂપી કાચા ઘડાને જો હરિનાનામરૂપી રખેવાળી ન કરવામાં આવે તો તે નકામું છે એમ માનવું અને તેથી તે જેવું ધારણ થયું તેવું પડ્યું ગણવાનું છે.

કબિરા યહ તન જાતહૈ, સકૈ તો ઠોર લગાય,
કૈ સેવા કર સાધુકી, કૈ ગોવિન્દ ગુણ ગાય. ૨૬

કબીર સાહેબ કહે છે કે આ શરીર જાય છે માટે બને

તો તેનું કાંઇ ઠેકાણું કર ( તેનો ઉપયોગ સારા રસ્તે કર ) તે કેવી રીતે કે કાંતો સાધુની સેવા કર અને કાંતો ગોવિંદના ગુણ ગા.

ઉજ્વલ પહિરે કાપડા, પાન સુપારી ખાય,
એકહિં હરિકે નામ બિન, બાંધા યમપુર જાય. ૨૭
મલમલ ખાસા પહરતે, ખાતે નાગર પાન,
ટેઢા હોકર ચાલતે, કરતે બહુત ગુમાન. ૨૮

ધોબીના ધોયેલ સફેદ કપડાં પહેરે છે અને પાનસોપારી આદિ મુખવાસ ખાય છે પરંતુ તેવો પુરૂષ એક હરિના નામ વગર બંધાઇ યમપુર જાય છે.

ખાસી મલમલ પહેરે છે, નાગરવેલના પાન ચાવે છે, વાંકા ફૂકડ થઇ ચાલે છે અને મનમાં અત્યંત ગુમાન કરે છે.

કબીર સાહેબ કહે છે કે મનુષ્ય બાંહ્ય દેખાવ કરવા અર્થે આછા સુંદર કપડા પહેરે છે, મોઢું લાલ રાખવા પાન આદિ ખાય છે અને અહંકારથી-શેખીથી અક્કડ ચાલી મનમાં પુરતું ગુમાન રાખે છે પરંતુ તે જાણતો નથી કે આવી રીતે હરિગુણ ગાયા વગર પાપના પોથા બાંધી યમપુરી-નરકમાં જવાનું છે. કારણ કે દેહ ક્ષણભંગુર છે અને દરેકને વહેલા મોડું મરવાનું તો છેજ.

મહલન માંહી પૌઢતે, પરિમલ અંગ લગાય,
તે સુપને દીસૈ નહીં, દેખત ગયે વિલાય. ૨૯
મહલન માંહી પૌઢતે, પરિમલ અંગ લગાય,
છત્રપતિકી છાયમેં, ગદહા લોટે જાય. ૩૦

જેઓ મોટા મહેલોમાં સુતા અને શરીરે અત્તર ગુલાબ આદિ સુગંધી વસ્તુઓનો લેપ કરતા તેઓ આજ સ્વપ્નામાં પણ જોવામાં આવતા નથી. તેઓતો વિલે મહોડેજ ગયા છે.

આવા છત્રપતિના મકાનમાં પણ સમય આવે જઇનેગધેડા લોટે છે કબીર સાહેબ કહે છે કે સુખ દુ:ખના ફેરા દરેકને આવે છે અને પરમાત્મા રંકનો રાજા અને રાજાનો રંક બનાવે છે. આ કહેતી અનુસાર ઘણા રાજા મહારાજાઓ થઈ ગયા અને તે પૈકી ઘણાઓના આજ નામ નિશાન પણ રહ્યા નથી. વળી જે મોટાં મકાનો હતાં તેના સમારનાર કોઇ ન રહેવાથી આજે ઉજડ મેદાન થઈ પશુઓને ચરવાની જગા થઇ છે. એ દેખીતુંજ છે. ત્યારે નામ કોના રહેલ છે કે જેઓ ધર્માત્મા અને ઇશ્વર પરાયણ હતા તેઓનાજ.

થલી જો ચરતા મિરગલા, બેધા એકજ સૌન,
હમતો પંથી પંથ સિર, હરા ચરેગા કૌન. ૩૧

લીલા મેદાનમાં મૃગ ચરતો હતો તેને એકજ તીરથી વીંધી નાંખ્યો. હુંતો પંથી-મુસાફર છું અને મારા માથે પંથ કરવાનો ભાર છે જેથી હવે આ લીલું ઘાસ કોણ ચરશે ? કબીર સાહેબની આ સાખી ગંભીર અર્થવાળી છે. તેઓ કહે છે કે મનરૂપી મૃગ સંસારરૂપી લીલા ઘાસમાં ગુંથાએલો હતો અર્થાત્ દુનિયાના સુખોમાં લુબ્ધ હતો, તેને જ્ઞાનરૂપી એકજ બાણ વાગતાં સંસારમાંથી આસક્તિ ઉઠતાં વૈરાગ્ય પ્રાપ્ત થયો. હવે જે મન સ્થિર થઇ બેઠું હતું તે સમજવા લાગ્યું કે હું તો એક મુસાફર છું અને મારે લાંબી

મુસાફરી કરવાની છે કાંઈ એકજ સ્થાને બેસી રહેવાનું નથી. એટલે હવે આ લીલું ઘાસ કોણ ચરશે ! મન, જ્ઞાન ઉત્પન્ન થતા સમજવા લાગ્યું કે આ લીલાઘાસરૂપી સંસારના સુખો અનિત્ય છે તેથી તેનો ત્યાગ કરી નિત્ય સુખની આશાએ મુસાફરી કરવાની આવશ્યકતા છે.—જ્ઞાન સંપાદન કરવાની જરૂર છે. આથી જ તેમણે દુનિયાના અનિત્ય સુખનો ત્યાગ કરવા ઉપલી ઉક્તિ કહેલ છે.

કાયથ કાગદ કાઢિયા, લેખા પારનપાર,
જબલગિ સ્વાઁસ શરીરમેં, તબલગિ રામ સંભાર. ૩૨

કાયથ લોકો હિસાબ કિતાબમાં અને દસ્તાવેજ આદિ લખવામાં પુરા મુત્સદ્દી ગણાય છે. કાયથના દસ્તાવેજરૂપી કાગળ કાઢતા જણાય છે કે હિસાબ કરતાં કંઈ પાર આવે તેમ નથી. કરેલ દસ્તાવેજમાં દેણું એટલું બધું છે કે જ્યાં સુધી તારા શરીરમાં સ્વાસ છે ત્યાં સુધી તું રામ—વ્યાજને સંભાર્યા જ કર મતલબ મરણ પર્યંત તું વ્યાજ ભરીશ તો પણ કરજથી મુક્ત થનાર નથી. કબીર સાહેબ નિસ્પ્રેહી હોવાથી તેની સાખીનો અર્થ ઉપર મુજબ નજ હોવો જોઇએ. અલબત વ્યવહારિક દ્રષ્ટિએ આ અર્થ વ્યાજબી છે. પરંતુ કબીર સાહેબના વર્તન પ્રમાણે તો કાયથ એટલે ચિત્રગુપ્ત. ચિત્રગુપ્તને મનુષ્યના પાપપુણ્યના હિસાબ રાખનાર શાસ્ત્રકારોએ માનેલ છે જેથી જણાવેછે કે જ્યારે ચિત્રગુપ્તે તારા સારા નરસા કર્મનો હિસાબ કહાડયો ત્યારે તારા દુષ્કર્મનો પારજ ન દેખાયો માટે તેમાંથી મુક્ત થવા કબીર સાહેબ કહે છે કે જ્યાં સુધી તારામાં સ્વાસ ચાલે છે ત્યાં સુધી તું

રામનું ભજન ખરા દીલથી કર્યા કર એટલે તું તમામથી મુક્ત થઈશ. હવે, જો તું રામનું ભજન કરીશ તો–

લેખા દેના સોહરા, જો દિલ સાચા હોય,
સાંઇકે દરબારમેં, પલા ન પકરૈ કોય. ૩૩

જો તારૂં અંતઃકરણ સ્વચ્છ હશે, જો તું ખરા અંતઃકરણથી ઇશ્વર ભજતો હોઇશ તો લેખું આપવું સહેલુંજ છે અને પરમાત્માના દરબારમાં તારૂં કોઇ કાંડું પકડનાર નથી મતલબ રામ ભજનથી યમરાજ પણ તારાથી દુર રહેશે.

માનુષ જન્મ દુર્લભ અહૈ, હોય ન વારંવાર,
તરવરસે પત્તા ઝરૈ, બહુરિ ન લાગૈ ડાર. ૩૪

આ જીવને મનુષ્યજન્મ દુર્લભ છે. વિશયમાં તે પશુવત્ કર્મમાં સંપૂર્ણ આસક્ત રહે છે આથી પુનઃ મનુષ્યાવતાર આવવો દુર્લભ છે. મનુષ્યજન્મમાં વિવેક અને વિચાર હોય છે, સંપૂર્ણ સંપત્તિ પ્રાપ્ત થતા મહાન પદને પણ પામે છે, વળી આ અવતારમાંથી જીવને આવાગમરહિત કરવાનું પણ સાધન પ્રાપ્ત કરી શકાય છે જેથી મનુષ્ય જન્મ મળવો મહા દુર્લભ મનાએલ છે. આથી આ જન્મને વિષયવાસનામાં ગુમાવવો ન જોઇએ કારણ કે તે પુનઃ પુનઃ પ્રાપ્ત થતો નથી. આ અવતારમાં તો સદ્‌ગુરૂનો ઉપદેશ લઈ ઇશ્વરપરાયણમાં મન દ્રઢ કરવું અને અદ્રઢ મનને રોકી અહંતા, મમતા, માયા આદિનો ત્યાગ કરવો. આવી રીતે મન દૃઢ થતાં ઈશ્વિરપરાયણ થાય તો તેને પુનર્જન્મ ધારણ કરવા જરૂર રહેતી નથી. જેમ ઝાડ ઉપરથી પાંદડુ ખરી જાય

પણ તે પુનઃ ઝાડને ચોટતું નથી તેમ. મતલબ જેમ પાંદડુ પકવ થતા તુટી જાય છે અને પુનઃ ચોંટતું નથી તેમ દ્રઢ થયેલ ઇશ્વર પરાયણ મનવાળા મનુષ્યનું આવાગમન આ સ્થૂળ દેહ છુટતા થતું નથી. બાકી તો

આયે હૈં તે જાયઁગે, રાજા રંક ફકીર,
એક સિંહાસન ચઢિ ચલે, ઈક બાંધે જાત જંજીર. ૩૫

જન્મ્યું તે મરવાનેજ માટે. રાજા, રંક કે ફકીર ગમે તે હોય તો પણ તે આવે છે અને જાય છે—જન્મે છે અને મરે છે જન્મ ધરતા કોઇ સિંહાસન ઉપર બેસે છે તો કોઇને પગમાં બેડી પણ પડે છે. મતલબ કર્મ પ્રમાણે ગતિ થાય છે. કારણ કે મનુષ્ય સમજે છે કે આ દેહ મારો છે કુટંબ કબીલા મારાં છે અને તે તેનાજ માટે સારૂં નરતું કર્મ કરે છે. વળી તેને સત્કર્મથી સિંહાસન મળે છે કે દુષ્કર્મથી તે દંડરૂપે બેડી પહેરે છે. પરંતુ સમજતા નથી કે આ દેહ પોતાનો નથી કુટુંબ કબીલા કોઇ પણ પોતાનાં છે જ નહીં કારણ કેઃ—

તૂં મતિ જાનેં બાવરે, મેરા હૈ સબ કોય,
પિંડ પ્રાનસોં બંધિ રહા, સો અપના નાહ હોય. ૩૬

આવાઓને ઉદ્દેશી કબીર સાહેબ કહે છે કે હે મૂર્ખ, તું સમજજેમાં કે આ સર્વ તારૂં પોતાનું જ છે તેતો માત્ર તારા પિંડ અને પ્રાણ સાથેજ લાગેલ છે. તે તારૂં પોતાનું નથી. તારો જીવ ગયા પછી તારા મરણ બાદ, ભાઈ, બાપ, સ્ત્રી, માતા, પુત્રી, પુત્ર, બહેન આદિ સગા સબંધી કુટુંબ પરિવાર, મિત્ર,

મંદિર, પૈસો ટકો વિગેરે સાંસારિક વસ્તુ કાંઈ પણ તારી નથી, સર્વનું સગપણ તારા જીવ સાથેજ છે. એ નિશ્ચય સમજજે કે સર્વ કોઈ સ્વાર્થના સગાં છે અને તે પણ તારામાં શ્વાસ હશે ત્યાં સુધીજ. વહેલો મોડો તારો દેહ પડવાનો જ છે અને તે વખતે તારો બેલી કોઈ નથી. વળી આ દેહ તારો છે એમ પણ માનતો નહીં કારણ કે આ સ્થૂળ દેહમાંથી જીવ ઉડી ગયો કે તરતજ તે સ્થૂલ દેહને તારાજ સ્નેહીઓ બાળી નાંખશે. જીવ છે ત્યાંસુધીજ દેહ ગણાય છે માટે તે દેહ તારો નથી. જીવન અને મૃત્યુનો સંબંધ કેવો છે તેના માટે કબીર સાહેબ જીવન–મૃતકનું અંગ કહે છે.

---

## ૪ જીવનમૃતક અંગ.

કબીર કાયા સમુદ્ર હૈ, અંત ન પાવે કોય,
મૃતક હોયકે જો રહે, માનિક લાવૈ સોય. ૧

કબીર સાહેબ કહે છે કે આ કાયા સમુદ્રરૂપ છે અને તેનો પાર કોઈ લાવી શકતું નથી પરંતુ જે મડા જેવો થઇને રહે તેજ સમુદ્રમાંથી માણેક રત્ન લાવી શકે છે.

આ કાયા રૂપી સમુદ્રમાં જ્ઞાનરૂપિ રત્નની ખાણ છે પરંતુ તે પ્રાપ્ત કરવા પોતાના મનને કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર આદિ ષટ રિપુને તથા આધિ, વ્યાધિ અને ઉપાધિ આદિ ત્રણ તાપને દૂર કરી અર્થાત્ સાંસારિક આવરણો દૂર કરી

જે મડા જેવો થઇને રહે છે તેજ મનુષ્ય જ્ઞાનરૂપીરત્ન પ્રાપ્ત કરી શકે છે.

મોતી નિપજ સીપમેં, સીપ સમુન્દર માહિં,
કોઈ મરજીવા કાઢસી, જીવનકી ગમ નાહિં. ૨

મોતીની નિપજ છીપમાં છે અને છીપ સમુદ્રના તળીએ રહે છે તે કોઇકજ તારો કાઢી શકે છે કે જે તારો જીવનની આશા છોડીને સમુદ્રમાં પડે છે. કબીર સાહેબ કહે છે કે મોતીરૂપી ખરૂં જ્ઞાન હૃદયરૂપી છીપમાં સમાએલ છે અને આ હૃદયરૂપી છીપ કાયારૂપી સમુદ્રમાં ડુબેલ છે. હવે સમુદ્રના તળીએથી છીપ કાઢવા જેમ કોઇકજ તરનાર જીવવાની આશા છોડી સમુદ્રમાં ડુબકી મારી કહાડે છે તેવીજ રીતે આ જ્ઞાનરૂપી મોતી કાઢવા કોઇકિજ મનરૂપી તરનાર જીવસટે પ્રયત્ન કરે છે. મતલબ તમામ જન્મે છે પરંતુ તેમાંથી કોઇકિજ જ્ઞાની નીકળે છે કે જે જ્ઞાન પ્રાપ્ત કરવા જીવસટે પ્રયાસ કરે.

હરિ દરિયા સુભર ભરા, જામૈં મુક્તા લાલ,
મરજીવા લે નીકસે, પહરિ ક્ષમાકી ખાલ. ૩

હરિરૂપી ભરેલ સમુદ્રમાં લાલ મુકતાફળ રહેલાં છે. આ મુકતાફળ પ્રાપ્ત તેજ કરી શકે છે કે જેમણે ક્ષમારૂપી ખાલ (ચામડું) ઓઢેલ હોય. સમુદ્રમાં ડુબકી મારનાર પોતે ન બુડે એટલા માટે એવું સાધન પાસે રાખે છે કે જેની મદદથી તરનાર ઉપર આવી શકે. તેવીજ રીતે કબીર સાહેબ કહે છે કે આ હરિરૂપી સમુદ્ર-

માંથી લાલ મુકતાફળ પ્રાપ્ત કરવા સાધુ પુરૂષે ક્ષમા રૂપી સાધન પાસે રાખવું જોઇએ. મતલબ મનુષ્યે ક્રોધનો ત્યાગ કરવો જોઇએ. ક્રોધ ઉત્પન્ન થતાં તેનાં તમામ કામ નષ્ટ થાય છે અને આથીજ શાસ્ત્રકારોએ ક્રોધને ચાંડાલની ઉપમા આપેલ છે અને કબીર સાહેબ પણ ક્રોધ તજવા માટે આ સાખીથી ઉપદેશ આપે છે. વળી કહે છે કે ઉપર બતાવેલ ક્ષમારૂપી સાધન પ્રાપ્ત કરી મનરૂપી તરનાર ડુબકી મારતાં મારતાં કહે છે કેઃ—

મૈં મરજીવા સમુદ્રકા, ડુબકી મારી એક,
મૂઠી લાયા જ્ઞાનકી, તામૈં બસ્તુ અનેક. ૪

હું સમુદ્રનો તરનાર છું અને તેથી હરિરૂપી સમુદ્રમાં મેં માત્ર એકજ ડુબકી મારી [ ખરા અંતઃકરણથી હરિના ધ્યાનમાં લીન થયો. ] એટલામાં તો જ્ઞાનની માત્ર એકજ મુઠી ભરીને લાવ્યો અને જોયું તો તેમાં અનેક વસ્તુઓ ભરેલી દીઠી. સમુદ્રને તળીએ ડુબકી મારનાર કેટલીક છીપો લાવે છે જેમાં ઘણી જાતનાં મુક્તાફળો નીકળે છે; તેવીજ રીતે આ એક મુઠીમાં અનેક જાતની વસ્તુઓ મને પ્રાપ્ત થઈ. મતલબ ચર્મચક્ષુ બંધ થતા હૃદય ચક્ષુ ખુલ્યા અને તેથી દિવ્યજ્ઞાન પ્રાપ્ત થયું.

શૂન્ય શહરમેં પાઇયા, જહાં મરજીવ્હાં મન્ન,
કબિરા ચુનિ ચુનિ લૈ લિયા, ભીતર રામ રતન્ન ૫

શુન્ય દશા પ્રાપ્ત થઈ. એટલે કે અહંતા, મમતા અને માયાથી અલગ થતા કેવળ શુન્ય દશા પ્રાપ્ત થાય છે આવે વખતે મનને જ્યાં ઇચ્છા થાય છે ત્યાં તે ફરી શકે છે કે. આથી કબીર

સાહેબ કહે છે કે આ મન ઇચ્છિત વસ્તુને ચુંટી ચુંટી વીણી લઈલેછે અને જુએ છે તો અંદર રામરૂપી મહાન કીમતી રતન ભરેલું છે. (રામ રતન પ્રાપ્ત કરવા આ અંતઃકરણપુર્વક પ્રયાસ કરેલ છે.)

ઊંચા તરૂવર ગગન ફુલ, બિરલા પક્ષી ખાય,
ઇસ ફુલકો તો સો ભખે, જીવતહી મરિ જાય. ૬

ઉંચા ઝાડ ઉપરના ગગનમંડળ સુધી પહોંચેલ ફળ કોઇકજ પક્ષી ખાય છે અને જે આ ફળ ખાય છે તે જીવતાં છતાં મરેલ છે. જ્ઞાનરૂપી ઉંચા વૃક્ષને ભક્તિરૂપી ફળ ઉચ્ચ કોટિએ લાગેલ છે આ ફળ મેળવવા ઘણા પ્રયત્નો કરે છે પરંતુ તે કોઇકજ પ્રાપ્ત કરી શકે છે, અને તે આ ફળને પ્રાપ્ત કરી ખાય છે, મતલબ ભક્તિરૂપી ફળ પચાવે છે એટલે ખરી ભક્તિમાંજ લીન થાયછે તે પુરૂષ જીવતો છતાં મુવેલો છે એમ લોકો માને છે. કારણ કે ખરી ભક્તિ પ્રાપ્ત થતા આવા પુરૂષને સાંસારિક ઐહિક સુખની ઈચ્છા રહેતી નથી અને તેનું વલણ દુનિયાદારીથી તદન જુદીજ દિશામાં હોય છે જેથી તેને સંસારઆસકત પુરૂષ મૂવેલજ માને છે. એવો ઉદ્દેશ આ સાખીનો જણાય છે.

કબીર કસૌટી રામકી, ખોટા ટિકૈ ન કોય,
રામ કસૌટી સો ટિકૈ, જો જીવત મૃતક હોય. ૭

કબીર સાહેબ કહે છે કે રામની કસોટી પાસે ખોટો માણુસ ટકી શકતો નથી પણ જે જીવતો છતા મુવા જેવો હોય તેજ રામ કસોટી પાસે ટકી શકે છે. સોનુ તપાસવા માટે હમે-

શાં કસોટીનો ઉપયોગ થાય છે તેવીજ રીતે સાધુ પુરૂષની કસોટી કરવા-તેના ખરા ખોટાની પારખ કરવા રાઞૂમપી કસોટી છે. જે સાધુ પુરૂષ ખરા અંતઃકરણથી દુનિયાદારીથી મુકત થઇ દુનિયાની સામે જીવતો છતા મુવા જેવો જણાય અર્થાત જેને કોઇ પણ જાતની ઇચ્છા નહોતાં કેવળ રામભજનનીજ ઇચ્છા હોય તેવો પુરૂષજ આ રામનામરૂપી કસોટીએ ચડી શકે છે.

મનકો મૃતક દેખિકે, મતિ માનૈં બિસવાસ,
સાધૂ અજહું ભય કરે, જબલગ પિંજર સ્વાસ. ૮

મનને મરેલું જાણી વિશ્વાસ કરતા નહીં કારણ કે જે ખરા સાધુ છે તેતો જ્યાં સુધી આ શરીરરૂપી પાંજરામાં શ્વાસ ચાલે છે ત્યાં સુધી તેનાથી ભય પામે છે કારણ કે મન ચંચળ છે તે સ્થિર નથી. મન એજ બન્ધન અને મોક્ષનું કારણ છે. આથી મનની સ્થિતિ અસ્થિર હોવાથી તે કયે વખતે કઇ દિશામાં ફરશે તે કાંઇ કહી શકાય નહીં. આથીજ કબીર સાહેબ કહે છે કે કદાચ તમને એમ લાગે કે મારૂં મન મરી ગયું છે અર્થાત્ મનને હવે આ દુનિયાદારીના વૈભવની ઇચ્છા નથી તોપણ મનનો ભરોશો કરતા નહીં. અને આથીજ સાધુ પુરૂષો મરણ પર્યંત મનને વશ થતા નથી.

મૈં જાનું મન મરિ ગયા, મરકર હૂંઆ ભૂત,
મૂઆ પીછે ઉઠિ લગે, ઐસા મેરા પુત. ૯

મેં જાણ્યું કે મન મરિ ગયું છે પરંતુ મરીને તો પાછું તે ભુત થયું અને તેથી મુવા પછી પાછું જાગૃત થયું. મન મરી

ગયું છે એમ માની મેં તેની દરકાર કરી નહી. આથી તેને હરવા ફરવાની છુટ આપી એટલે મરેલ મનની તૃષ્ણા ક્રમશઃ વધવા લાગી. મરેલ પુનઃ જીવિત થતા તે ભુતજ મનાય છે તેથી આ મન પાછું ભુતરૂપે જીવતું થયું અને સંસારની આસક્તિ તરફ દોરાયું એમ કહેવાની મતલબ છે.

મરતે મરતે જગ મુવા, મુયે ન જાના કોય,
ઐસા હોય કે ના મુવા, જો બહુરિ ન મરતા હોય. ૧૦

કબીર સાહેબ કહે છે કે એક પછી એક એમ મરતા મરતા આખું જગત મુવું પરંતુ મરણ થયું છતાં કોઇએ જાણ્યું નહી. કોઈ એવી રીતનું ન મુવું કે જેને બહુવાર મરવાની જરૂર ન રહી. મોક્ષની આશાએ આશાએ તીર્થ, વ્રત આદિ કરતાં કરતાં જગતમાં ઘણાએ મરી ગયાં અને પુનઃ ચોરાસીના ફેરામાં પડયા. પરંતુ આશા રહિત કોઈ ન મર્યું કે જેથી તે આવાગમન રહિત બન્યું હોય. આ સાખિમાં આસારૂપ બીજ એ પુનઃ દેહ ધરવાનું કારણ છે એમ બતાવેલ છે.

મરતે મરતે જગમુવા, બહુરિ ન કિયા બિચાર,
એક સયાની આપની, પરબસ મુવા સંસાર. ૧૧

મનુષ્યદેહ ધારણ કરી જીવે કાંઇ પણ એવો વિચાર ન કર્યો કે બ્રહ્મ, જગત, લોક, પરલોક, સ્વર્ગ, નર્ક, સગાસબંધી આદિ સર્વની આશા બંધનરૂપ જ છે. આજ આશામાં સર્વનું મરણ થયું. એવું ન જાણવાથી ફરિથી તે સબંધી વિચાર પણ ન કર્યો. એક સયાની અર્થાત પોતાની સ્વતઃ બુધ્ધિનો યોગ્ય ઉપયોગ કર્યા

વગર ગુરૂના–અસાધુ–સ્વાર્થી સાધુના વચનો ઉપર વિચાર કરી તેને પ્રમાણભૂત માની પરવશ થઇ સંસારના લોભમાંજ તણાયો–મરણ પામ્યો. મતલબ ખરી ભકિત હાથ ન લાગી.

વૈદ્ય મુઆ રોગી મુઆ, મુઆ સકલ સંસાર,
એક કબીરા ના મુઆ, જાકે રામ આધાર. ૧૨

વૈદ્ય મરી ગયા અને રોગી પણ મરી ગયા વળી આખો સંસાર પણ મરી ગયો. કબીર સાહેબ કહે છે કે માત્ર એજ ન મુવો કે જેણે રામનો આધાર ગ્રહણ કર્યો. મતલબ જેણે રામ ભજન કર્યું છે અને જેને રામનોજ આધાર છે તેજ અમર છે અર્થાત:તેજ મરતો નથી. આવો પુરૂષ મરણ પામે છે તો પણ તે મરણ પામ્યો છે એમ કહેવાય નહી કારણકે તેની કીર્તિતો પાછળજ રહે છે જેથી તે અમર છે એમ સમજવું.

જીવનતેં મરના ભલા, જો મરિ જાનૈ કોય,
મરતા પહેલી જો મરૈ, (તો) કલિ અજરામર હોય. ૧૩

જો મરી જવું સમજવામાં આવે તો જીવવા કરતાં મરવું ઉત્તમ છે અને જે મરતા પહેલાજ–મરણ સમય આવતા પહેલા જ મરી જાય છે તે આ કળિયુગમાં અજરામર થાય છે. મરી જવું જાણવું એટલે કે મરણ તો સર્વને છે, છેને છેજ; પરંતુ સમય પહેલાજ પરલોકની જેણે તૈયારી કરી રાખેલ છે અર્થાત જેણે આ દેહ ધરી ખરા અંત:કરણથી રામભકિત કરી છે તેણે જ મરવું જાણ્યું છે. પણ તે કયારે થાય કે જયારે મનને પ્રથમથીજ મારવામાં આવે મતલબ મરતા પહેલાં જેણે મન માર્યું

છે તેજ મરી જાણે છે એમ કહેવાય છે અને તેવોજ પુરૂષ આ કળિયુગમાં અમર થાય છે.

મન, મનસા, મમિતા મુઇ, અહં ગઈ સબ છૂટિ,
ગગનમંડલમેં ધર કિયા, કાલ રહા સિર કૂટિ. ૧૪

મન, આશા, મમતા મરી જાય છે અને અહંકાર છુટિ જાય છે ત્યારે તેણે ગગનમંડળમાં પોતાને રહેવાનું સ્થાન પ્રાપ્ત કર્યું છે એમ સમજવું અને આવે વખતે કાળ માથુ કુટિ બેસી રહેછે. જે સાંસારિક ઉપાધીઓ રહિત થઇ મન મારી પવિત્ર બને છે, તે સહેજે મોક્ષ પામે છે અને આવે વખતે તેનો પુનર્જન્મ થવો દુર્લભ હોતાં કાળ તેનો સ્પર્શ નહીં કરી શકવાથી નિરાશ થઇ બેશી રહે છે.

જા મરના સોં જગ ડરૈ, સો મેરે આનંદ,
કબ મરિહોં કબ ભેટિહોં, પૂરન પરમાનન્દ. ૧૫

આવો પુરૂષ કહે છે કે જે મરણથી જગત બીહે છે તેજ મરણ મારે મન આનંદરૂપ છે. હું તો વાટ જોઇનેજ બેઠોછું કે કયારે મરૂં અને કયારે પૂર્ણ પરમાનન્દ પરબ્રહ્મ પરમાત્માને ભેટું. જે ઇશ્વરભજનાભિમૂખ છે તેનેજ મરવું દોહિલું લાગે છે પરંતુ જેની બુદ્ધિ ઇશ્વરપરાયણ છે તેને તો મરવું શું અને જીવવું શું તેમાં કાંઇ પણ ન્યુનાધિકતા લાગતી નથી. આથી આવો પુરૂષ તો સહજ વિચાર કરે છે કે મરણ થાય કે તરત-જ હરિપદને પમાય અને આથી મહત્ આકાંક્ષાએ તે મરણની રાહ જાવે છે. પરંતુ મરણ કયાં થવું જોઇએ કેઃ—

મરના ભલા બિદેશકા, જહૉં અપના નહિં કોય,
જીવજંતુ ભોજન કરૈં, સહજ મહોત્સવ હોય. ૧૬

મરવું પરદેશમાંજ સારૂં છે કે જ્યાં આપણું કોઇ પણ સ્નેહી ન હોય, કારણકે આવે સ્થળે આ સ્થુલદેહને અગ્નિ સંસ્કાર કે દફનાવવાનું ન બનવાથી જીવજંતુ આદિને તે ભોજનરૂપ થઇ જતાં તેમને સહજ મહોત્સવ થઈ પડે છે. ઉપર બતાવેલ પ્રકૃતિવાળો પુરૂષ હમેશા દયાળુજ હોય છે તેનાં અંતઃકરણમાં પરોપકાર કરવો એજ પ્રધાન છે. આથી કહે છે કે આ સ્થુલદેહ જે નકામો છે તે જો મરણ પછી જીવજંતુના ભોજનના ઉપયોગમાં આવે તોપણ સારૂં.

વળી પરોપકાર સબંધી આગળ જણાવે છે કેઃ—

કબિરા ચેલા સંતકાં, દાસનહૂકા દાસ,
અબતો ઐસા હ્વૈ રહો, જયોં પાંવ તલેકા ધાસ. ૧૭

કબીર સાહેબ કહે છે કે હું સંતનો ચેલોછું એટલુંજ નહીં પણ દાસનો દાસછું અને હવે એવો થઇ રહેવા માગું છું કે જાણે પગ નીચેનું ઘાસ હોઉંની.

સાધુ લોકમાં ચેલા બની રહેવું એ મુશ્કિલ છે છતાં કબીર સાહેબ કહે છે કે હું સંતનો ચેલો તો છું પરંતુ ચેલાનો ચેલો દાસનો પણ દાસછું. મતલબ હું સર્વ જગતનો દાસછું. ચેલા તરીકે રહેવામાં તો મુશ્કેલી છેજ તો પછી એક દાસ તરીકે રહેવામાં કેટલી મુશ્કેલી હશે! છતાં પણ કબીર સાહેબ કહે છે કે હું તો દાસનો પણ દાસછું. અર્થાત્ તેતો એક ધણીનોજ દાસ

બને છે પરંતુ હું તો આખા જગતનો દાસછું. આટલેથી પણ સંતોષ થતો નથી. આગળ જતાં જણાવે છે કે જેમ પગની નીચેનું ઘાસ પગ મૂકતાં દબાઈ જાય છે તેમ મારૂં જીવન એવું થવું જોઇએ કે સાધુ લોકો મને પગ નીચેના ઘાસ બરોબર રાખે. મતલબ મને સદા પરોપકારમાંજ રોકે અને આ શરીર પરોપકારમાંજ લીન થાય એમ ઇચ્છુંછું.

હવે દાસપણું તે કેવું જોઇએ કેઃ—

રોડા હોય રહે બાટકા, તજી આપા અભિમાન,
લોભ મોહ તૃષ્ણા તજૈ, તાહિ મિલૈ ભગવાન. ૧૮

પોતાનું અભિમાન મૂકી રસ્તાના ઢેફાની માફક રહે અને તે ઉપરાંત લોભ, મોહ અને તૃષ્ણાનો ત્યાગ કરે તો તેવા પુરૂષને ભગવાન મળે છે. જેમ રસ્તા માંહેનું ઢેફું ચાલતા આમ તેમ અથડાય છે તેમ પરોપકારી પુરૂષે સાધુઓના સંગમાં એક ઢેફા માફક રહેવું જોઇએ. મતલબ સહજ પણ અભિમાન રાખવું ન જોઇએ આમ કયારે થાય કે અભિમાન, લોભ, મોહ, અને તૃષ્ણા આદિનો ત્યાગ કરે ત્યારેજ; અને આવી સ્થિતિએ જે મનુષ્ય પહોંચે તેને ભગવાન મળે તેમાં શું આશ્ચર્ય. આગળ જતા કહે છે કેઃ—

રોડા ભયા તો કયા ભયા, પંથીકો દુઃખ દેઃ
હરિજન ઐસા ચાહિયે, જયોં રાહકી ખેહ, ૧૯

રોડારૂપ થવાથી શું થયું કારણ કે તેતો પંથી મુસાફરોને દુઃખ આપે છે. પણ હરિજન તો એવા જોઇએ કે જેમ રસ્તા

માંહેની ધુળ હોય તેમ. રોડારૂપે સાધુ સંતમાં રહેતા સાધુને ખાનપાન આદિમાં ભાર રૂપ થઈ પડે છે જેથી એટલું પણ દુઃખ ઉત્પન્ન કરવું પડે છે માટે તે ગતિ કરતાં પણ વધારે સૂક્ષ્મ ગતિ ધૂળ સમાન બતાવે છે. આ સ્થિતિ સંબંધી વળી જણાવે છે કેઃ--

ખેહ ભઇ તો કયા ભયા, ઉડિ ઉડિ લાગૈ અંગ,
હરિજન ઐસા ચાહિયે, પાનીકાસા રંગ. ૨૭

કબીર સાહેબ ઉપર બતાવેલ સૂક્ષ્મ સ્થિતિથી પણ સંતોષ પામ્યા નથી; પરંતુ ક્રમશઃ ઉંડા તત્વજ્ઞાનમાંજ ઉતરતા જાય છે જે આપણે નીચેની સાખીઓથી જોઈ શકીશું. કબીર સાહેબ તત્વજ્ઞાનમાં કેટલાબધા ઉંડા ઉતરેલ છે તે આપણને માત્ર આ ચારપાંચ સાખીથીજ જણાય છે. પણ જો વિચાર કરી મનન પૂર્વક કબીર સાહેબનાં તમામ કાવ્ય વાંચવામાં આવે તો વાંચનારના અંતઃકરણમાં સહર્ષ ઉદ્ગાર નીકળશે કે કબીર સાહેબ એક મહાન તત્વજ્ઞાની ( Philosopher ) થઈ ગએલ છે.

ધૂળ સમાન સૂક્ષ્મ ગતિથી સંતોષ નહીં પામતાં જણાવે છે કે હરિજન ધૂળ સમાન થઇ રહે તે પણ બ્યાજબી નથી. ધૂળ સમાન થવાથી શું થયું ! ધુળ તો ઉલટી શરીરને ચોટે છે, ત્યારે કેવું થવું જોઇએ કે પાણીના સમાન. પાણી સબંધી કહેછે કેઃ—

પાની ભયા તો કયા ભયા, તાતા સીરા હોય,
હરિજન ઐસા ચાહિયે, હરિભજી નિર્મલ હોય. ૨૧

પાણી સમાન થવાથી પણ શું થયું કારણ કે પાણી ઠંડુ ગરમ હોવાથી પણ દુઃખરૂપ થાય છે. ત્યારે હવે હરિજન તો એવા જોઇએ કે હરિનું ભજન કરી નિર્મળ થયેલ હોય. વળી આગળ જતા જણાવે છે કેઃ—

નિર્મલ ભયા તો કયા ભયા, નિર્મલ માંગે ઠૌર,
મલ નિર્મલ સૂં રહિત હૈ, તે સાધુ કોઈ ઔર. ૨૨

નિર્મળ થવાથી પણ શું થયું કારણ કે નિર્મળને મળ કરતા અગ્ર જગ્યા મળવી જોઇએ જેથી તેમ પણ નહીં પરંતુ મળ અને નિર્મળ ઉભયનો જેને વિચારજ ન હોય એવા સાધુ તો જુદાજ છે. મતલબ તેને સારાસારનો વિચાર રહેવો ન જોઇએ. જે સર્વને એકરૂપજ જુવે, કોઇમાં ભિન્નભાવ ન દર્શાવે અર્થાત જે અદ્વૈત રૂપેજ રહે તેવાજ સાધુ તે સાધુ છે અને તે તો કોઈકજ.

પાપીકો દોજખ નહીં, ધરમી દોજખ જાઈ,
યહ પરમારથ બૂઝીકૈ, જનિ કો ધરમ કમાઇ. ૨૩

પાપી માણસને નર્ક નથી પરંતુ ધર્મી માણસ નરકે જાય છે આવો પરમારથ જોઇને કોઈક માણસ ધર્મ કમાય છે. આ અર્થ દેખીતો છે, અને તે લોક વિરૂદ્ધ છે. પરંતુ કબીર સાહેબનું કહેવું વ્યાજબીજ છે. કહેવાનો ભાવાર્થ એવો છે કે જે હીંસા કરે તે પાપી કહેવાય છે આથી જે સાધુએ કામ, ક્રોધ, લોભ, મદ, મોહ, મત્સર, તૃષ્ણા આદિની હિંસા કરી છે તેવા પાપી સાધુને નર્ક મળતું નથી કારણ કે તેતો તરી જાય છે.

પણ જે શાંત થઇ ઉપરોકત બાબતોનો સંહાર ન કરે અર્થાત તેનો ત્યાગ ન કરે તે હીંસા રહિત હોતા આ ઉકિત અનુસાર ધર્મી છે માટે તે નર્કમાં જાય છે. આવું જોઈ કોઈકજ સાધુ ઉપરોકત ધર્મ કમાય છે. મતલબ જે સાધુ છે તેણે તો ઉપલી બાબતો કે જે ઇશ્વિર ભજનમાં અંતરાયરૂપ છે તેનો નાશજ કરવો ઘટે છે માટે સાધુએ આ રીતના પાપી થવું જોઇએ. ત્યારે હવે આ હિસાબે પાપી કોણ તો કેઃ—

પાંચ પચીસૂં મારિયા, પાપી કહિએ સોય,
યા પરમારથ બૂઝિકે, પાપ કરો સબ કોય. ૨૪

જેણે પાંચ પચીસ ૫×૫ ૨૫ને માર્યા તેને પાપી કહેવો જોઇએ અને તે પચીસને મારવાથી મહાન પરમારથ થાય છે, એમ માની સર્વ કોઇ પાપ કરો એમ કબીર સાહેબ આજ્ઞા કરે છે. કોઈ પણ ધર્મગુરૂ પાપ કરવાની આજ્ઞા નજ કરે છતાં કબીર સાહેબ આજ્ઞા કરે છે તે લોક વિરૂદ્ધ છે. આ ઉકિત ઘણીજ ગંભીર છે તેનો આશય એવો છે કે, પચીસને મારવા એટલે ક્યા પચીશ. [૧] પાંચ અવસ્થા, જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ, તુરીયા અને ઉન્મની. (૨) પાંચ આશ્રમ, બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ, સન્યસ્ત અને પરમહંસ. [૩] પાંચ ચિન્હ, આચાર, ગુરૂમય, જંગમઆત્મલીંગ, શિવલીંગ અને પ્રસાદ. (૪) પાંચ દશા. બાલ, પિશાચ, ઉન્મત્ત, મૂક અને જડ. (૫) પાંચ વિકાર. અહં, મનમંતવ્ય, બુદ્ધિબોધવ્ય, ચિત્તચિંતન અને અંતઃકરણનિર્વિકલ્પ. આ પ્રમાણે પચીસનેમારવાનું-પાપ કરવાનું કહે છે.

મતલબ આ પચીસને સમભાવે જોનાર—તેનાથી અલગ રહેનાર સાધુ ગણી શકાય છે, આ પાપનેજ પરમારથ ગણેલ છે અને આથીજ તે પાપ—અર્થાત પરમારથ કરવા સર્વને કહે છે. જેણે આ પચીસનો ત્યાગ કર્યો છે તે આ સંસારમાં નિર્લેપ થઈ રહે છે. જેનામાં આ ગુણનું આરોપણ છે તેનામાંથી હુંપણું કાયમનું ચાલ્યું જાય છે અને હુંપણાનો નાશ થતાં કબીર સાહેબ કહે છે કે:--

આપા તજૈ હરિભજૈ, નખ શિખ તજૈ વિકાર,
સબ જીવનસે નિર્બૈર રહે, સાધમતા હૈ સાર. ૨૫

એક તો હુંપણું છોડી દે, બીજું હરિનું ભજન કરે, ત્રીજું નખથી માથાસુધી આ દેહ વિકારયુક્ત છે એમ માની સંપૂર્ણ વિષરૂપ વિષયનો ત્યાગ કરે, ચોથું સર્વથી નિર્વૈર રાખે, અને કોઈના તરફ દ્વેષ દૃષ્ટિથી ન જુએ, તમામ તરફ સમાનભાવ રાખે, આજ સાધુપણાના ખરા ગુણ છે અને તેજ સારરૂપ છે.

વધારે સૂક્ષ્મપણે જોઇએ તો હરિ એટલે માયા, સ્ત્રી, કલ્પના, વાણી આદિ માત્ર એકજ અહંકારથી મુક્ત થતા તમામ સંપત્તિ સહિત નહાસી જાય છે. અહંકાર નષ્ટ થયો એટલે પછી માયા શું, સ્ત્રી શું, કાયા શું, કલ્પના શું, વાણી શું, મતલબ કાંઈજ રહેતું નથી. કારણકે આ તમામનું અધિષ્ઠાન કારણ અહંકારજ છે જેથી માત્ર એકજ અહંકારનો ત્યાગ કરવાથી આ તમામનો ત્યાગ સહજમાંજ થાય છે. આ તમામનો ત્યાગ થયો એટલે વિષયવિકાર આપોઆપ નહાસી જાય છે અને જ્યારે વિષયવિકાર નહાસી જાય છે ત્યારે સાધુતા સહજ પ્રાપ્ત

થાય છે. અને જ્યારે સાધુતા પ્રાપ્ત થઇ એટલે પછી પારખપદ પ્રાપ્ત થતા વાર લાગતી નથી. [ પારખપદ–પરમાત્માને ઓળખવા તે ] પરંતુ જે આ વાત ભુલી જાય તેના માટે શું કરવું? પારખપદ પ્રાપ્તિની સાધના નીચે મુજબ માની શકાય છે. મનુષ્યે પ્રથમ અહંકાર સબંધીજ વિચાર કરવો કે અહંકાર કયાં સૂધી ભરાએલ છે? પછી વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ, પ્રત્યગાત્મા, અને નિરંજન એ પાંચે અભિમાનનો ત્યાગ કરવો. આ પાંચેને ત્રણેકાળમાં ઉદ્‌ભવવા ન દેવા અને કદાચ કોઇ ઉદ્‌ભવવા પ્રયત્ન કરે તો તેને બેસાડી દેવા. વળી સતશાસ્ત્ર અને સદ્‌વિચારનો વારંવાર ઉપયોગ કરી તેનું ખંડન કરવું. હવે જ્યારે આ પાંચે અભિમાન સમી જાય ત્યારે બાકી જે હંસરૂપી જીવાત્મા પાસે જે સદ્‌વિચાર શેષ રહે તે એકત્ર કરવા. અને ખરૂં તત્વ ગ્રહણ કરવું. આમ થશે એટલે માયા, સ્ત્રી, કાયા, કલ્પના, વાણી આદિ કોઈનું પણ પ્રયોજન રહેશે નહીં કારણકે મિથ્યા નાશવંત વિજાતીય બંધન સમજી આસકતાથી મુકત થવાય છે. હવે ધીરજ બાકી રહે છે, અને તેજ તત્વ ગ્રહણ કરવું. જ્યારે આસકતતા છૂટી જાય છે ત્યારે નખશીખ પર્યંત સ્થુલ, સૂક્ષ્મ, કારણ, મહાકારણ અને કૈવલ્ય આદિ વિકારોનો ત્યાગ થાય છે. (મિથ્યા ભ્રમ જવાથી) હવે જ્યારે મિથ્યા ભ્રમનો ત્યાગ થાય છે ત્યારે કેવળ સત્ય બાકી રહે છે અને તેજ તત્વ ગ્રહણ કરવું. જ્યારે મિથ્યા વિકારનો ત્યાગ થાય છે અને સત્ય તત્વ ગ્રહણ થાય છે ત્યારે જીવ નિર્વૈર થાય છે મતલબ વૈરભાવ છુટો પડે છે નિર્વૈર થઇ વૈર ત્યાગી દીધું ત્યારે બાકી દયા શેષ રહી એટલે દયાનું તત્ત્વ ગ્રહણ કરવું, જ્યારે

દયા તત્ત્વ ગ્રહણ થયું ત્યારે કઠોરતા, અસહનતા છૂટે છે અને બાકી શીલ અર્થાત્ સાધુતા બાકી રહે છે એટલે તે તત્ત્વ ગ્રહણ કરવું, હવે જ્યારે આ પાંચે તત્ત્વ ( ધીરજ, સત્ય, નિર્વેર, દયા અને શીલ,) ખાસ કરીને જીવના સાથી બને છે ત્યારે પારખપદના અધિકારી થવાય છે. અને સત્યાસત્યની પારખ થાય છે. સત્ય પારખનું ગ્રહણ કરવું એજ સારરૂપ છે.

ઘર જારૈ, ઘર ઊબરૈ, ઘર રાખે ઘર જાય,
એક અચંભો દેખિયો, મરૈં કાલકો ખાય. ૨૬

ઘર બાળવાથી ઘર બચે છે અને ઘરને સાચવવાથી ઘર જાય છે એ આશ્ચર્ય છે અને વળી એક નવીન આશ્ચર્ય એવું જોયું કે મડદું કાળને ખાય છે. ઘર એટલે ઘટ શરીર, જારૈ એટલે વિકાર, ઉબરૈ એટલે અમર થાય, મરૈં એટલે જીવન મૃતક, મતલબ કે આ શરીર માંહેના વિકારને જે બાળે છે તે ઉગરે છે અને શરીરના વિકારને જે સાચવે છે તે જાય છે મતલબ વિકારનો નાશ કરવાથી આ શરીર સ્થુલ દેહ સચવાય છે અને વિકારને રાખવાથી તેનું પોષણ કરવાથી આ સ્થુલ દેહનો નાશ થાય છે. વિકાર દૂર કરવાથી એટલે મન મારવાથી મનરૂપી મડદું ( મન જીવતું છે પણ તેને મારેલું હોવાથી ) કાળનું ભક્ષણ કરી લે છે. મતલબ કાળ પણ તેનો સ્પર્શ કરી શકતો નથી. કબીર સાહેબનું કહેવું એવું છે કે જે સાધુ વિકારરહિત હોય છે તેજ જગતમાં જીતે છે અર્થાત તેને મરણ–કાળનો પણ ભય રહેતો નથી. હવે કાળ કેવા છે તેના માટે કાળનું અંગ કબીર સાહેબ કહે છે.

## ૫ કાળ અંગ.

કાલ ખડા શિર ઉપરે, તું જાગ પિયારે મિત્ત,
જાકા ઘરહૈ ગૈલમેં, (સો) કસ સોવે નિશ્ચિંત. ૧

માથા ઉપર કાળ ઉભો છે માટે હે પ્યારા મિત્ર તું જાગ્રત થા. જેનું ઘર ઠગોના રસ્તામાં છે તે કેવી રીતે નિશ્ચિંત થઇ સુઈ રહે.

પંચ મુખી સર્પ અહંકાર તેજ કાલરૂપ માથા ઉપર ઉભો છે માટે હે વહાલા મિત્ર જીવ તું તે કાળ સાથે મિત્રાઇ કરી ગાફલ બની સુઇ રહેલ છે તો તું કેવી રીતે બચી શકીશ! કાળ તારૂં ભક્ષણુ કરી જશે. હે સંતો, જેનું ઘર ઠગ લોકોના રસ્તામાં હોય છે તેને કેવી રીતે નિશ્ચિંતપણે નિદ્રા આવે! કદાચ નિશ્ચિંત થઇ એટલેકે નિશ્ચિંત બ્રહ્મ બની ગાફલ થઇશ તો અહંકારરૂપી ઠગ તને લુંટી મારી નાંખશે આથી હમેશા તે ઠગથી હુશિયાર રહી સત્સં-ગમાં રહેવાનો વિચાર કરતા રહેવું એ ભાવાર્થ. હવે બીજીરીતે કહીએ તો કામ એજ કાળ સર્વના માથા ઉપર ઉભોજ છે માટે હે જીવ, તું સ્રીનો મિત્ર બની રહેલો છે તો હવે તું કામરૂપી સર્પથી કેવી રીતે બચી શકીશ! વળી કામમાંજ ગાફલ બની કામમાંજ આસક્ત રહેલો છે, સ્રીની સાથે પડયો રહે છે. આથી તું ગર્ભવાસથી કેવી રીતે બચી શકીશ? અરે જેનું ઘરજ આવાગમનના રસ્તામાં છે તેને નિશ્ચિંતપણે કેવી રીતે સુઈ રહેવું જોઇએ? લુંટાઇ જઇશ, અંધકારમય કોટડીમાં કેદ થવું પડશે અને આખરે ચોરાસીના ફેરામાં પડવું પડશે આથી હમેશા વિ-

ચાર કરતા રહેવું અને હુશિયાર બનવું. કદાચ લાકડાની પુતળી હોય તો પણ તેની મિત્રતા ન કરવી જોઇએ. પાંચ વરસની છોકરી કે એંસી વર્ષની ઘરડી સ્ત્રી હોય તો પણ તેમની સાથે વિશેષ પ્રસંગ રાખવો નહીં. એવું શાસ્ત્ર વચન છે તો પછી યુવાન સ્ત્રીઓના સહવાસમાં તો શી રીતે રહી શકાય? યુવાન સ્ત્રીઓનો સહુવાશ તો જરા પણ નજ રાખવો જોઇએ. કારણ કે તેજ આવાગમનનો માર્ગ છે. તેથી તેનાથી હમેશા ડરતા રહી હુશિયાર રહેવું જોઇએ.

સબ જગ સૂતા નીંદ ભરિ, મોહિં ન આવૈ નીંદ;
કાલ ખડા હૈ બારનૈ, જ્યોં તોરન આયા બીંદ. ૨

કબીર સાહેબ કહે છે કે સર્વ જગત પૂર્ણ નિદ્રામાં સુતેલું છે પરંતુ મને નિદ્રા આવતી નથી કારણ કે જેમ વર તોરણે આવી ઉભો રહે છે તેમ મારા બારણા ઉપર કાળ આવી ઉભો છે. મતલબ મને કાળનો ભય છે જેથી સુખે નિદ્રા નહીં લેતાં કેવળ ઇશ્વરના ભજનમાંજ હું અહોરાત્રિ મશગુલ રહું છું.

આજ કહૈ હરિ કાલ ભજું, કાલિ કહૈ ફિરિ કાલિ,
આજકાલ્હિ કરતા રહૈ, ઔસર જાસી ચાલિ. ૩

દુનિયામાં લોકો ઈશ્વિર ભજનમાં આળશ કરે છે. સાંસારિક તમામ કર્મોમાં જેવી આસક્તિ હોય છે તેવી આસક્તિ હરિભજનમાં રહેતી નથી. અન્ય કામ આવતા હરિભજનનું કામ પડતું મુકાય છે અને તે નિયત વખતે ન કરતા અન્ય વખતે કરીશું એમ કહે છે. લોકો આજ કહે છે કે હવે કાલ ભજન કરશું અને

કાલ થતા વળી કહેશે કે આજ તો નહીં પણ. આવતી કાલે કરીશું એમ આજકાલ કરતા વખત ચાલ્યો જાય છે. મતલબ મરણકાળ આવી પહોંચે છે આવી રીતે નિરર્થક વખત ગુમાવતા ઈશ્વર ભજન થઇ શકતું નથી અને તેથી અધોગતિ પ્રાપ્ત થાયછે તેમ ન થવા કબીર સાહેબ કહે છે કેઃ-

કાલ્હિ કરૈ સો આજ કરૂ, આજ કરૈ સો અબ્બ,
પલમેં પરલૈ હોયગી, બહુરિ કરૈગા કબ્બ. ૪

આજ કરવાનું તું આવતી કાલે કરવા કહે છે પણ તેમ ન કરતા કાલે જે કરવાનું છે તેજ તું આજ કર અને આજે કરવાનો જે વિચાર છે તે હમણાજ કર કારણ કે એક ક્ષણમાં જ મૃત્યુ આવશે તો પછી જે ઘણું કરવાનું છે તે તું કયારે કરીશ મતલબ આળસ ન રાખતા ઇશ્વર ભજનમાં હમણાથીજ લીન થા કારણ કે દેહ તો ક્ષણભંગુર છે વળીઃ-

કાલ્હિ કરે સો આજ કર, સબ સોંજ તેરે સાથ,
કાલ્હિ કાલ્હિ તું કયા કરે, કાલ્હિ કાલકે હાથ. ૫

કાલ કરવાનું છે તે આજે જ કરી નાંખ કારણ કે તમામ વ્યવસ્થા તારી સાથે જ છે કાલ કરીશ કાલ કરીશ એમ તું શા માટે કહે છે કેમકે કાલ [ આવતી કાલ ] તો કાળનાજ હાથમાં છે મતલબ આવતી કાલ કાળ થવા દેશે કે નહીં તે અનિશ્ચિત છે માટે દરેક જાતની વ્યવસ્થા હમણાથીજ કરવા માંડ, વળી કહે છે કેઃ-

પાવ પલક કી સુધિ નહિ, કરૈ કાલકા સાજ,
કાલ અચાનક મારિ હૈ, જ્યોં તીતરકો બાજ. ૬

પા પળની પણ ખબર નથી કે શું થશે છતાં તું આવતી કાલ માટે તજવીજ કરી રાખે છે. યાદ રાખ કે જેમ તેતર ઉપર બાજ પક્ષી અણધાર્યું પડે છે અને તેતરનો જીવ જતાં વાર લાગતી નથી તેમ કાળ પણ તને અણધાર્યો પકડશે. વળીઃ-

પાવ પલક જો દૂર હૈ, મોપે કહ્યો ન જાય,
કયા જાનૂં કયા હોયગા, પલકે ચૌથેભાય. ૭

પા પળ પણ દૂર છે એમ મારાથી કહેવાતું નથી કોણ જાણે જે પળના ચોથા ભાગમાં પણ શું થશે ! કબીર સાહેબ કહે છે કે પા પળ પણ વખત મળશે એમ મારાથી કહી શકાતું નથી કારણકે કાળ કયારે આવશે તે કોઇનાથી કહી શકાતુંજ નથી. યૌવનમદમાં અંધ થતા મનુષ્યો પૈકી ઈશ્વરભજન આજ નહીં તો કાલે કરીશું એમ કહેતા આપણે ઘણાને શ્રવણ કર્યા છે અને તે ઉપરથીજ ઉપલી સાખીઓ લખાએલી છે. યૌવનના સંબંધમાં કહે છે કે-

જોબન સાયર મુઝતે, રસિયા લાલ કરાય,
અબ કબીર પાંજી પરે, પંથી આવહિ જાય. ૮ .

રસિયાલાલ બનેલ લોકોને યૌવનરૂપી સમુદ્ર બુડાડે છે. જ્યારે બુડે છે ત્યારે કબીર સાહેબ કહે છે કે તે માર્ગે મુસાફરો [જીવરૂપી] વારંવાર આવે છે અને જાય છે. યૌવનરૂપી સમુદ્ર એટલે યુવાન

સ્ત્રી. તે જીવને વિષય આસકિતમાં મોહાંધ બનાવી દે છે. જીવ જ્યારે વિષયમાંજ લુબ્ધ થાય છે ત્યારે ,તે સ્ત્રી સિવાય અન્યને જોઇ શકતો નથી, તેને સારાસારનું ભાન પણ રહેતું નથી એ દેખીતુંજ છે. આથી કબીર સાહેબ કહે છે કે આ સ્થિતિ જીવની થતા તેને મુસાફરરૂપે બની વારંવાર જન્મવું પડે છે અને મરવું પડે છે. મતલબ જેમ મુસાફર આવે ને જાય તેમ જીવને પણ આવવું અને જવું રહે છે પણ તેનો ઉદ્ધાર થતો નથી. આધ્યાત્મિક-રીતે અર્થ લેતા, જોબન શબ્દને છુટા પાડતા જો એટલે જે બન એટલે વાણી, સાયર એટલે સમુદ્ર, મુઝતે એટલે શોધે છે, રસિયા એટલે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશાદિ ઋષિ લોકો, લાલ કરાય એટલે પ્રીતિપૂર્વક શોધ કરવો. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશાદિ ઋષિલોકોએ અત્યંત પ્રીતિપૂર્વક વાણીરૂપી સમુદ્રને શોધ્યો તો તેમાંથી વેદ પ્રાપ્ત થયા. તેમાંથી પાંચ રસ્તા શોધ્યા તે એ કે કર્મમાર્ગ, ઉપાસનામાર્ગ, યોગ માર્ગ, પ્રેમ માર્ગ અને જ્ઞાન માર્ગ. આ પાંચે માર્ગમાં જીવ ગુંચવાયો અને એક એક માર્ગનો પક્ષ પકડી પંથીરૂપ બન્યો અને આવવા જવા લાગ્યો. મતલબ એકે, એક ગ્રહણ કરી બીજો લીધો અને બીજો છોડી ત્રીજો લીધો એવી રીતે ક્રમશઃ આવતો જતો રહ્યો. વળી પીંડથી બ્રહ્માંડ અને બ્રહ્માંડથી પીંડ, જગત્થી બ્રહ્મ અને બ્રહ્મથી જગત્ , સ્વર્ગથી નર્ક અને નર્કથી સ્વર્ગ, દેવલોકથી મૃત્યુલોક અને મૃત્યુલોકથી દેવલોક, ગર્ભવાસથી બહાર અને બહારથી ગર્ભવાસ એમ વારંવાર આવાગમન કરતો રહ્યો. મત-લબ કબીર એટલે જીવ અને પાંજી એટલે માર્ગ; લાલ રસિયા એટલે ત્રિદેવાદિ મહામુનિ કે જેણે આ જગતમાં પ્રથક પ્રથક

માર્ગ બનાવ્યા; જે માર્ગમાં જીવ ભટકયાથી આવાગમન કરે છે એ ભાવાર્થ.

જોબન સિકદારી તજી, ચલા નિસાન બજાય,
સિરપર સેત સિરાયચા, દિયા બુઢાપૈ આય. ૯

યૌવનઅવસ્થાએ પોતાની સરદારી–ઉપરીપણું છોડી દઈ ડંકો બજાવી ચાલવા માંડયું એટલે વૃદ્ધાવસ્થાએ આવી માથા ઉપર સફેદ વાળ લાવી મૂકયા. મનુષ્ય બાળ્યાવસ્થામાંથી યુવાવસ્થામાં અને યુવાવસ્થામાંથી વૃદ્ધાવસ્થામાં પ્રવેશ કરે છે તેને લગતી આ સાખી છે. હવે યુવાવસ્થા જતા શું શું બને છે તે સંબંધી કબીર સાહેબ જણાવે છે કેઃ–

બિરિયા બીતી, બલ ઘટા, કેસ પલટિ ભયે ઔર,
બિગરા કાજ સંવારી લૈ, કરિ છૂટન નહિં ઠૌર. ૧૦
બિરિયા બીતી બલ ઘટા, ઔરો બુરા કમાય,
હરિજન છાંડા હાથ તેં, દિન નીરાહી આય. ૧૧
જરા કુત્તા જોબન શસા, કાલ અહેરી નિત્ત,
દો બૈરી બિચિ ઝોંપરા; કુશલ કહાઁસો મિત્ત. ૧૨

યુવાવસ્થા ગઈ અને શરીરમાંથી બળ–વીર્ય ઘટયું, કેશ કાળા બદલાઈ ધોળા થયા માટે હવે તારૂં બગડેલ કામ તું સુધારી લે નહીંતો પછી કયાંય છુટવાનો રસ્તો નથી.

યુવાવસ્થા ગઈ અને શરીરમાંથી બળ પણ ઘટયું છતાં પણ તું નહીં કમાવાનું છે તે કમાય છે હરિને હાથથી જવા

દીધા અને નિરાશાના દિવસ પાસે આવ્યા. યૌવનરૂપી સંસલા પાછળ વૃદ્ધાવસ્થારૂપી કુતરો અને કાળરૂપી પારધી હમેશા પડેલા છે. વળી આ બે મહાન વૈરી વચ્ચે હે જીવ, તારૂં ઝુંપડું (શરીર) આવેલુંછે તો હવે તું શીરીતે કુશલ રહી શકીશ. આ ત્રણે સાખીનો ભાવાર્થ એવો છે કે યુવાવસ્થાની પાછળ વૃદ્ધાવસ્થા અને કાળ કાયમના લાગેલાં છે એટલે કે યુવાવસ્થા તરતજ પુરી થવાની છે છતાંપણ તું આ અવસ્થામાં હરિભજન કરી તારૂં સુધારી શકતો નથી તો પછી તારી શી ગતિ થશે તેનો તું વિચાર કર એમ કબીર સાહેબ જીવને સંબોધી કહે છે. કારણ કે જ્યાં આગળ પાછળ દુશ્મનો ઉભા હોય તો પછી કુશળ થવાની આશા ક્યાંથીજ હોય.

કુશલહિ કુશલ જો પૂછતાં, જગમેં રહા ન કોય,
જરા મુઈ ના ભય મુઆ, કુશલ કહાંતે હોય. ૧૩

જો કદાચ તમે કુશળ હોવાનું પૂછતા હો તો જગતમાં કોઇ કુશળ નથી કારણ કે શરીરના દુશ્મનરૂપી વૃદ્ધાવસ્થા મટી ગઇ નથી તેમજ મરણ રૂપી ભય પણ મટયો નથી તો પછી કુશળ ક્યાંથીજ રહેવાય ! મતલબ નજ રહેવાય.

ઘરી જો બાજૈ રાજદર, સુનતા હૈ સબ કોય,
આયુ ઘટૈ જોબન ખિસૈ, કુશલ કહાંતે હોય. ૧૪

રાજદ્વારમાં ઘડિયાળ વાગ્યા કરે છે તે સર્વ કોઇ સાંભળે છે (તે આપણને અવાજ કરી કલાકે કલાકે ચેતાવે છે કે ) આયુષ્ય ક્ષણે ક્ષણે ઘટતું જાય છે અને યુવાવસ્થા ક્ષણે ક્ષણે ખસતી

જાય છે ( છતાંપણ ઇશ્વરભજનરૂપ સામગ્રી એકત્ર ન કરી ) તો હવે કુશળ તો કયાંથીજ થાય ! તેની આશાજ રાખવી વ્યર્થ છે.

કૈ કુશલ અનજાનકે, અથવા નામ જપંત,
જનમ મરણ હોતા નહી, તો બૂઝો કુશલવંત. ૧૫

ત્યારે કુશળ કોણ છે તો કાંતો કુશળ અજાણ્યો કે જેને સંસાર વ્યવહારનું જ્ઞાન નથી, જે સંસારના વિષયોમાં આસકત નથી અને ઇશ્વરપરાયણ છે અથવા જે હમેશાં ખરા મનથી રામનું નામ જપ્યા કરે છે અથવા જેને જન્મમરણનો ફેરો રહેતો નથી તેજ કુશવંત—કુશળ છે એમ સમજજો. જેની પાસે આવી શંકિત નથી અર્થાત જે જન્મમરણરહિત થતા નથી કે તેમ થવા સામગ્રી એકત્ર કરતા નથી તેઓ કુશળ નથીજ એમ સમજવું.

માલી આવત દેખિકેં, કલિયા કરે પુકાર,
ફૂલી ફૂલી ચુનિ લઇ, કાલ્હિ હમારી બાર. ૧૬

માળીને આવતો જોઇ કુમળી કળીઓ પોકાર કરે છે કે ખિલેલાં પુષ્પો ચુંટી આજે લઈ લો, પરંતુ આવતી કાલે અમારોજ વારો છે. કાળરૂપી માળી ખિલેલાં પુષ્પોરૂપી મનુષ્યોને એટલે જેનું આયુષ્ય પુરૂં થયું છે તેવાઓને વીણી વીણીને લઈ જાય છે. તેમને જોઈ સ્મશાન વૈરાગ્યથી યુવાનો કહે છે કે જેમ જેમ અવધી પુરી થતી જાય છે, તેમ તેમ એક પછી એક જવાનાજ છઇએ. મતલબ કાળ કોઇને પણ મૂકતો નથી.

કાળ દરેકને ગ્રાસે છે. એ બાબતનું વધારે સ્પષ્ટીકરણ કરવા કબીર સાહેબ પ્રથક પ્રથક વસ્તુઓનાં દૃષ્ટાંતો એક પછી એક આપે જાય છે.

ફાગન આવત દેખિકે, બન રોતા મનમાંહિ;
ઉંચી ડારી પાત ફૂલ, પીરા હૂવૈ વહિ જાહિં. ૧૭

ફાગણ માસને આવતો જોઇ વન ( વનમાંહેના વૃક્ષ ) મનમાં રોવા લાગે છે કે મોટી ડાળો, પાંદડાં, પુષ્પ વિગેરે પીળા થઈ જતાં રહેશે. પાનખર ઋતુમાં ઝાડ ઉપરનાં પાંદડાં પીળા થઈ ખરી પડે છે તેમજ ડાળીઓ પણ પરિપકવ થતા ભાંગતી જાય છે તેને ઉદ્દેશી આ ઉક્તિ કહેલ છે.

પાત જો તરૂવરસોં કહૈ, વિલંબ ન માનૈં મોર;
આઈ ઋતુ જો બસંતકી, જહાં જાવો તહાં તોર. ૧૮

પાંદડાં ઝાડને કહે છે કે હવે મને વધારે વિલંબ લાગશે નહીં કારણ કે વસંતઋતુ આવી છે તેથી જયાં અમે જાઇએ છીએ ત્યાં તુટીએ છઇએ.

તરૂવર પાતસોં યોં કહૈ, સુનો પાત એક બાત,
ય ધર યાહી રીતિ હૈ, ઇક આવત ઇક જાત. ૧૯

આથી ઝાડ પાંદડાંને કહે છે કે હે પાન, તમે સાંભળો. આ ઘરની એવીજ રીત છે કે એક આવે છે અને એક જાયછે. તેવીજ રીતે આ સંસારની પણ એવીજ ગતિ છે કે મનુષ્યો જન્મે છે અને મરે છે મતલબ દુનિયામાં કોઈ અમર રહેતું નથી. નામ તેનો નાશ છેજ.

પાત ઝરંતા યૌં કહૈ, સુન તરૂવર બનરાય,
અબકે બિછુરે ના મિલૈં, દૂર પરેંગે જાય. ૨૦

જ્યારે ઝાડે કહ્યું કે આ ઘર એવું છે કે એક આવે છે અને એક જાય છે તે ઉપરથી પાન પડતાં પડતાં કહે છે કે હે તરૂવર બનરાય જરા સાંભળો. આ વખતે હું પડું છું અને તેથી તમારાથી છૂટું પડું છું તે પુનઃ મળનાર નથી કારણકે હવે તો દૂર જઇનેજ પડીશ. વળી કહે છે કેઃ—

કહૈ પાત વા ઝારસૌં, કહા પરી અબ તોહિ,
જ્યોં વા તરૂવરહી તજ્યોં, ચલૌ જાન દૈ મોહિ. ૨૨

પાન ઝાડપ્રતિ કહે છે કે હવે તને મારી શી ગરજ છે માટે જેવું હું તારાથી છૂટું પડું તેવુંજ મને તું જવા દેજે, વળી હું પણ અટકનાર નથી. ઉપરની બે સાખી ઉપરથી આધ્યાત્મિક અર્થ એવો નીકળે છે કે જીવરૂપી પાંદડું આ સ્થુલ દેહરૂપી વૃક્ષથી અલગ થતી વખતે તેને કહે છે કે મેં એવી સરસ કરણી આ વખતે કરી છે કે હવે પુનઃ હું તારામાં આવીશ જ નહીં મતલબ ઇશ્વરાધનાવાળો જીવ કહે છે કે મેં ખરી રીતે ઇશ્વર ભજન કરેલ છે જેથી હવે મારો પુનઃ જન્મ થનાર નથી અને તેથી હવે હું તો તારાથી કાયમના માટે અલગજ રહેવાનો. વળી કહેછે કે હવે તારે ને મારે શું લેવા દેવા ? તું મારો મમત કર નહીં કારણુ કે જેવો હું તારાથી છૂટો પડીશ કે તેવો જ હું તારાથી ઘણે દુર પડવાનો માટે મને જવા દે અને મમત મૂક. જે સાધુપુરૂષે આ દેહનું ખરી રીતે સાર્થક કર્યું છે તેને સ્થુલ દેહની મમતા રહેતી જ નથી અને તેનું પુનઃ આવાગમન પણ થતું નથી એ ઉક્તિ.

ધૌંકી દાધી લાકરી, ઠાઢી કરૈ પુકાર,

મતિ બસિ પરોં લુહારકે, જારૈ દૂજીબાર. ૨૩

કોલસા સમા કરવાના સાધનરૂપ થયેલ લાકડી ઉભીઉભી પોકારે છે કે લુહારના હાથમાં કોઇ પડશો નહીં. જો પડવા પ્રસંગ આવ્યો તો એક વખત નહીં પણ બીજીબીજી વખતે પણ તે બાળશે. ધોં એટલે જઠ્ઠરાગ્નિ તેની દાધી લાકરી એટલે જીવ. જઠ્ઠરાગ્નિમાં પડેલ જીવ એટલે ગર્ભવાસ માંહેનો જીવ પોકાર કરી ત્રાસ પામી કહે છે કે આ લુવારરૂપી ગુરૂવાલોક ( અસાધુ પુરૂષ–ઢોંગી ગુરૂ ) ની પાસે હું જઇશ નહીં. જો કદાચ જાઉંતો પુનઃ તેઓ મને બંધનમાં નાંખી દેશે અને આથી પુનઃ ગર્ભવાસમાં પડી જઠ્ઠરાગ્નીમાં મારે બળવું પડશે.

કબીર સાહેબ હવે સામાન્ય રીતે સહજ સમજી શકાય એવી ઉપદેશજનક સાખીઓ કહે છે.

જારનહારા ભી મુઆ, મુઆ જલાવન હાર,
હૈહૈ કરતેં ભી મુયે, કાસૌં કરૌં પુકાર. ૨૪

જન્મનાર પણ મુઆ, બાળનાર પણ મુઆ, અમે હજુ છઇએ અમે હજુ છઇએ એમ કહેનારા પણ મુઆ તો હવે હું કોના પાસે પોકાર કરૂં !

જો ઉગે સો અંથવૈ, ફૂલૈ સો કુમ્હિલાય;
જો ચુનિએ સો ઢરિ પરૈં, જામેં સો મરિ જાય. ૨૪

જે ઉગે છે તે આથમે છે, અને ખીલે છે તે કરમાય છે, ચુંટીએ તે તુટી જાયછે અને જામે છે–વૃદ્ધ થાય છે તે ખરીજાયછે.

જો પહરા સો ફાટિઆ, જો ખાયા સો જાય,
કબીરા રામાનંદકા, દીયા હી રહી જાય. ૨૫

જે પહેરાય છે તે ફાટે છે જે ખવાય છે તે જાય છે રામાનંદના શિષ્ય કબીર સાહેબ કહે છે કે જે આપ્યું તેજ બાકી રહે છે.

નિધડક બૈઠા રામ બિન, ચેતન કરૈ પુકાર,
ય તન જલકા બુદબુદા, બિનસત નાહીં બાર. ૨૬

રામ વગર તું નિર્ભય થઇને બેઠા છુ પરંતુ ચૈતન્ય પોકાર કરે છે કે ( અથવા ચેતીને પોકાર કરૂંછું કે ) આ તન-શરીર પાણીના પરપોટા જેવું છે તેને નાશ થતા વાર નહીં લાગે.

પાની કેરાં બુદબુદા, અસં માનુષી જાતિ,
દેખતહી છિપિ જાયગા, જયોં તારા પરભાતિ. ૨૭

પાણીના પરપોટા સમાન આ મનુષ્ય દેહ છે. તે જેમ પ્રાતઃકાળ થતા તારાઓ સંતાઇ જાય છે તેમ જોતજોતામાં નાશ પામી જશે.

કબિરા પાંચ પખેરૂઆ, રાખા પોષ લગાય,
એ જો આયો પારધી, લે ગયો સબૈ ઉડાય. ૨૮

કબીર સાહેબ કહે છે કે આ દેહ પાંચ તત્વોનો બનેલો છે અને તે પાંચે તત્વરૂપ પક્ષીઓને પોષણ કરી સંભાળી રાખવામાં આવેલ છે પરંતુ એક પારધી આવ્યો કે તરતજ તે પાંચેને

ઉપાડી લઇ ગયો. મતલબ પંચ તત્વનો બનેલ દેહ પારધીરૂપ કાળ ઉપાડી જાય છે.

પરદા રહતી પદ્મિની, કરતી કુલકી કાંન,
છડી જો પહુંચી કાલકી, ડેરા હુઆ મૈદાન. ૨૯

પદ્મિની સ્ત્રી પડદામાં રહેતી, બહાર નીકળી કોઇને પણ પોતાનું મ્હોડું બતાવતી નહીં એટલું જ નહીં પણ કોઇ કુટુંબનું માણસ મરી જતું તોપણ ઘરમાંજ રહેતી અને રોતી. મતલબ બહાર નીકળતી નહીં. આવી સ્ત્રીને જ્યાં કાલની છડી-હુકમ પહોંચ્યો એટલે કાળ આવી પહોંચ્યો ત્યારે તેનું રહેવાનું મેદાનમાં થયું, અર્થાત્ સ્મશાનમાં લઈ જવામાં આવી. પડદે કાયમ રહી શકી નહીં એ ભાવાર્થ.

તીન લોક પિંજરા ભયા, પાપ પુન્ય દોઊ જાલ,
સકલ જીવ સાબજ ભયે, એક અહેરી કાલ. ૩૦

ત્રણે લોક પાંજરારૂપ છે, પાપ અને પુણ્ય બને જાળ છે. તમામ જીવ સાવજ છે, માત્ર એક કાળજ અહેરી છે કે જેને કોઈ ખાતું નથી. કબીર સાહેબનું કહેવું છે કે હે સંતો, આ ત્રણ લોક તો જીવનના રોકવાર્થે પાંજરાં બન્યા છે અને સંપૂર્ણ રીતે જીવનને પાંજરામાં નાંખી માયાએ પોતાને કબજે કરેલ છે. ત્રણ લોક તે ત્રિકુટી, શ્રીહટ અને ગોલ્હાટ. ત્રણ અવસ્થા, ત્રણ પણ, ત્રણ ગુણ અને ત્રણ સ્થાન જેમાં આ સકલ જીવો પડયા અને ચોથી તુર્યા, મૂળમાયા ચતુર્થીકા તેના હાથમાં પાંજરૂં છે. તેથી તુર્યા પોતાની ઇચ્છાનુસાર જીવને ખતરાવે છે અને

આખરે તુર્યાતીતકાળ તેના મ્હોડામાં ધકેલી દે છે. અને પાંચ તત્વ તે આ ભવસાગર જુદી જુદી કલ્પના વાણી તે સાગર. અનેક પ્રકારની પાપ પુણ્યની વાતો તે જાળ તેમાં તમામ જીવો સાવજ, મીન અને મચ્છરૂપી થઈ ફસાય છે અને આ તમામ જીવોનો અહેરી કાળ એક બ્રહ્મ, કે જેણે સર્વને ફસાવ્યા એ અભિપ્રાય.

કબિરા જંત્ર ન બાજઇ, ટૂટિ ગયા સબ તાર,
જંત્ર બિચારા કયા કરે, ચલા બજાવન હાર. ૩૧

કબીર સાહેબ કહે છે કે જંત્ર વાગતું નથી, કારણકે જેના તમામ તાર તૂટી ગયા છે તેમાં બિચારૂં જંત્ર શું કરે કારણ કે બજાવનાર ચાલ્યો ગયો છે. કબીર સાહેબ જીવને કહે છે કે હવે આ સ્થૂલ દેહરૂપી વાજીંત્ર વગાડમાં–તેમાં હવે આસક્તિ રાખમાં કારણ કે તેના તમામ તાર તુટી ગયા છે મતલબ તેની તમામ નાડીઓ બંધ થઇ ગઇ છે. તેમાં સ્થૂલદેહનો શો વાંક. કારણકે સ્થૂલદેહરૂપી વાજીંત્ર વગાડનાર પ્રાણ તેમાંથી ચાલ્યો ગયો છે.

ધુની ધવતી રહ ગઈ, તબ બુઝિયા અંગાર,
અહરનિકા ઠમકા રહા, જબ ઉઠિ ચલા લુહાર. ૩૨

ધમણ ધમતા ધમતા અટકી પડી ત્યારે દેવતા ઓલાઈ ગયો માત્ર હવે એરણનોજ અવાજ આવવા લાગ્યો, એટલે લુહારે ઉઠી ચાલવા માંડ્યું. ધુની એટલે શ્વાસ ચાલતો બંધ થયો કે તરતજ અંગાર એટલે ઇંદ્રીઓ પોતપોતાનું કામ કરતી બંધ

થઈ ગઈ. અહિરન એટલે જીભ ચાલતી અટકી પડી એટલે તરતજ લુહાર એટલે પ્રાણ ચાલતો થયો.

યહ જીવ આયા દૂરતેં, જાના હૈ બહુ દૂરિ,
બિચકે બાસૈ બસિ ગયા, કાલ રહા શિરપૂરિ. ૩૩

આ જીવ ઘણે દુરથી આવે છે અને હજુ તેને ઘણે દુર જવાનું છે પરંતુ માથા ઉપર કાળ આવતા વચમાંજ વાસો કરી રોકાઈ ગયો.

કબિરા પગરા દૂરિ હૈ, બીચિ પરી હૈ રાતિ,
ના જાનોં કયા હોયગા, ઉગંતા પરભાતિ. ૩૪

કબીર સાહેબ કહે છે કે જ્યાં જવાનું છે તે સ્થળ તો હજુ ઘણું દૂર છે અને અધવચ આવતાંજ રાત પડી ગઇ. સૂર્યોદય થતા પહેલા શું થશે તે કાંઇ જાણી શકાતું નથી.

મનુષ્ય આશામાં ને આશામાં દિવસ ગુમાવે છે પરંતુ તેની આશા પૂરી થતીજ નથી જેથી કબીર સાહેબ કહે છે કે તારી આશારૂપી મુસાફરીનો અંત નથી આવ્યો ત્યાં રસ્તામાંજ તું અટકી પડયો હવે આગળ શું થાશે તે કાંઇ હું કહી શકતો નથી.

કબિરા ગાફિલ કયા ફિરૈ, આયા કાલ નજીક,
કાન પકરિ કૈ લે ચલા, જયોં અજાકો ખટીક. ૩૫

કબીર સાહેબ કહે છે કે તું ગાફલ થઈ કેમ ફરે છે જોતો નથી કે કાળ નજીક આવ્યો છે તો જેમ કસાઇ બકરીને કાન પકડીને લઇ જાય છે તેમ કાળ પણ તને કાન પકડી ઉપાડી જશે. માટે ગાફલ નહી રહેતાં હરિનું ભજન કર.

કબિરા હરિસોં હેત કર, ઔરે ચિત્ત ન લાય,
બાંધ્યો બારિ ખટીકકે, તા પશુ કેતિક આય. ૩૬

કબિર સાહેબ કહે છે કે હરિની સાથે હવે તું હેત કર અને મનમાં અન્ય કાંઇ હવે લાવ નહીં માત્ર હરિનુંજ નામ હૃદયમાં ધારણ કર કારણકે જે પશુ ખાટકીના બારણે બાંધ્યું છે તે પશુનું આયુષ્ય કેટલું હશે. મતલબ તું કાળરૂપી કસાઇના બારણા પાસે બંધાએલ છો પછી તારૂં આયુષ્ય કેટલું હશે તેનોજ તું વિચાર કર.

સાંઝ પરી દિન અંથિયા, બાધન ઘેરી ગાય,
ગાય બિચારી ના મરૈ, બાધન હિ ભુખા જાય. ૩૭

સાંજ પડી અને દિવસ અસ્ત થયો ગાયને વાઘે ઘેરી લીધી બિચારી ગાય મરે નહીં અને વાઘ ભૂખ્યો જાય.

સાંઝ અર્થાત અંત અવસ્થા, દિન અર્થાત દેહ, અંથિયા અર્થાત અંત આવ્યો, વાઘ અર્થાત કાળ, ગાય અર્થાત આત્મા, એટલે કે આખર અવસ્થા આવી અને દેહનો અંત આવ્યો કાળે આત્માને ઘેરી લીધો પરંતુ કાંઇ બિચારો આત્મા મરતો નથી અને આથી કાળ ભૂખ્યો ચાલ્યો જાય છે. અંત અવસ્થા સુધી જેણે દેહનું સાર્થક કર્યું છે તેનો આ સ્થૂલ દેહ તો જવાનો પરંતુ આત્મા અમર હોતા કાળ પણ તેને ભક્ષી શકતો નથી. મતલબ જેને દેહનુ સાર્થક કર્યું છે તેને પરમપદ મળે છે જેથી આવાગમન રહેતું નથી તો પછી કાળ પણ તેની પાસે નિરૂપાય બને છે.

કાલ જીવકો ગ્રાસઈ, બહુત કહ્યો સમુઝાય,
કહે કબીર મૈં કયા કહું, દેખત નહીં પતિયાય. ૩૮

કાળને જીવને પકડતાં મેં ઘણું ઘણું સમજાવી કહ્યું હતું કે તું આ જીવને પકડી જા માં. કબીર સાહેબ કહે છે કે મેં કહ્યું છતાં પણ તેણે માન્યું નહીં તો પછી હવે વધારે શું કહું! મતલબ કાળને કોઇની શરમ આવતી નથી.

કાચી કાયા મન અથિર, થિર થિર કરમ કરંત,
જયોં જયોં નર નિધડક ફિરૈ, ત્યોં ત્યોં કાલ હસંત. ૩૯

કાયા કાચી છે અને મન અસ્થિર છે, પણ મનુષ્ય, કર્મ તો સ્થિર થઇનેજ કરે છે મતલબ સ્થિર મને કર્મ ગાંઠે બાંધે છે. અને જેમ જેમ કર્મ ગાંઠે બાંધવામાં સ્થિર મને પ્રયાસ કરે છે તેમ તેમ મનુષ્ય નિડર થઇ ફરે છે, જેમ જેમ મનુષ્ય નિડર થઇ ફરે છે તેમ તેમ કાળ હસ્યા કરે છે. કબીર સાહેબ કહે છે કે માણસનું મન અસ્થિર છે પરંતુ દુષ્કર્મ કરવામાં તે મન મજબુત થતું જાય છે અને આથી તે દેહનું સાર્થક જરા પણ કરી શકતો નથી.

બિષકે બનમેં ઘર કિયા, સરપ રહા લપટાય,
તિનકા ડર જીવ ગહિરહા, જાગત રૈન બિહાય. ૪૦

વિષના વનમાં ઘર કર્યું છે અને સરપ લપટાઇ રહ્યો છે. આ ઉભયની બ્હીક જીવને લાગતા રાત્રીમાં જાગૃત થતા તે બ્હીએ છે. વિષરૂપી વન એટલે નાના પ્રકારના ઉપદેશ અને વાણી તેમાં જીવ પરોવાયો અને તેમાં વળી સરપરૂપ ( પંચ ) અ-

ભિમાન વીંટાળાઇ રહેલ છે આથી જીવને ભય ઉપસ્થિત થતા રાત્રીનો સમય શાંતિનો છતાં પણ સહજ ઉંઘમાંથી આંખ ઉઘડી જતા બીએ છે. ગુરૂવા લોકોએ (અસાધુઓએ) અનેક રીતે ઉપદેશો આપ્યા. કોઇએ કહ્યું કે બ્રહ્મ જુદો છે, કોઈ અહં બ્રહ્મ બતાવે છે, કોઇએ તત્ત્વમસિ કહી યોગ સમાધી, કર્મ, ઉપાસના, એમ વિવિધ પ્રકારે ઉપદેશ આપેલ છે. આથી મન ભ્રમમાં પડયું અને અભિમાનમાં તણાતું ચાલ્યું જેના પરિણામે હવે કેવી રીતે ઈશ્વર પ્રાપ્તિ કરવી એવાજ વિચારમાં નિદ્રા રહિત બન્યું એવું કહેવાની મતલબ કબીર સાહેબની છે.

કાલ હમારે સંગ રહે, કસ જીવનકી આસ,
દિન દસ રામ સંભારિ લૈ, જબલગિ પિંજરા સ્વાસ. ૪૧

કાળ આપણી સાથેજ છે એટલે હવે જીવનની આશા કયાં રહી! માટે હવે દશ દિવસ એટલે કે જ્યાં સુધી આધી હોય ત્યાંસુધી મતલબ આ શરીર રૂપી પાંજરામાં શ્વાસ ચાલુ છે ત્યાંસુધી રામનું સ્મરણ કરી લે.

ચહું દિશિ પાકા કોટ થા, મંદિર નગર મઁઝાર,
ખિરકી ખિરકી પાહરૂ, ગજ બંધા દરબાર. ૪૨
ચહું દિશિ તો યોદ્ધા ખડે, હાથ લિયે હથિયાર,
સબહી યહ તન દેખતા, કાલ લે ગયા માર. ૪૩

પોતાના રક્ષણાર્થે ચારે દિશાએ પાકો મજબુત કિલ્લો છે, અને રહેવાનું મકાન પણ શહેરના મધ્યભાગમાં રાખેલ છે, વળી દરવાજે દરવાજે ચોકીદાર રાખ્યા છે અને દરબારમાં હાથીઓ

પણ બાંધેલા છે. વળી ચારે દિશાએ હાથમાં હથિયાર લઈ યોદ્ધાઓ ચોકી કરતા ઉભા રહે છે આવો જાપ્તો છે, આવું રક્ષણ કરેલ છે, તોપણ આ તમામના દેખતાંજ કાળ એકદમ ઉપાડી જાય છે. કહેવાની મતલબ એવી છે કે ગમે તેટલું કરશો તોપણ કાળ કોઇને પણ મૂકનાર નથીજ.

ધરતી કરતે (કરતે) એક પગ, કરતે સમુન્દર ફાલ,
હાથોં પરબત તોલતે, તેભી ખાયા કાલ. ૪૪

જેણે એક પગે ધરતી ધારણ કરી હતી એવા વામન અવતાર (વામન અવતારમાં વિષ્ણુએ એક પગ પૃથ્વી ઉપર અને એક પગ આકાશમાં ધર્યો હતો એવી વાત પુરાણે પ્રસિદ્ધ છે જેથી તેમણે એક પગમાં પૃથ્વી ધારણ કરી હતી એમ માની શકાય) સમુદ્રનું ઉલ્લંઘન માત્ર એકજ ફાળથી કર્યું હતું એવા હનુમાનજી [ રામાયણમાં સીતાજીની શોધ કરવા જતા હનુમાનજીએ એકજ ફાળમાં સમુદ્ર ઉલ્લંઘન કરવાની હકીકત આપેલી છે. જુઓ તુ. કૃ. રા. સુંદરકાંડ ] હાથેથી પર્વત ઉપાડનાર રાવણ (એક વખત રાવણે કૌતુકથી જઈ, કૈલાસ પર્વતને ઉપાડી પોતાની ભૂજાના બળથી તુલના કરી. જુઓ તુ. કૃ. રા. બાલકાંડ) એવાઓને પણ કાળ ખાઇ ગયો છે. મતલબ કે વામન, હનુમાન અને રાવણ જેવા પણ કાળને આધીન થયેલ છે. વળી

હાથોં પરબત ફાડતે, સમુંદર ઘૂંટ ભરાય,
તે મુનિવર ધરતી ગલે, કહ કોઈ ગર્વ કરાય. ૪૫

રાવણ હાથેથી પર્વત ફાડી નાખતો, અગત્સ્યમુનિ એકજ અંજલીમાં સમુદ્રને પી ગયા હતા (આ વાત પુરાણોમાં વધારે

સ્પષ્ઠ રીતે વર્ણવેલી છે) તેવા મહાન મુનિવરો પણ ધરતીમાં સમાઈ ગયા તો હવે કોનાથી ગર્વ થઇ શકે તેમ છે? મતલબ કાળની પ્રબળતા અનહદ છે એ ભાવાર્થ.

તાજી છૂટા સહરતેં, કસબે પરી પુકાર,
દર્બાજા જડાહિ રહા, નિકસિ ગયા અસવાર. ૪૬

ઘોડો શહેરમાંથી છૂટયો અને શહેરમાં પોકાર પડયો. દરવાજા તો બંધજ રહ્યા છતાં સ્વાર બહાર નીકળી ગયો. શ્વાસરૂપી ઘોડો શરીરરૂપી શહેરમાંથી છૂટયો અને શરીરરૂપી શહેરમાં પોકાર પડયો મતલબ તમામ ઇંદ્રિઓ એક પછી એક અટકવા લાગી. મહોડારૂપી દરવાજો તો બંધજ રહી ગયો અને આત્મારૂપી સ્વાર, શ્વાસરૂપી ઘોડા ઉપર ચડી આ સ્થૂળદેહરૂપી નગરીમાંથી નહાસી ગયો.

જાયા જાયા સબ કહૈ, આયા કહે ન કોય,
જાયા નામ જનમકા, રહન કહાંતે હોય. ૪૭

ગયા ગયા એમ સર્વ કોઇ કહે છે પરંતુ આવ્યા કોઈ કહેતું નથી કારણ કે જાયા એવું નામ જનમનું છે તો પછી રહેવાનું કયાંથી થાય મતલબ જનમવું અને મરવું એ ઉભય બરોબર છે. જન્મ્યા પછી—

બાલપનો ભોલૈ ગયો, ઔર જવાની મહમંત,
વૃદ્ધપને આલસ ભયો, ચલા જરંતે અંત. ૪૮

બચ્ચપણ ભોળપણામાં–અજ્ઞાનમાં ગયું, અને જુવાની મદમાં ચાલી ગઇ અને વૃદ્ધાવસ્થામાં આળસ આવવા લાગ્યું એટલે

છેવટે અંત આવતા બળતો બળતો ચાલ્યો મતલબ કાંઇ પણ બની શકયું નહીં એ તાત્પર્ય.

સાથી હમરે ચલિ ગયે, હમ ભી ચાલનહાર,
કાગદમેં બાકી રહી, તાતેં લાગીવાર. ૪૯

અમારા સાથી સ્નેહીઓ હતા તે ચાલ્યા ગયા અને અમે પણ ચાલ્યા જવાના છઇએ માત્ર કાગદમાં થોડો વખત બાકી હતો, અવધીમાં થોડો વખત બાકી રહી ગયો હતો જેથી અમને વાર લાગી છે.

જિનકે હાથ નિશાન હૈ, તિન્હે અટકાવે કૌન,
પુરૂષ ખજાના પાઈયા, મિટિ ગયા આવાગૌન ૫૦

જેના હાથમાં નિશાન છે તેને કોણ અટકાવી શકે તેમ છે! પુરૂષરૂપી ખજાનો મળવાથીં હવે આવાગમંન મટી ગયું છે. નિશાન સત્યરૂપ નિશાન પરમાત્માની ભક્તિ ખરા અંતઃકરણથી કરવાથી જેણે સત્યરૂપ નિશાન ધારણ કર્યું છે (જેનો મોક્ષ થવાનો છે ) તેને જતા જતા કોણ અટકાવે તેમ છે મતલબ તેને મોક્ષ મેળવતા કોણ આવરણ નાંખે તેમ છે. કારણકે પુરૂષજન્મરૂપી ખજાનો મળેલ છે. એટલે કે મનુષ્યાવતાર થતા સાધના પૂર્ણ પ્રીતિથી કરેલ છે જેથી હવે આવાગમન રહ્યું નથી. ભક્તિના પ્રભાવની શ્રેષ્ઠતા દર્શાવી છે.

ચલતી ચક્કી દેખિ કૈ, દિયા કબિરા રોય,
દો પાટન બિચ આય કૈ, સાબત ગયા ન કોય. ૫૧

ઘંટીને ફરતી જોઈ કબીર સાહેબ રોઇ પડયા અને વિચારવા

લાગ્યા કે બેપડ વચ્ચે આવતા એકે દાણો સલામત ગયો નથી. મતલબ તમામ દાણા પીસાઇ ગયા. આધ્યાત્મિકરીતે જોતા ચક્કી એટલે સંસાર, બે પડ તે ધરતી અને આકાશ; સ્મરણ રૂપી કિલ્લો ( થાળું ) કર્મકાંડ તે ખીલડો દળનાર તે કલ્પનારૂપી નારી. આ ઘંટીમાં સર્વ જીવ પીસાઇ જાય છે. બીજી રીતે સગુણ નિર્ગુણ બે પડ, ઈશ્વર કિલ્લો (થાળું) ઉપાસના ખીલડો, અનુમાન દળનાર સ્ત્રી, આ ઘંટીમાં સગુણ નિર્ગુણ ઉપાસક જીવ દળાઈ જાય છે. વળી પિંડ અને બ્રહ્માંડ એ બે પડ, સુષુમ્ના કિલ્લો, યોગક્રિયા ખીલડો, દળનાર સ્ત્રી તે યોગશક્તિ. આ ઘંટીમાં યોગી લોક દળાઇ જાય છે. વળી તત્ અને ત્વમ્ બંને પડ, અસી કિલ્લો (થાળું) વેદશ્રુતિ તે ખીલડો, દળનાર સ્ત્રી તે આત્મવૃત્તિ આમાં જ્ઞાની જીવ તમામ પીસાય છે. વળી, નિત્ય અનિત્ય બે પડ, સાથી થાળું, પ્રકૃતિ ખીલડો, દળનાર સ્ત્રી તે જ્ઞાનશક્તિ આમાં સાંખ્ય યોગી દળાય છે. વળી સ્થૂલ કૈવલ્ય બે પડ, તુર્યા મહાકારણ થાળુ, સૂક્ષ્મ ખીલડો અને દળનાર સ્ત્રી તે કારણ આમાં તમામ જીવ દળાઇ જાય છે. વળી સ્ત્રી અને પુરૂષ બને પડ, કાળ થાળું, વિષય ખીલડો દળનાર સ્ત્રી તે વાસના આમાં વિષયી જીવ દળાઇ જાય છે. આવા પ્રકારની ઘંટી ફરતી જોઇ કબીર સાહેબ કહે છે કે મને રોવું આવે છે અને કહે છે કે આ બે પડ વચ્ચે કોઇ પણ જીવ પરમપદ પામ્યો નહી ( બચ્યો નહીં ) તમામ દળાઇ બેહોંશ થઇ જાય છે. ત્યારે બચે છે કોણ? તો કહેછે કે:—

આસૈ પાસૈ જો ફિરૈ, નિપટ પિસાવૈ સોય,
કીલા સૌં લાગત રહૈ, તાકો બિઘ્ન ન હોય. પર

ઘંટીમાં આસપાસ જે ફર્યાં કરે છે તે તો ખરેખર તદ્દન દબાઇજ જાય છે પરંતુ જેઓ ખીલડાને વળગી રહે છે મતલબ જે જીવ પરમાત્મારૂપી ખીલડાને વળગી રહે છે તેને સહજ પણ વિઘ્ન આવતું નથી.

ચક્કી ચલી ગુપાલકી, સબ જગ પીસા ઝારિ,
રૂઢા શબ્દ કબીરકા, ડારા પાટ ઉખારિ. ૫૩

જ્યારે ગોપાલ–પરમાત્માની ઘંટી ફરવા લાગી ત્યારે તેમાં તમામ જગત પીસાવા લાગ્યું પરંતુ તે વખતે કબીર સાહેબ કહે છે કે મારો શબ્દ એવો રૂઢ ( મજબુત ) છે કે તરતજ બને પડ તેણે ઉપાડી ફેંકી દીધાં. કબીર સાહેબ કહે છે કે જેનાથી શબ્દ સમજાયો તેનાથી આવી ઘંટીના પડ સહજ ઉડાડી શકાય છે. ( શબ્દનો અર્થ કબીર સાહેબ ઘણીજ આધ્યાત્મિક રીતે કરે છે. આ અર્થ કેવળ અધિકારીજ સમજી શકે છે તોપણ શબ્દ સબંધી લખતી વખતે અમો તેનું સ્પષ્ટિકરણ કરીશું. )

માટીમેં માટી મિલિ, મિલી પૌનસોં પૌન,
મેં તોહિં બુઝૌ પંડિતા, દોમેં મૂઆ કૌન. ૫૪

આ સ્થૂલ દેહ પંચતત્વ પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ અને આકાશનો બનેલો છે તેથી જ્યારે તે જીવથી જૂદો પડે છે ત્યારે આ પંચ તત્વ પુનઃ પંચતત્વમાં મળી જાયછે એમ પ્રાજ્ઞ પુરૂષો માને છે જેથી કબીર સાહેબ કહે છે કે આ પાંચ પૈકી માટીમાં માટી મળી ગઈ એટલે પૃથ્વીનું તત્વ પૃથ્વીમાં સમાઇ ગયું અને પવન પવન સાથે મળી ગયો તો હે પંડિત હું તને પૂછુછું કે આ બેમાં કોણ મર્યું ગણી શકાય? જવાબમાં કબીર સાહેબ કહે છેઃ–

કુમતિ હતી સોં મિટિ ગઇ, મિટયોં બાદ અહંકાર,
દોનૂંકા ભેલા મુવા, કહૈ કબીર બિચાર. ૫૫

સ્થૂલ દેહ નષ્ટ થતા કુમતિ હતી તે મટી ગઇ ત્યાર બાદ અહંકાર મટી ગયો આથી બંને સાથેજ મુવાં એમ કબીર સાહેબ કહે છે કે વિચારો. કુમતિ રૂપ માટી માટીમાં મળી જતા તેની સાથે પવન રૂપ અહંકાર પણ નષ્ટ થયો જ્યારે કુમતિ નષ્ટ થઈ તો પછી અહુંકારને રહેવાનુ કારણ રહેતું નથી. કારણ કે અહુંકારનું આદિ કારણ કુમતિ છે. માટે એક જતા બે સાથેજ ગયા એમ કહેવું છે. મતલબ બંને સાથે જતા જીવ ઉપલી બંને દુગ્ધાથી મુક્ત થતા નિશ્ચિંત થાય છે એ ભાવાર્થ.

હવે દુગ્ધા (દુબિધા) કેવી છે તે સબંધી નીચે પ્રમાણે કહે છે.



## ૬ દુબિધા અંગ.

દુબિધા જાકે દિલ બસૈ, દયાવંત જીવ નાંહિ,
કબિરા ત્યાગૂ તાહિકોં, ભૂલિ દેઉ નહીં બાંહિ. ૧

કબિર સાહેબ કહે છે કે જેના મનમાં દુબિધા ( દ્વૈત ભેદ) વાસ કરી રહેલ છે તે જીવ દયાવંત નથી ને હું તેનો ત્યાગ કરૂંછું અને ભૂલેચૂકે પણ તેને પડખે ચડીશ નહીં. કારણકે કહેલ છે કેઃ—

રામનામ કડુઆ લગૈ, મીઠા લાગૈ દામ,
દુબિધામેં દોનો ગયૌ, માયા મિલિ ન રામ. ૨

દ્વૈતપણું ( દુબિધા ) પ્રાપ્ત થતા બંને ગુમાવ્યાં. નતો માયા

પ્રાપ્ત થઇ કે નતો રામ મળ્યા મતલબ જેનામાં દ્વૈતપણું પ્રાપ્ત થાય છે તેના મનમાં આ ખરૂં કે તે ખરૂં તેનો નિર્ણય થઈ શકતો નથી. કારણકે માયા અને બ્રહ્મ આ બેમાં ગુંથાતાં ખરો રસ્તો મળી શકતો નથી જેથી કરી મનુષ્યનું મન અસ્થિર થતા નતો તે સાંસારિક વિષયો સંપૂર્ણ પ્રાપ્ત કરી શકે છે કે ન તો તે રામપદ પામી શકે છે. કાંતો કબિર સાહેબ કહે છે કે આવે વખતે રામનામ તેને કડવું લાગે છે અને પૈસો મીઠો લાગે છે. એમ પણ બને છે ખરૂં; અને આથી દુબિધામાં બંને ગુમાવે છે નતો માયા મેળવી શકે કે ન તો રામ મેળવી શકે.

હૃદયેમેં હૈ આરસી, મુખ દેખા નહિં જાય,
મુખતો તબહિં દેખઈ, દુબિધા દેઇ બહાય. ૩

આવા મનુષ્ય માટે કહે છે કે હૃદયની અંદરજ અરીસો છે છતાં પણ મૂખ જોઇ શકાતું નથી પરંતુ દુબિધાને બહાર કાઢવામાં આવે ત્યારે મૂખ જોઇ શકાય છે. આરસીરૂપી જ્ઞાન સર્વના અંતઃકરણમાં સમાએલુંજ છે પરંતુ આ જ્ઞાન અજ્ઞાનથી આછાદિત થયેલ હોવાથી પોતાનું સ્વરૂપ પોતાથી જાણી શકાતું નથી. જેમ અરીસા ઉપર મેલ લાગેલો હોય છે અને તેથી તેનામાં સ્પષ્ટ મહોડું જોઇ શકાતું નથી પણ જ્યારે અરીસો ધોઇ સાફ કરી મહોડું જોવામાં આવે ત્યારે બરોબર જોઈ શકાય છે તેવીજ રીતે જ્ઞાનને અજ્ઞાનરૂપી મેલ ચડેલો હોવાથી ખરૂં ચૈતન્ય સ્વરૂપ માલમ પડતું નથી. પરંતુ તે ત્યારેજ દેખાશે કે જ્યારે મનની દુબિધા—દ્વૈતભેદ છૂટી જશે. જ્યારે દ્વૈત ઉપાધિથી અલગ થવાય ત્યારે અદ્વૈત બ્રહ્મ જાણી શકાય. દ્વૈત વખતે સ્થિતિ કેવી થાય છે કેઃ—

ચીંટી ચાવલ લૈ ચલી, બિચમેં મિલિ ગઈ દારિ,
કહૈ કબિર દોઉ ના મિલૈ, એક લે દૂજી ડારિ. ૪

કીડી પોતાના મ્હોડામાં ચોખાનો દાણો લઇ ચાલવા લાગી અને આગળ જતાં દાળનો દાણો મળી આવ્યો. કબીર સાહેબ કહેછેકે બંને તે લઇ શકતી નથી એકજ લઇ બીજાને છોડવાની ફરજ પડે છે. કાંતો ચોખાનો દાણો લઈ શકે અને કાંતો દાળનો દાણો લઈ શકે. તેવીજ રીતે મનુષ્યને દ્વૈતપણું પ્રાપ્ત થતા તે કેવી રીતે સ્થિર મન રાખી શકે કારણકે બેપણામાં-દ્વૈતપણામાં તે કીડીની માફક બને ગુમાવે છે. મતલબ અદ્વૈતપણું ગ્રહણ કરવું એવું કબીર સાહેબનું કહેવું છે.

આગા પિછા દિલ કરૈ, સહજા મિલૈ ન આય,
સો બાસી યમલોકકા, બાંધા યમપુર જાય. ૫

મનને સ્થિર નહી રાખતાં આગળ પાછળ મન દોડાવે છે તેથી ( રામપદ ) સહજમાં આવીને મળી જતું નથી પરંતુ તેતો યમ લોકનોજ વાસી બને છે અને બાંધે હાથે યમપુરમાં જાય છે. મતલબ સ્થિર મને ઇશ્વર ભજન ન થવાથી ઇશ્વર પ્રાપ્તિ થતી નથી તેમ દેહનું ખરૂં સાર્થક ન થતાં કરમ ગાંઠે બાંધી નરકનો વાસી થઈ નરકમાંજ જાય છે.

આગે આગે દૌં જરે, પાછે હરિયર હોય,
બલિહારિ તેહિ વૃક્ષકી, જર કાટૈ ફલ હોય. ૬

આગળ આગળ જતા અગ્નિ બળે છે અને પાછળ લીલું ઘાસ હોય છે. તેજ વૃક્ષની બલીહારી છે કે જ્યારે તેને કાપી

નાખે છે ત્યારે ફળ આપે છે એ અક્ષરાર્થ. કબીર સાહેબની આ સાખી ગૂઢોકિતવાળી છે. તેનો ભાવાર્થ એવો છે કે આશારૂપી વૃક્ષ અને બ્રહ્મરૂપી અગ્નિ. કબીર સાહેબ કહે છે કે માયા જીવનને ઉપદેશ કરે છે કે આગે આગે દૌં જરે તેથી ભગવત પ્રાપ્તિ થવાના માટે ભક્તિરૂપી વિરહાગ્નિ આશારૂપી જે પ્રપંચ વૃક્ષ તેને બાળવા માટે ઉત્પન્ન થઇ તેને બાળવા લાગી, જેથી આશારૂપી વૃક્ષ બળ્યું અને નાશ પામ્યું. પરંતુ તેથી કાંઇ ભગવદ્ પ્રાપ્તિ ન થઇ. પાછળતો સંદેહ રૂપી જડ ઉપસ્થિતજ રહી. જેથી જનમ મરણનું દુ:ખ કાંઇ ટળ્યું નહીં અને સંદેહરૂપી જડ પુન: વૃક્ષરૂપે ઉત્પન્ન કરવા લાગી. મતલબ જનમવું મરવું, અને લય એતો કાયમજ રહ્યાં, પરિણામે કાંઈ દુ:ખથી મુકત થવાયું નહી. ફરીથી કહેછે કે હે જીવ જે સંદેહરૂપી વૃક્ષની જડ છે તે કાપી નાંખો. કારણ કે જડમાં કાવત રહેશે તો તેમાંથી ફણગા ફૂટયા વગર નહીંજ રહે. માટે જો તે જડનો સદંતર નાશ થાય તોજં સુખરૂપી ફળ પ્રાપ્ત થાય. સુખ એટલે જનમ મરણના દુ:ખમાંથી મુકત થવું તે.

તકત તકાવત રહિ ગયા, સકા ન બેઝી મારિ,
સબૈ તીર ખાલી પરા, ચલા કમાના ડારિ. ૭

નિશાન તાકેલું તીર જેમનુંતેમ રહી ગયું અને નિશાન મારી શંકાયું નહીં તમામ તીર ખાલી થઈ ગયા એટલે કમાન નાંખી દઇ ચાલવા માંડયું. પરમાત્માપ્રાપ્તિરૂપી નિશાન મારવા માટે-તે પ્રાપ્ત કરવા માટે આ જીવે ઘણાં તીર ચલાવ્યાં ઘણી રીતે ( દ્વૈતપણું હોતા ) પ્રયાસ કર્યો પણ એકે રસ્તે ત્યાં સુધી

પહોંચી શકાયું નહીં જેથી આખરે હારી જઈ આ સ્થુલ દેહ છોડી તેણે ચાલવા માંડયું. પરંતુ છેવટસુધી ધારેલું નિશાન પાડી શકાયું નહીં એ ભાવાર્થ. ત્યારે હવે અદ્વૈતપણું શાને કહેવું એ સબંધી વિચાર કરવો આવશ્યક છે એમ ધારી હવે કબીર સાહેબ અદ્વૈત જ્ઞાનનું અંગ કહે છે.

---

## ૭ અદ્વૈત જ્ઞાન અંગ.

સબૈ ખેલૌના ખાઁડ મધ્ય, ખાંડ ખેલૌના માહિ,
તૈસે સબ જગ બ્રહ્મમેં, બ્રહ્મ જગતકે માહિ. ૧

ખાંડનાં રમકડાં બનાવાય છે તે જોઇ દૃષ્ટાંતરૂપે કહે છે કે ખાંડનાં તમામ રમકડાં ખાંડમાંથી બને છે અને ખાંડ રમકડાંમાં હોય છે મતલબ ખાંડ અને રમકડાં બને એકજ છે ( માત્ર આકાર જુદો છે, તેવીજ રીતે આ આખું જગત બ્રહ્મમાં છે અને બ્રહ્મ જગતમાં છે, મતલબ બંને એક છે. જેમાં ભિન્નતા ન હોય અને એકજપણું હોય તે અદ્વૈત. કબીર સાહેબ નીચે કેટલાંક દૃષ્ટાંતો આપે છે તે એવાંજ છે. એકજપણું તમામમાં સમાએલું છે. જેમકે:—

ખાંડ ખેલૌના દો નહી, ખાંડ ખેલૌના એક;
તૈસેહી સબ જગ દેખિયે, કિયે કબીર વિવેક: ૨

ખાંડ અને તેનાં રમકડાં એ જુદાં જુદાં નથી પરંતુ ખાંડ અને રમકડાં એક છે. કબીર સાહેબ કહે છે કે જો વિવેકપૂર્વક તમે જોશો તો તેવીજ રીતે આ તમામ જગત છે.

ખાંડ ખેલૌના તુમ કહો, એક અહૈ નહીં દોય;
નામ રૂપ દીસૈ પ્રથક, હસ્તી ઘોડા સોય. ૩

ખાંડ અને રમકડાં એમ તમે જુદા કહો છો પણ તે એ-કજ છે બે જુદા જુદા નથી, નામ અને રૂપથીજ હાથી અને ઘોડા ( રમકડાંના ) પ્રથક પ્રથક દેખાય છે. વસ્તુતઃ તો તે એકજ છે.

ત્યોંહી એકૈ બ્રહ્મતેં, જીવ ઈશ જગ જાન,
બ્રહ્મ બિચારે પાઈયા, નામ રૂપકો હાન. ૪

તેવીજ રીતે બ્રહ્મમાં જીવ, ઇશ્વર, જગત સમજવું. બ્રહ્મનો વિચાર કરવાથી પ્રથક પ્રથક નામરૂપ જણાશે.

ઈશ્વરમેં અરૂ જીવમેં, બ્રહ્મ મધ્ય કબીર,
ત્રિવિધિ ભેદ ન દેખિયે, સિંધુ બુદબુદા નીર. ૫

કબીર સાહેબ કહે છે કે ઇશ્વર જીવ અને બ્રહ્મમાં ત્રણ ભેદ જુદા સમજવા નહીં. જેમ સમુદ્રના પાણીમાં નોખા નોખા પરપોટા થાય છે પણ વસ્તુતઃ તે પાણીજ છે તેવીજ રીતે આ ત્રણેને એકજ રૂપ ગણવા.

દારૂ મધ્યે જ્યોં પૂતરી, પૂતરી મધ્યે દારૂ,
કહૈ કબીર ત્યોં બ્રહ્મમેં ભાસત જગ બિસ્તારૂ. ૬

જેમ દારૂખાનાની વસ્તુઓ ફોડતા દારૂખાનામાં પુતળી મૂકવામાં આવે છે અને પુતળીમાં દારૂ મૂકવામાં આવે છે મતલબ દારૂખાનાની પુતળી કહોકે દારૂ કહો પરંતુ એકંદરે ઉભય દારૂજ છે તેવી રીતે કબીર સાહેબ કહે છે કે બ્રહ્મમાંજ આ જગતનો વિસ્તાર ભાસે છે મતલબ તે પણ બ્રહ્મ છે એમ સમજવું.

કબિરા લોહા એક હૈ, ગઢનેમેં હૈ ફેર,
તાહીકા બખતર બના, તાહીકા શમશેર. ૭

કબીર સાહેબ કહે છે લોઢું તો એકજ છે પણ ઘડવામાંજ ફરક છે તેજ લોઢાનું બખતર બને છે અને તેજ લોઢાની તરવાર બને છે પરંતુ મૂળ વસ્તુ લોઢુંતો એકજ છે.

નીર મધ્યે જ્યોં બુદબુદ, બુદબુદ મધ્યે નીર;
ત્યોં જગ મધ્યે બ્રહ્મ હૈ, બ્રહ્મ મધ્ય જગત કબીર. ૮
ચીર મધ્યે જ્યોં તંતુ હૈ, તંતુ મધ્યે જ્યોં ચીર,
ત્યોં જગમધ્યે બ્રહ્મ હૈ, બ્રહ્મ મધ્ય જગત કબીર. ૯
આંધી યથા સમીર મધ્ય, આંધી મધ્ય સમીર,
ત્યોં જગમધ્યે બ્રહ્મ હૈ, બ્રહ્મ મધ્ય જગત કબીર. ૧૦

કબીર સાહેબ કહે છે કે જેમ પાણીમાં પરપોટા હોય છે અને પરપોટામાં પાણી હોય છે, જેમ લુગડામાં દોરા અને દોરામાં લુગડું, જેમ પવનમાં આંધી [ વાવાઝોડાથી ઉડતા ધૂળના ગોટે-ગોટા ] અને આંધીમાં પવન રહેલ છે તેવીજ રીતે આ જગત-માં બ્રહ્મ અને બ્રહ્મમાં જગત સમાએલ છે. કદાચ આકાર જુદા હોય તો પણ મૂળ વસ્તુતો એકજ છે એમ બતાવી કબીર સા-હેબ અદ્વૈતપણું બતાવે છે.

જૈસે તરૂવર બીજ મહઁ, બીજ તરૂવરૈ માંહિ;
કહૈ કબીર વિચારિકે, જગત બ્રહ્મકે માંહિ. ૧૧

જેમ ઝાડ બીજમાંથી ઉગે છે અને બીજ ઝાડમાંથી થાય છે, તેવી રીતે કબીર સાહેબ કહે છે કે જો વિચાર કરી જોશો

તો આ આખું જગત બ્રહ્મમાંજ સમાએલું છે. મતલબ જેમ બીજમાં ઝાડ છે તેમ બ્રહ્મમાં જગત છે એ ઉક્તિ. વસ્તુતઃ બીજ કહો કે ઝાડ કહો અને જગત કહો કે બ્રહ્મ કહો પણ તે એ-કનું એકજ છે.

જૈસે સૂરજ ધૂપ મધ્ય, સૂરજ મધ્યે ધૂપ,
ત્યોં જગમધ્યે બ્રહ્મ હૈ, બ્રહ્મ મધ્ય જગત સ્વરૂપ. ૧૨

જેવી રીતે સુરજ તડકામાં અને તડકામાં સુરજ છે તેવીજ રીતે જગતમાં બ્રહ્મ છે અને બ્રહ્મ જગતસ્વરૂપ છે. મતલબ જગત અને બ્રહ્મ ઉભય એકજ છે. કબીર સાહેબે આવી અસંખ્ય દૃષ્ટાંતો રૂપે સાખીઓ કહેલી છે પરંતુ તમામનો અર્થ લગભગ બ્રહ્મ અને જગતના અદ્વૈતપણા સબંધી એકજ અર્થવાળી હોવાથી અમે માત્ર જુજ દૃષ્ટાંતોજ ટાંકેલાં છે. આની વિશેષ ખાત્રી માટે આપણે હવે ઐકયતાનું અંગ તપાસીએ.

---

## ૮ ઐકયતાનું અંગ.

અલખ ઈલાહી એક હૈ, નામ ધરાયા દોય,
કહૈ કબીર દો નામ સુનિ, ભરમિ પરોમતિ કોય. ૧

કબીર સાહેબ કોઈ વસ્તુમાં અદ્વૈતપણું રાખતા નહોતા. ધર્મ સબંધી બાબતમાં પણ તેમનું માનવું અદ્વૈતરૂપેજ હતું. હીંદુ મુસલમીન ગમે તે ધર્મ હોય તોપણ તેમનું માનવું તો ઐકયપણાનુંજ હતું. તેમના મત પ્રમાણે તમામનું કેન્દ્ર પરમાત્માજ છે. હીંદુ લોકો, રામ, કૃષ્ણ, પરમાત્મા, ઈશ્વર, બ્રહ્મ, નિરંજન, અ-

લખ વિગેરે જુદા જુદા નામ આપે છે, મુસલમાન અલાહુ કહે છે. ગમે તે ધર્મમાં જોશો તો પરમાત્માજ છે એટલે પછી તેમાં જુદાપણું શા માટે રાખવું જોઇએ? આ ઉપરથીજ તેમણે આ ઐકયતાનું અંગ લખેલ હશે એમ જણાય છે જે માંહેની આપણે કેટલીક સાખી આ સ્થળે આપીશું.

અલખ જે લખી શકાય નહીં તે આત્મારામ–નિરંજન નિ-શકાર અલખ અને અલાહુ બને એકજ છે પરંતુ જુદા જુદા ક્રમ પાડેલાં છે માટે કબીર સાહેબ કહે છે કે આ બે નામ સાં-ભળીને કોઇ ભરમમાં પડતા નહીં. ભરમાતા નહીં.

રામ રહીમા એક હૈ, નામ ધરાયા દોય,
કહે કબીર દો નામ સુનિ, ભરમિ પરો મતિ કોય. ૨

રામ અને રહીમ તે બે એકજ છે માત્ર નામજ જુદા પડેલાં છે માટે કબીર સાહેબ કહે છે કે આ બે નામ સાંભળી કોઇ ભરમમાં પડતા નહીં ભરમાતા નહીં.

કૃષ્ણ કરીમા એક હૈ, નામ ધરાયા દોય,
કહે કબીર દો નામ સુનિ ભરમિપરો મતિકોય. ૩

કૃષ્ણ અને કરીમ એ બે એકજ છે માત્ર નામ જુદા છે તો પછી કોઇ ભરમાશો નહીં.

કાશી કાબા એક હૈ, એકૈ રામ રહીમ,
મૈદા ઇક પકવાન બહૂ, બૈઠિ કબીરા જીમ. ૪

હીંદુનું તીર્થક્ષેત્ર કાશી અને મુસલમાનનું તીર્થક્ષેત્ર કાબા ગણાય છે, તેમ હીંદુ રામ કહે છે અને મુસલમાનો રહીમ

કહે છે પરંતુ આ તમામ એકજ છે, જેમ મેંદો એકજ છે પણ તેમાંથી પકવાન ઘણા બને છે તેમ. આથી કબીર સાહેબ કહે છે કે જેમ પકવાન જુદા જુદા છે તેમ આ જુદા જુદા નામ ધારણ કરેલાં છે તે જેને જેમ ભાવે તેમ ગ્રહણ કરે. જેમ પકવાનની જાત ઝાઝી પીરસાએલી હોય છે અને તેમાંથી જમનાર જેને જેમ ભાવે તેમ ખાય છે તેમ આ રામ, રહીમ, કાશી, કાબા વિગેરે પ્રથક પ્રથક નામ છે માટે જગતમાં મનુષ્યોને મરજી પડે તે ગ્રહણ કરવું ઉચિત્ત છે. વસ્તુતઃ બંને એકજ છે.

એક વસ્તુકે નામ બહુ, લીજે વસ્તુ પહિચાન,
નામ પક્ષ નહિં કીજીએ, સાર તત્વ લે જાન. ૫

એકજ વસ્તુના નામ જુદા જુદા પડેલાં છે અને તેથી વસ્તુ ઓળખીને લઇ લેવી. પરંતુ માત્ર નામનો પક્ષ કરવો ન જોઇએ પણ તેમાંથી તત્ત્વરૂપ સાર શોધી લેવો જોઇએ. કહેવાનો ભાવાર્થ એવો છે કે હીંદુ મુસલમાન તમામ સરખાજ છે. વળી

નામ અનંત જો બ્રહ્મકા, તિનકા પાર ન પાર
મન માને સો લીજીએ, કહૈ કબીર બિચાર. ૬

બ્રહ્મના અનંત નામો છે જેનો છેડો આવે તેમ નથી તેથી મરજીમાં આવે તે નામ કબીર સાહેબ કહે છે કે વિચારીને લેવું.

સબ કાહુકા લીજીયે, સાંચા શબ્દ નિહાર,
પક્ષપાત ના કીજીયે, કહૈ કબીર બિચાર. ૭

સર્વ તપાસી સર્વ ગ્રહણ કરી તેમાંથી સાચો શબ્દ (ઇશ્વર)

વિવેકથી શોધી લેવો. આ બાબતમાં પક્ષ ન રાખવો એવું કબીર સાહેબનું કહેવું છે.

રામ કબીરા એક હૈ, દૂજા કબહુ ન હોય,
અંતર ટાટી કપટકી, તાતે દીખે દોય. ૮

કબીર સાહેબ કહે છે કે રામ ( પરમાત્મા ) એકજ છે. ગમે તે ધર્મમાં જુઓ તો ઇશ્વર તો એકજ મનાએલ છે. ઇશ્વર બીજો થતોજ નથી. પરંતુ આપણા હૃદયમાં કપટરૂપી પડ લાગેલું છે તેથી બે દેખાય છે. ( કબીર સાહેબની આ સાખી જીવાત્મા અને પરમાત્મા એ બે જુદા છે એમ જે દ્વૈતવાદી કહે છે તેમ નથી પરંતુ કબીર સાહેબ તો કેવળ અદ્વૈતપણુંજ પ્રતિપાદન કરે છે જેથી તે કોઈમાં પણ દ્વૈતપણું બતાવતા નથી. ) કપટને ત્યાગવાથીજ સત્ય તરી વરે છે. સત્ય માટે કબીર સાહેબે ઘણુંજ લખેલ છે જે પૈકી થોડાંક દૃષ્ટાંત સાંચ અંગમાંથી આપીશું.

---

## ૯ સાંચનું અંગ.

સાંચ બરાબર તપ નહીં, ઝુંઠ બરાબર પાપ,
જા કે હૃદયે સાંચ હૈ, તાકે હૃદયે આપ. ૧

સાચના જેવું તપ નથી અને જુઠના જેવું પાપ નથી. જેના હૃદયમાં સાચ રહેલું છે તેના હૃદયમાં આપ કહેતા હરિ પરમાત્મા વાસો કરી રહે છે.

જેના હૃદયમાં અસત્ય અનુમાન અધ્યાસ નથી તેજ સાચું તપ, અને જુઠું અનુમાન અધ્યાસ રહેલ છે તે પાપ. શાથી જે

જરા પણ ભાસ અધ્યાસનો વિચાર હોય ત્યાં ભાસીક નથી અને જેના હૃદયમાં સત્ય વિચાર છે ત્યાં ભાસ, અધ્યાસ અનુમાનની માનંદી ત્રિકાળ, ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાન સંબંધી વિષય નથી તેના હૃદયમાં તો ભાસીક પોતેજ છે. એ અર્થ.

સાંઇસે સાચા રહૈ, સાંઇ સાંચ સુહાય,
ભાવે લંબે કેશ રખ, ભાવે ઘોટ મુઁડાય. ૨

સાંઇ કેહેતા પરમાત્માસાથે સાચા રહેવું કારણ કે પરમાત્માને સાચું–સત્ય ગમે છે. પછી જોઇએ તો લાંબા કેશ રાખો અને જોઇએ તો મુંડ મુંડાવો. મતલબ અંત:કરણમાં સત્યજ હશે તો પરમાત્મા સહજે મળશે. કારણકે પરમાત્માને સત્ય પ્રિય છે.

સાંચ કહોં તો હૈ નહીં, ઝુંઠહિ લાગુ પિયારિ,
મો શિર ઢારે ઢેકુલી, સીંચૈ ઔરકી ક્યારિ. ૩

સત્ય જોવા જાઉં તો નથી અને અસત્ય વહાલું લાગે છે આથી મારા માથે ઢેકુલી ( કુવામાંથી પાણી કહાડવાનું એક સાધન. કુવા ઉપર મંડાણ નાંખી તેના ઉપર એક લાંબુ લાકડું નાંખે છે તેને એક છેડે પાણી ભરવાની ચામડાની બોખ રાખે છે અને બીજે છેડે ભાર રાખે છે એટલે ભારવાળો ભાગ કાયમ ઉંચો રહે છે અને દોરી સાથે બાંધેલ પાણી ભરવાની બોખ પાસે ઉભેલ માણસ દોરી ખેંચી કુવામાં બુડાડે છે. જ્યારે બોખ બુડી જાય છે ત્યારે તે પેલા વજનના જોરથી પાણી ભરેલ બોખ ઉપર આવે છે અને ખાલી કરાય છે આને ઢેકુલી કહે છે. ) નો બોજો નાંખી પાણી ખેંચાવી ખેંચાવી બીજાના ક્યારા પીવ-

રાવે છે. કબીર સાહેબની કહેવાની મતલબ એવી છે કે યોગી લોકોએ જે બ્રહ્મસિદ્ધાંત માનેલ છે તે કાંઇ સત્ય નથી માત્ર ભ્રમમાં નાંખે તેવો છે. પરંતુ પારખ વગર–કસોટી કર્યા વગર—સત્યનું શોધન કર્યા વગર જગતને તે અસત્ય સિદ્ધાંત વહાલો લાગ્યો છે. જેથી મારા માથે ઢેકુલીનો બોજો નાંખી અન્યના ક્યારાને પાણી પાય છે. એનો અભિપ્રાય એવો છે કે સાધુ અમુક ગુરૂનો શિષ્ય કહેવાય છે, સાધુ ઉપર ગુરૂ હોય છે અને ગુરૂ ઉપર મુક્તિનો બોજો મૂકવામાં આવે છે જેઓ ભ્રમમાં નાંખી અનુમાન, કલ્પના, ભાસ, અધ્યાસાદિની વાણી શિષ્યના અંતઃકરણમાં ઉતારે છે. આથી શિષ્યને જે ખરૂં જાણવાનું છે તે ન જણાવતા કાંઇ જુદુજ જણાવે છે તેથી તે મુક્ત શી રીતે થઇ શકે ? એ ભાવાર્થ.

ઝુંઠાકો ઝુંઠા મિલૈ, અધિકા બઢૈ સનેહ,
ઝુંઠેકો સાંચા મિલૈ, તબહીં ટૂટૈ નેહ. ૪

દુનિયાનો નિયમ છે કે જુઠા ને જુઠો મળતા સ્નેહમાં વૃદ્ધિ થાય છે પરંતુ જો જુઠા મનુષ્યને સાચો મનુષ્ય મળે તો તરતજ સ્નેહ તુટી જાય છે. કારણ કે ઉભયના વિચાર એક સરખા નહોતા સ્નેહ લાંબો વખત ટકી શકતો નથી. એક મ્યાનમાં બે તરવાર રહી શકતી નથી.

કબિરા લજ્જા લોકકી, બોલૈ નાહીં સાંચ,
જાનિબૂઝિ કંચન તજી, કયોં તૂં પકરૈ કાચ. ૫

કબીર સાહેબ કહે છે કે તું લોક લાજથી દબાઈ સત્ય બોલી શકતો નથી. પણ જાણી જોઇને કંચન (હીરો) છોડી દઈ કાચ

શા માટે પકડે છે. **सत्यं ब्रुयात् प्रियं ब्रुयात् नब्रूयात् सत्यमप्रिय।** આને માન આપી ઘણા લોકો લોક લાજને લઈ પોતે અસત્ય બોલે છે એમ જાણ્યા છતાં પણ જેઓ સત્ય બોલી શકતા નથી તેઓ હીરાને બદલે કાચ કમાય છે એમ સમજવું.

સાંચે શાપ ન લાગઇ, સાંચે કાલ ન ખાય,
સાંચેકો સાંચા મિલે, સાંચે માહિં સમાય. ૬

સાચથી શ્રાપ લાગતો નથી, સાચથી કાળ પણ ખાઇ શકતો નથી. સાચા સાથે સાચો મળી શકે છે અને સાચ સાચમાંજ સમાય છે. જે જીવ સાચો છે તે પ્રતિ કબીર સાહેબનું કહેવું છે કે હે જીવ, તું સત્ય છે જેથી તારો નાશ ત્રણ કાળમાં પણ થનાર નથી. તું અવિનાશી છો. જો કોઈ પણ તને શ્રાપ આપી તારો નાશ કરવા ચાહે તોપણ તારો નાશ થઈ શકતો નથી. તને શ્રાપ લાગતો નથી. કારણકે તારા સિવાય શ્રાપાદિ જે જે પદાર્થ છે તે સર્વ મિથ્યા અનિત્ય છે અને તું તો નિત્ય છો જેથી અનિત્યનો નાશ નિત્યથી થઇ શકતો નથી. વળી સત્ય વસ્તુને કાળ પણ ખાઇ શકતો નથી. કારણકે કાળ અનિત્ય નાશવંત અને તું જીવ અવિનાશી જેથી તે પણ તારો નાશ કરી શકતો નથી. તું સાચો, તારો વિચાર પણ સાચો જેથી તું પારખી જીવ અનિત્ય, અને તમામ અનુમાન, કલ્પના, ભાસ, અને અધ્યાસાદિ તે સર્વ મિથ્યા, વિવિચાર તે અનિત્ય. અને તેં નિત્ય વસ્તુ પારખી છે તેથી પારખ ભૂમિકાને પારખી સત્ય વિચાર, શીલ, દયા, ધીરજ, વિવેક, વૈરાગ્ય અને ગુરૂ ભક્તિ આદિ સત્ય ચાલ અને તે રસ્તે ચાલનાર જીવ તે પારખભૂમિને પ્રાપ્ત

થયો તેથી તેને ત્રણે કાળમાં નુકશાન થતું નથી એ ભાવાર્થ.

જાકી સાંચી સુરતિહૈ, તાકા સાચા ખેલ,
આઠ પહર ચૌંસઠ ઘરી, હૈ સાંઇ સોં મેલ. ૭

જેની સુરત સાચી છે તેનો ખેલ પણ સાચો છે અને તેથી આઠ પહાર અને ચોસઠે ઘડી સાંઇ-ઇશ્વર સાથે તેનો મેલ રહે છે. મતલબ જેનું તમામ કાર્ય વિગેરે સત્ય છે તે ઇશ્વરમાં મળી જાય છે મોક્ષ મેળવે છે.

પ્રેમ પાટકા ચોલના, પહિરિ કબીરા નાંચ,
પાનિપ દીન્હો તાસુકો, જો તનમન બોલે સાંચ. ૮

પ્રેમ રૂપી કપડાનું લુગડું પહેરી કબીર સાહેબ કહેછે કે તું નાચ. જે તનમનથી સત્ય બોલે છે તે તેના તાણાવાણાને [ દોરાને ] પાણી-રંગ ચડાવે છે. એ અક્ષરાર્થ. કબીર સાહેબ કહે છે કે પ્રેમપાટ એટલે પ્રેમ લક્ષણા વાણી, ચોલના એટલે દેહ, કબીર કહીએ જીવ-એટલે માયા જીવને ઉપદેશ કરે છે કે પ્રેમ લક્ષણા દેહને બનાવ અને પ્રેમલક્ષણા વાણીનું નિત્ય અભ્યાસ—ધ્યાન ધરવું, પ્રેમલક્ષણા વાણી ગાવી; પ્રેમલક્ષણા વાણી ભણવી, તેજ શ્રવણ કરવી, તેજ શ્રવણ કરાવવી જેથી દેહ તમામ પ્રેમ રૂપજ બની જશે. પછી હે જીવ, તે દેહ ધારણ કરી પ્રેમમાં મગ્ન થઇ નાચવું એટલે ભગવાન સદા તેની સાથેજ રહેશે અને આખરે ભગવાન તેવા પ્રેમલક્ષણાયુકત દેહવાળા જીવને પોતામાં મેળવી દેશે. પાનિપ દીન્હો તાસુકો જો તનમન બોલે સાંચ. અરે પ્રેમ લક્ષણાવાણી દશવિધા ભક્તિ તેનેજ

આપી છે કે જેણે તન અને મન એક ભગવાન પુરૂષ તે સાંચ, અને સકલ જીવનાશ તે મિથ્યા એવો ભાવ જાણ્યો અને જેણે એવોજ નિશ્ચય કર્યો. આવી પ્રેમ લક્ષણા ભગવાને ગોપીઓ આદિને આપેલ છે. ( જુઓ શ્રીમદ્ ભાગવત પંચગીત. )

સાંચ સબ્દ હૃદગે ગહા, અલખ પુરૂષભરપૂર,
પ્રેમ પ્રીતિકા ચોલના, પહિરે દાસ હજુર. ૯

જે ખરેખગર અલખ પુરૂષ છે, એવા સાંચ તે શબ્દ (નિરાકાર) ને હૃદયમાં ધારણ કરેછે ને પ્રેમપ્રીતિ રૂપ કપડું પહેરે છે તે દાસ થઇ હજુરમાં રહે છે. મતલબ પરમાત્માને પ્રાપ્ત કરેછે.

સાંચ બિના સુમિરન નહી, ભયવિન ભક્તિ ન સોય,
પારસમેં પરદા રહૈ, કંચન કિહિ વિધિ હોય ૧૦

સાચ વગર સ્મરણ નકામું છે, ભય વિના ભક્તિ શોભતી નથી. પારસ વચ્ચમાં પડદો રહેતો હોય તો સોનું શી રીતે થાય. સ્મરણ કરવું તો ખરા :અંતઃકરણથી કરવું જોઇએ અને ષટ્રિપુનો ભય રાખવામાં ન આવે તો ભક્તિ થતી નથી, તેમ નહીં કરતા વિપરીત રીતે કરવામાં આવે એટલે મન વગરનું સ્મરણ અને સંસારમાં આસક્ત રહેતા કામ ક્રોધ આદિ મનમાં ધારણ કરી ભકિત કરવી એ નકામું છે. લોઢાને પારસ અડકતા લોઢું સોનું બને છે પરંતુ વચમાં પડદો રાખવામાં આવે તો તે કંચન ન થતા લોઢું રહે છે તેમ પરમેશ્વર પ્રાપ્ત કરવા અસત્ય વચમાં રાખવામાં આવે તો તે પ્રાપ્ત શી રીતે થઈ શકે મતલબ નજ થઈ શકે.

અબતો હમ કંચન ભયે, તબ હમ હોતે કાંચ,
સત્ ગુરૂકી કિરપા ભઇ, દિલ અપનેકા સાંચ. ૧૧

હવે તો હું કંચન [ હીરો ] થયો આગળ કાચ હતો કારણ કે સદ્‌ગુરૂની કૃપાથી મારા અંતઃકરણમાં સત્ય ઉદ્‌ભવ્યું. સત્યે સ્થાન કર્યું.

સાંચે સૌદા કીજીએ, અપને જીવમેં જાતિ,
સાંચે હીરા પાઈએ, ઝુંઠે મૂલહુ હાનિ. ૧૨

આપણા અંતઃકરણમાં સત્ય લાવી સોદો કરવો એટલે સત્યથી હીરો પ્રાપ્ત થશે અને અસત્યથી મૂળગી મૂડિ પણ ગુમાવાશે. સત્ય વિચાર કરી સત્ય સ્થિતિ ગ્રહણ કરવી. પોતાના મનમાં સમજી લઇ સત્ય વિચારનોજ સોદો કરવો. આથી ખરો હીરો–સત્ય પદ મળશે. કદાચ પોતાના મનમાં સત્ય વિચાર ન કરે અને ગાફલ થઇ ગુરૂવાલોક [ અસાધુ ]નો ઉપદેશ ગ્રહણ કરે તો મૂળ જીવ તેની પણ હાનિ થાય છે. મતલબ જીવનો સ્વતઃ ભાવ નષ્ટ થાય છે.

આથી સત્સંગમાં જઈ સત્ય સોદો સાર શબ્દ તેનો વિચાર કરવો. મતલબ જેવું સાર શબ્દ કહે છે તેવું આપણા મનુષ્ય દેહમાં સમજવું. કારણ કે ખરી પારખની પ્રાપ્તિ વગર જીવની હાની થાય છે એ અભિપ્રાય.

જો તું સાંચા બાનિયા, સાંચી હાટ લગાય,
અંદર ઝારૂ દેયકે, કૂરા દુરિ બહાય. ૧૩

જો તું ખરેખરો સત્ય વેપારી હો તો સાચું હાટ ઉઘાડ

અને તેની અંદરથી વાસીદું વાળી કચરો દૂર કહાડી નાંખ. જીવને ઉદ્દેશી કબીર સાહેબની આ ઉકિત છે. કહે છે કે હે જીવ, જો તું સત્ય વેપાર કરનાર હો તો સત્સંગ રૂપી સત્ય બજાર (હાટ) ચાલુ કર. પછી અંદરથી સત્યવિચારરૂપી સાવરણી ફેરવી કલ્પના, અનુમાન અને ભાસ આદિ કચરો દૂર સંસારમાં ફેંકી દે. વળી બાનિયા એટલે જેની પાસે વાણીનું બાણ હોય તે. વાણી, આદત એટલે ટેવ, ટેવ એટલે વિષય. માટે હે જીવ તને સત્ય વાણીની આદત પડી હોય તો તું સત્ય છે. અને જો તું સત્ય છો તો પછી વેદ શાસ્ત્રાદિ મિથ્યા ધોખારૂપ વાણી શા માટે બોલે છે. સત્ય પારખી સત્ય વાણી બોલ અને કર્મ, ઉપાસના, યોગ, જ્ઞાન અને વિજ્ઞાનાદિક કચરો દૂર ફેંક.

જાકે જીભ્યા બંધ નહીં, હૃદયા નાંહીં સાંચ,
તાકે સંગ ના લાગીયે, છાંડૈ પૈંડા માંઝ. ૧૪

જેને બોલવાનો ધડો નથી, જેના હૃદયમાં સત્ય નથી તેવા લોકની સાથે જવું નહીં અને કદાચ જવાનું થાય તો તે રસ્તામાંજ છોડી જશે એમ સમજવું.

કબીર સાહેબ આ સાખીથી આપણને ઉપદેશ આપે છે કે જેની જીભમાં બંધ નથી જેના બોલવાનો ધડો નથી એટલે જે બહુ વાણી કર્મ, ઉપાસના, યોગ જ્ઞાનાદિ ષટ્શાસ્ત્રનો બકવાદ કરે છે તેના હૃદયમાં સત્યતાની યા પારખની પ્રાપ્તિ થતી નથી; આવા પુરૂષની સાથે કદી રહેવું નહી. તે કાંઇ પુરી મુસાફરી કરાવી શકશે નહી. વચમાંજ રખડતાં મૂકી દેશે. જેને પોતાનેજ ગુરૂપદના મુકામની ખબર નથી તો તે બીજાને શી રીતે બતાવશે અને

બીજાને શી રીતે પહોંચાડશે! પોતેજ અસત્યમાં પડેલ છે તે બીજાને સત્ય ક્યાંથી બતાવશે! પણ જેના હૃદયમાં સત્ય છે તે અસત્ય બકવાદ શા માટે કરશે, કારણકે જેના હાથમાં સત્યરૂપી હીરો છે તે કાચ શા માટે પકડશે? માટે જેઓ વિધવિધ વાણી જે અસત્ય છે તે બોલે છે તેની સાથે સત્ય જાણનારે ચાલવું નહીં એ ભાવાર્થ. જેના હૃદયમાં સત્ય છે તેને પોતાની મુક્તિ માટે ક્યાંય પણ જવાનું કે કંઇ પણ કરવાનું નથી. સત્ય પ્રાપ્ત થતાં મુક્તિ સહજ મળે છે. આથી હવે કબીર સાહેબ ભ્રમણનું અંગ દર્શાવે છે.

---

## ૧૦ ભ્રમણ અંગ.

તીરથ ગયે તીન જન, ચિત ચંચલ મન ચોર,
પાપ ન એકો ઉતારિયા, મન દશ લાયે ઔર. ૧

ચિત્ત, ચંચલ મન અને ચોર એમ ત્રણ જણા તીરથ કરવા ગયા પણ તીરથ કરવાથી એકે પાપ ઉતાર્યું નહીં ઓછું ન કર્યું પરંતુ ઉલટા દશ મણ વધારે લાવ્યા. કબીર સાહેબ કહે છે કે તીરથ ત્રણ પ્રકારનાં છે, બાંહ્ય તીર્થ એટલે ગંગાદિ પવિત્ર નદીઓમાં નહાવું તે. અંતર તીર્થ એટલે ઇંગલા પિંગલા સુષુમ્નાદિક, ત્રીજું જ્ઞાનતીર્થ. ત્રણ જણા ત્રણે તીર્થ કરવા નીકળ્યા. હવે ચિત્ત એટલે જ્ઞાની તે જ્ઞાન તીર્થમાં ગયું અને આત્મા બન્યું પણ એકે પાપ કપાયું નહી, અને તમામ પાપનું અધિષ્ઠાન થયું એટલે દશ મણ પાપ પોતાના ઉપર ખેંચી લીધું, કારણ કે તે પ્રથમ એકજ દેહમાં હતું એટલે એકજ દેહના પાપનું અ-

ધિકારી હતું અને આખરે આત્મા બન્યું એટલે તમામ દેહના પાપનું અધિકારી થયું. હું દશે દિશામાં પૂર્ણ જીછું એમ માન્યું એટલે દશમણ પાપ ઓરી લીધું. પાપ એટલે દુઃખ અથવા કર્ત્તવ્ય. મતલબ એક પણ કર્તવ્ય જ્ઞાનથી છૂટયું નહીં. કારણ કે આ સર્વાત્મા થયું તેથી કરીને સકળ કર્ત્તવ્ય તેના ઉપર આવ્યાં.

ચંચલ એટલે કર્મી ઉપાસક રજોગુણી. તેણે બાંહ્ય તીર્થમાં જવાનું કર્યું. પણ તેથી એક પણ અભિમાન અને કલ્પનાનો અંત ન આવ્યો. અભિમાન કલ્પના તેજ પાપ. ચાર વેદ અને ષટ્શાસ્ત્ર તેની માનંદી અને અભિમાન માથા ઉપર ચડયાં અને એક પણ ઓછું થયું નહીં, કારણકે હું મહાન ઉપાસક, હું મહાન તીર્થવાસી, હું મહાન કર્મ યોગી–કર્મકાંડ કરવાવાળો, હું મહાન વૈદિક, હું મહાન શાસ્ત્રી, હું મહાન મંત્રિક, હું મહાન પવિત્ર, હું મહાન કુલીન, હું મહાન વૈરાગી, હું મહાન ધર્માત્મા, આવા દશમણ પાપ માથે ઓઢી લીધાં. આથી નાના પ્રકારના દુઃખો ભોગવી તેનોજ ભોકતા બન્યો એટલે પછી જેવું કર્ત્તવ્ય કરવું તેવું ભોગવવું એ પાછળ લાગ્યું.

વળી ચોર એટલે યોગી કે જેણે સુષુમ્ના તીર્થમાં જવાનું કર્યું. અને તેણે દસ ઇંદ્રીની માનંદી તેજ દશમણ પાપ માથે ઓઢી લીધાં. ઇંદ્રિ, મન અને પ્રકૃતિ એ તમામનો રોધ કરવો એજ મુકિત એમ માનવાથી સમાધી અને પ્રાણાયામ કરવા શરૂઆત કરી અને પવનનો અવરોધ કરવા માંડયો. આથી દશે ઇંદ્રિની વાસના તેના અંદર રહી અને અંતર ઇંદ્રીએ કરી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આદિ વિષયમાં આસકત થયો, મુદ્રાદિ રૂપ

જોવા લાગ્યો, અનહદ શબ્દ શ્રવણ કરવા લાગ્યો, અંતઃકરણાદિ સ્પર્શ કરવા લાગ્યો, અમૃતાદિ રસ ચાખવા લાગ્યો, અને અષ્ટ પદ્માદિ ગંધ લેવા લાગ્યો. આવી રીતે સૂક્ષ્મ વિષય ભોકતા બન્યો, એટલે સ્થૂલથી સૂક્ષ્મ અને સૂક્ષ્મથી સ્થૂલ, એમ દશ પ્રકારના વિષયો પોતાના ઉપર વોરી લીધા; પરંતુ એક પણ વિષય કમતી થયો નહી. આથી દેહ છૂટી જતા પુનઃ ગર્ભવાસનું દુઃખ તો તેને માથે રહેલુંજ છે. મતલબ મુકત થઈ શકતો નથી. પાપ એટલે વિષય. જેથી જ્ઞાન, ઉપાસના અને યોગ એજ ત્રણ માર્ગ દુઃખથી મુકત થવા માટે બનાવ્યા. પરંતુ જો સત્યરીતે પારખ દૃષ્ટિથી જુઓ તો આ ત્રણેમાંથી એકનાથી પણ દુઃખથી મુકત થઈ શકાતું નથી એ અભિપ્રાય.

તીરથ વ્રત કરિ જગ મુઆ, જૂઠે પાણિ નહાય;
રામનામ જાને બિના, કાલ ગ્રાસા ખાય. ૨

તીરથ અને વ્રત કરી કરી તથા ઉંડા પાણીમાં નહાતા નહાતા જગત મરી ગયું. રામનું નામ જાણ્યા વગર કાળ ખાઇ જાય છે.

કોઈ પ્રતમાં ત્રીજા અને ચોથા પદને બદલે.

"કહહિં કબીર સુનહો સંતો, રાક્ષસ હોય પછિતાય."

એમ પણ લખેલું છે પરંતુ આનો અર્થ લગભગ એક સરખોજ છે. આધ્યાત્મિક રીતે જોતાં આ સાખીનો ભાવાર્થ એવો છે કે ઉપર પ્રદર્શિત કરેલ ત્રણે પ્રકારના તીર્થોમાં જેઓ ગયા તેઓ તમામ ભટકી ભટકીને મરી ગયા. કોઇએ પ્રયાગમાં જઇ કલ્પવાસ ( જળમાં પડી દેહ ત્યાગ કરવો તે ) કર્યો, કોઇએ

શરીરમાં તામસ લાવી કંઠસૂધી જળમાં પડવાનું કર્યું અને કોઈએ તો અન્ન વસ્ત્રનો ત્યાગ કરી આવા પાણીમાં નહાવાજ માંડયું. પરંતુ આવાઓ તામસી પ્રકૃતિના અંગે અધમ જન્મ પ્રાપ્ત કરી અત્યંત પસ્તાશે એમ સમજવામાં આવતું નથી. શ્રીકૃષ્ણ પરમાત્મા ગીતામાં પણ કહે છે કેઃ—

"ऊर्ध्वंगच्छंति सत्वस्था मध्ये तिष्टंति राजसाः
जघन्यगुणवृत्तिस्थाअधोगच्छंति तामसाः ॥
अ. १४ श्लोक १८.

સત્વગુણમાં સ્થિત રહેલા ઉંચી ગતિને પામે છે, રજોગુણવાળા મધ્યમાં રહે છે અને નીચ વૃત્તિમાં રહેલા તમોગુણવાળા નીચી ગતિને પામે છે.

વળી કહે છે કે—

તીરથ વ્રત બિષ બેલરી, રહી યુગન યુગ છાંય,
કબિરા મૂલ નિકન્દિયા, કૌન હલાહલ ખાય. ૩

તીરથ વ્રત આદિ વિષવેલ યુગેયુગમાં પથરાએલી છે કબીર સાહેબ કહે છે કે મૂળ તો કહાડી નાંખ્યું હવે કોણ હળાહળ વિષ ખાશે ? મતલબ ત્રણે પ્રકારના તીરથો છે તે વિષવેલ બની યુગેયુગમાં જીવ ઉપર પથરાએલજ છે, અને તમામ જીવને ગાફૂલ પણ બનાવ્યા. યુગેયુગથી ગુરૂવાલોકોએ ( અસાધુઓ ) મૂળ કાઢી નાંખ્યું. મૂળ નામ મનુષ્ય, તેને તેમણે ભમાવ્યા, હવે તેની સાથે હલાહલ કોણ પીશે. હવે કોણ ઉપાધિમાં પડશે ? જે

પારખ વગરનો હશે તે પીશે પણ પારખવાળો તો તેને અડકશે પણ નહીં એ ભાવાર્થ.

ન્હાયે ધોયે કહૅ ભયા, મનકા મૈલ ન જાય,
નીમ ન, કડુઆપન તજૈ, જલમેં સદા રહાય. ૪

કબીર સાહેબ કહે છે કે જો મનનોજ મેલ ન જાય મન સ્વચ્છ થયું ન હોય તો પછી નહાવા ધોવાથી શું થયું ! કારણ કે લીંબડાને હમેશાં પાણીમાં ભીંજાવી રાખવામાં આવે તો પણ તે પોતાનો ગુણ તજતું નથી. મતલબ જે મનુષ્યના અંતઃકરણ-માંથી મેલ ખસતો નથી અર્થાત્ જેનું મન પાપમય વિષયવાં-છનામાં અને ટુંકામાં કહીએ તો સાંસારિક વિષયોમાંજ આ-સક્ત છે તેવા મનુષ્યો ગંગાદિ પવિત્ર જળમાં ન્હાયા કરે તો પણ તેથી શું ફળ ! મતલબ પવિત્ર જળમાં નાહી સ્વચ્છ થ-વાની જરૂર નથી પરંતુ મનનો મેલજ ધોવાની જરૂર છે.

તીરથ કાંઠે ઘર કરૈ, પીવૈ નિર્મલ નીર,
મુક્તિ નહી હરિનામ બિનુ, યોં કથિ કહૈ કબીર. ૫

કબીર સાહેબ કહે છે કે કદાચ તીરથના કાંઠા ઉપર મકાન બનાવી તેમાં રહેવાનું રાખે અને હમેશાં પવિત્ર પાણી પીધા કરે તોપણ હરિના નામના સ્મરણ વગર કોઇને પણ મુકિત મળશે નહી.

નિર્મલ હરિકે નામ સોં, કૈ નિર્મલ સાધુ ભાય,
કોઈલા હોય ન ઉજલા, સૌ મન સાબુન લાય. ૬

હરિના નિર્મળ નામથીજ કઇએક સાધુ નિર્મલ થયા છે.

મતલબ તેમના અંતઃકરણ સ્વચ્છ થયા છે બાકી તો જેમ સોમણ સાબુ લગાવી ધોવાથી કોયલા ઉજળા થતાજ નથી તેમ હરિનામ વગર ગમે તેટલા તીર્થ વ્રત ઉપવાસ આદિ કરવામાં આવે તોપણ ∴સાધુ નિર્મલ ( ઉજળા ) થતાજ નથી. એ ઉક્તિ. પરંતુ જે સાધુ મન ચોખ્ખું રાખતા નથી તે તોઃ—

મનહીમેં ફૂલા ફિરૈ, કરતા હું જો ધર્મ,
કોટિ કર્મ શિરપર ચઢૈ, ચેત ન દેખો મર્મ. ૭

કેટલાક માણસો મનમાં ફૂલાયા કરે છે કે હું તો જે કાંઈ ધર્મ કરૂંછું તે પાર વગરનું છે. મતલબ મારા જેવો ધર્મી કોઇ નથી પરંતુ તેથી કરોડો કર્મ ઉલટાં તેના માથા ઉપર વધારે ચોંટે છે કારણ કે તે ચેતીને ખરો મર્મ જાણતો નથી. આવીજ રીતે ઘણા દંભી સાધુઓ જાણે છે કે અમે જે કાંઇ ઉપાસના કર્મ કરીએ છઇએ તેથી અમારા જેવો પવિત્ર સાધુ કોઇ નથી અને તેથી તે મનમાં ફૂલાય છે. પરંતુ ધર્મનો ખરો મર્મ તેના જાણવામાં ન હોવાથી તેતો ઉલટા આથી કરોડો કર્મ ગાંઠે બાંધે છે. કારણ કે તેનું મન ચોખ્ખું હોતું નથી.

અહિરન મારૈ કાંખમેં, કરૈ સુઈકા દાન,
ઉંચે ચઢિ કે દેખઈ, કેતિક દૂરિ વિમાન ! ૮

કોઈ માણસ એરણની ચોરી કરી તે કાંખમાં સંતાડી ચાલ્યો જાય અને પાછળથી એક સોયનું દાન કર્યા પછી તે ઉંચે ચડી જુએ છે કે મારા દાનથી હવે સ્વર્ગનું વિમાન આવતું કેટલેક દૂર છે !

બહુત દાન જો દેત હૈ, કરિ કરિ બહુતે આસ,
કાહૂકે ગજ હોયઁગે, ખઇહૈં સેર પચાસ. ૯

જે કોઇ માણુસ મહાન આશાઓ રાખી ઘણું દાન આપે છે તે મુઆ પછી પચાસ શેર ખાનાર કોઇનો હાથી અવતરે છે. મતલબ હું દાન આપીશ તો મારી સદ્ગતિ થશે એવું સકામદાન કરનારનો મોક્ષ થતો નથી એ ભાવાર્થ. વળી જે

મુફ્તદાન જો દેત હૈં, મુફ્તહિ લેત અસીસ,
ઉંટ કાહુકે હોહિંગે, લાદૈંગે મન બીસ. ૧૦

જેઓ મફતમાંજ દાન આપે છે અને જે મફતમાંજ આશીસો લે છે તેઓ કોઇના ઉંટ અવતરશે અને તેના ઉપર વીશ મણ બોજો લદાશે. મતલબ કોઈ માણુસ પારકે પૈસે પરમાનંદ કરનાર છે, જેઓ પારકી ચીજનું દાન આપી મફતમાંજ આશીસ મેળવવા ઇચ્છા રાખે છે તેના માટે આ ઉકિત છે.

સબ બન તો તુલસી ભઈ, સબ પરબત શાલિગ્રામ,
સબ નદિયા ગંગા ભઈ, જાના આતમરામ. ૧૧

આખું વન તુલસી સમાન છે અને તમામ પર્વત શાલીગરામ સમાન છે, તમામ નદીઓ ગંગા સમાન છે. આમ કયારે સમજાય કે જ્યારે આત્મારામ આત્મારૂપી રામને ઓળખવામાં આવે ત્યારે. મતલબ જેને આત્મા ઓળખ્યો છે તેને તમામ ચીજો ઉપર પ્રમાણે ભાસે છે.

કબિરા યા સંસારકો, સમુઝાયો કઇ બાર,
પૂંછતો પકડે ભેડકી, ઉતરા ચાહૈ પાર. ૧૨

કબીર સાહેબ કહે છે કે આ સંસારના મનુષ્યોને ઘણી-વાર મેં ઉપદેશ આપ્યો. પરંતુ જેને ઉપદેશ લાગતો નથી તેતો કેવળ ઘેંટાનું પુંછડું પકડી પેલે પાર જવા ઇચ્છા રાખે તેવા સમજવા. કહેવાની મતલબ એવી છે કે મૂર્ખ સાંસારિકને ઘણી ઘણી રીતે સમજાવ્યા છતાં પણ તેતો કેવળ અસાધુરૂપી ઘેંટાના પુછડાને પકડી આ ભવસાગર તરવા ઇચ્છા રાખે છે અને સત-નામ રૂપી હોડી નહીં પકડતા તેઓ શી રીતે પાર ઉતરી શકે! મતલબ નજ ઉતરે કારણ કે તેઓ ભ્રમમાંજ ભુલાયા છે. ભ્રમ-વિધ્વંસ શી રીતે થઈ શકે તેના સબંધમાં કબીર સાહેબ ભ્રમ વિધ્વંસનું અંગ હવે બતાવે છે.

---

## ૧૧ ભ્રમંવિધ્વંસ અંગ.

કાજર કેરી કોઠરી, મસકે કિયે હી કોટ,
તોંદી કારી ના ભઇ, રહા સો ઓટ હિ ઓટ. ૧

કાજળની કોટડી તે દેહ, મસકે કિયે હી કોટ કોટ એટલે સંસાર-સંસાર પણ કાજળનોજ છે. તોંદી એટલે નાભી, નાભી એટલે વૃત્તિ. જીવ દેહ ધારણ કરી મહા અજ્ઞાનરૂપી સંસારમાં રહ્યો, પરંતુ પારખનાં પ્રતાપે એટલે સત્ય જાણવાથી જેની વૃત્તિ મલીન થઇ નથી તે ઓટ [ ખરાજ્ઞાનથી ]થી પારખ ભૂમિ ઉપર આવી ગયો. મતલબ ખરા જ્ઞાનના આશ્રયથી તેને કાજળ કાંઇ ડાઘ લગાડી શકયું નહી.

હમભી પાહન પૂજતે, હોતે બનકે રોજ,
સતુગુરૂકી કૃપા ભઇ, ડારા શિરકા બોઝ. ૨

કબીર સાહેબ કહે છે કે હું પણ પથ્થર પૂજતા પૂજતા વનમાંહેના રોઝ ( એક જાતનું જનાવર ) જેવો થાત. પરંતુ સતુગુરૂએ કૃપા કરી સદ્ ઉપદેશ આપ્યો, જેના પરિણામે મેં મારા માથા ઉપરનો બોજો હતો તે ફેંકી દીધો. મતલબ હું હવે ઉપાધિ રહિત થયો.

પાહન પૂજે હરિ મિલે, તો મૈં પુજું પહાર,
તાતે યહ ચાકી ભલી, પીસિ ખાય સંસાર. ૩

પથ્થર પૂજવાથીજ જો હરિ મળતા હોય, આત્મજ્ઞાન સંપાદન થતું હોય, દેહ ધારણના બંધથી મુકત થવાતું હોય તો કબીર સાહેબ કહે છે કે હું પહાડને પુજું. તેના બધાના કરતાં તો આ ચક્કી-ઘંટી સારી કે જેનાથી આખો સંસાર ( અનાજ ) દળીને ખાય છે, મતલબ અન્ય કરતાં તે સંસારના વધારે ઉપયોગમાં આવે છે. કબીર સાહેબનું કહેવું છે કે મૂર્તિ પૂજનથી હરિ મળી શકતા નથી એ અર્થ.

કબિરા જેતા આતમા, તેતા શાલિગરામ,
બોલનહારા પૂજિયે, નહિં પાહનસોં કામ. ૪

કબીર સાહેબ કહે છે કે કદાચ તમે શાલિગરામમાં મહત્તા મૂકતા હો તો હું કહુંછું કે જેટલા આત્મા છે તે તમામ

શાલિગરામજ છે માટે જે બોલતા શાલિગરામ છે તેનુંજ પૂજન કરવું, પણ પથ્થરનું શું કામ, મતલબ સાધુસેવા ઉત્તમ છે, એમ આ સાખીથી માની શકાય.

મૂરતિ ધરિ ધંધા રચા, પાહનકા જગદીશ,
મોલ લિયા બોલૈ નહીં, ખોટા બિશ્વાબીસ. ૫

કેટલાક સાધુઓ સાથે નહાની નહાની મૂર્ત્તિઓ રાખી ભોળા લોકોને ભરમાવવા સંસારમાં વિચરે છે જેને લઇ આ સાખીમાં જણાવે છે કે પથ્થરના જગદીશ બનાવી મૂર્ત્તિ લઇને એક ધંધો લગાડી દીધો છે. પૈસા આપી ખરીદેલી તે હોવાથી કાંઈ પણ બોલતી ચાલતી નથી પરંતુ ખરેખર તે ધતીંગ છે એમ સમજવું, મતલબ આવા લોકો ખોટો વિશ્વાસ આપી ઠગે છે.

પાથરહીકા દેહરા, પાથરહીકા દેવ.
પૂજનહારા આંધરા, કયોં કરિ માને સેવ. ૬

પથ્થરનુંજ દેહરૂં અને પથ્થરનાજ દેવ, વળી પૂજન કરનાર પણ આંધળો તેથી પરમાત્મા તેની સેવા કેવી રીતે અંગીકાર કરે ! મતલબ જ્યાં તમામ અસત્ય ત્યાં સત્યની શું આશા?

કબિરા પૂજૈ સાલિગ્રામકો, મનકી ભ્રાંતિ ન જાય,
શીતલતા સપને નહીં, દિનદિન અધિકી લાય. ૭

કબીર સાહેબ કહે છે કે સાલીગરામનું પુજન કરવાથી કાંઇ મનની ભ્રાંતિ દૂર થતી નથી. કારણ કે મનમાં સહજ પણ

શીતળતા આવતી નથી પરંતુ ઉલટી અધીક અને અધીક પ્રતિદિન લાય લાગે છે. મતલબ આ પૂજનથી મનનો મેલ દૂર થતો નથી અને મનનો મેલ દૂર ન થવાથી મોક્ષ મળતો નથી એ ભાવાર્થ.

પાથર લૈ દેવલ ચુના, મોટી મૂર્તિ માહિં,
પિંડ ફૂટિ પરવશ રહૈ, સો લૈ તારૈ કાહિં. ૮

પથ્થર એકત્ર કરી દેવલ ચણાવ્યું અને તેમાં મોટી મૂર્ત્તિ પધરાવી દેવ બેસાડ્યા. આ દેવ પોતાનું પોતાપણું મૂકી દઈ પરવશ થયા તો પછી જે પરવશ છે, તે બીજાને કેવી રીતે પાર ઉતારી શકે ?

લોહા કેરી નાવરી, પાહન ગરૂવા ભાર,
શિરપર વિષકી પોટરી, ચાહૈ ઉતરન પાર. ૯

લોઢાની હોડી છે અને તેમાં ગરૂવા ( અસાધુ ) રૂપી પથ્થરનો ભાર ભરેલો છે વળી તેના માથા ઉપર વિષની ગાંસડી છે છતાં ઉતરી પાર જવા માગે છે તે કેમ બની શકે ? મતલબ નજ ઉતરી શકે, ઉંડા ઉતરી જોઇએ તો લોહ એટલે વેદવાણી તેની હોડી ભવસાગર પાર ઉતરવા માટે બનાવી. પાહન એટલે મન. તે મનનો ભાર તે હોડી ઉપર મુકયો. અને વિષ એટલે વાણી તે વાણીનો વિષય, બ્રહ્મ, ઈશ્વર, સ્વર્ગાદિની પ્રાપ્તિ તે ગાંસડી પોતાના માથા ઉપર છે એમ માની લીધું અને તે લઇ ભવસાગર ઉતરવા ઇચ્છે છે તો તે કેવી રીતે ઉતરી શકે ? જ્યાં વાણીમાં મન લગાવ્યું

કે તરતજ વિષય માથા ઉપરજ છે તેથી તે વિષય હોડીવાળા વિષય અને મનને ભવસાગરમાં જ બુરાડી દેશે કોઈ પણ રીતે પાર ઉતરવા દેશે નહીં એ ભાવાર્થ.

કબિરા દુનિયા દેહરે, સીસ નવાવૈ જાય,
હિરદા માંહિ હરિ બસે, તૂં તાહી લૌ લગાય. ૧૦

કબીર સાહેબ કહે છે કે દુનિયા માથું નમાવી દેવના દર્શન કરવા દેહરામાં જાય છે પરંતુ તારા હૃદયમાંજ હરિ વસેલ છે તો તેનામાંજ લીન થા. મતલબ હરિ પરમાત્મા અંતઃકરણમાંજ રહેલા છે તો તેનેજ ઓળખ અને તેનેજ માથું નમાવ. આત્મા રૂપા પરમાત્માને જાણ્યા પછી દેવમંદીર જવાની જરૂર નથી એ ભાવાર્થ.

મન મક્કા દિલ દ્વારિકા, કાયા કાશી જાન,
દશ દ્વારકા દેહરા, તામેં જ્યોતિ પિછાન. ૧૨

પવિત્ર તીર્થો સબંધી કબીર સાહેબ કહે છે કે આ મન મક્કા છે દિલ દ્વારિકા છે અને કાયા શરીર કાશી છે એમ જાણ અને દશમા દ્વારનું આ તારૂં દેહરૂં અર્થાત અંતઃકરણ છે તેમાંજ ખુદ જ્યોતિ છે તેનેજ તું ઓળખ. [ દશદ્વાર સબંધી સ્પષ્ટિ-કરણ યોગમાં છે જેથી યોગ જાણનાર તે વધારે સમજી શકે. સહજમાં સ્પષ્ટીકરણ થઈ શકે તેવું ન હોવાથી અમોએ એનો એજ શબ્દ વાપરેલ છે]. કબીર સાહેબનું કહેવું છે કે પરમાત્મા શોધવા માટે મનુષ્યોએ તીર્થ ક્ષેત્રમાં જવાની જરૂર નથી. પરમા-ત્માતો કેવળ પોતાના હૃદયમાંજ • રહેલ છે તો પછી જો આ-

સ્માનેજ ઓળખવામાં આવે તો તે જ્યોતિસ્વરૂપ પરમાત્મા તીર્થ ક્ષેત્રોમાં ગયા વગરજ મળી શકે છે મતલબ તમામ તીર્થ-ક્ષેત્રરૂપ તારૂં અંતઃકરણજ છે અને તેમાંજ પરમાત્મા છે એ ભાવાર્થ.

તુરક મસીતે દેહરે હિન્દુ, આપ આપકો ધ્યાય,
અલખ પુરૂષ ઘટ ભીતરૈ, તાકા પાર ન પાય. ૧૬

કબીર સાહેબ હીંદુ અને મુસલમાન તમામને એક સરખો જ બોધ આપે છે. તેમણે સહજ પણ ભિન્નભાવ રાખેલ નથી. તે બંને માટે એકજ પરમાત્મા માને છે કારણ કે પરમાત્મા એકજ છે, તેમના કહેવા પ્રમાણે રામ કહો કે અલ્લાહ કહો તે એકજ છે અને તે ઉપરથીજ જણાવે છે કે મુસલમાનો મસીદમાં અને હિંદુઓ દેહરામાં પોતપોતાના ઇષ્ટદેવનું ધ્યાન કરવા જાય છે મતલબ મસીદમાં જનાર અને દેહરામાં જનાર ઉભયનો હેતુ તો એકજ છે અને તે ઇશ્વર ધ્યાન અને પ્રાપ્તિનોજ છે. આ લોકો તેમ કરે છે ખરા પરંતુ હૃદયમાંજ અલખ પુરૂષ બીરાજેલ છે તેનો પાર પામી શકતા નથી. ઇશ્વર પ્રાપ્તિ અર્થે દરેક જણ ઇચ્છાનુસાર પ્રયાસ કરે છે પણ તે કેવળ પારખ કોટિએ પહોંચ્યા વગર સત્ય જાણી શકતા નથી .એમ કબીર સાહેબનું કહેવું છે; અને આથીજ કબીર સાહેબ હવે જુદી જુદી રીતે ઇશ્વર પ્રાપ્તિ અર્થે કેવા પ્રયાસો લોકો કરે છે તે બતાવવા ભેખનુઅંગ લખે છે જે માંહેની થોડી સાખીઓ આપણે નીચે આપીશું.

## ૧૨ ભેખ અંગ.

મન માલા તન સુમિરની, હરિજી તિલક દિયાય,
દુહાઈ રાજા રામકી, દૂજા દૂરિ કિયાય. ૧

ઉપરનો આડંબર બતાવનાર માલા ધારણકરનારપ્રતિ કહે છે કે માલા તો મનની ફેરવવી અને સ્મરણ તો તનનું કરવું ( આત્માનું સ્મરણ કરવું ) અને તિલક હરજી ( પરમાત્માનું ) કરવું દુહાઇ આપવી તો રાજા રામની આપવી અને બાકી અન્ય તમામ દૂરજ કરવું. મતલબ માલા ખરા અંતઃકરણથી ફેરવવી સ્મરણ આત્મારામનું કરવું અને તિલક પરમાત્માનું કરવું જોઇએ એ ઉકિત.

મનં માલા તન મેખલાં, ભયકી કરૈ ભભૂત,
રામ મિલા સબ દેખતાં, સો યોગી અબધૂત. ૨

જેણે મન રૂપી માયા, તન રૂપી મેખલા અને જેણે ભય રૂપી ભભૂતિ ધારણ કરેલ છે અને જેને સર્વના દેખતા રામ મળે છે તેજ યોગી અબધુત ગણાય છે, ખરા યોગીએ તો ઉપર પ્રમાણેજ માળા, મેખલા અને ભભૂત ધારણ કરવાની છે પરંતુ નહીં કે બહાર દેખાડવા માટે તુલસીની માળા, તુલસીની મેખલા અને ભભૂતિ ધારણ કરવાં.

માલા ફેરત યુગ ગયા, પાયા ન મનકા ફેર,
કરકા મનકા છાડિકૈ, મનકા મનિકા ફેર. ૩

તુલસીની માલા ફેરવતા ફેરવતા યુગ ચાલ્યો ગયો પરંતુ મનમાં ફેર પડયો જણાયો નહીં. મનની સ્થિતિ તો જેવી ને તેવીજ રહી મતલબ માલા ફેરવતા છતાં મનની શુદ્ધિ થઇજ નહી માટે હાથ માહેના ( તુલસીની માલાના ) મણુકા છોડી મનનો મણુકો ફેરવ. કહેવાનું તાત્પર્ય એવું છે કે કાંઇ કાષ્ટની માલા ફેરવતા મનની શુદ્ધિ થતી નથી. માલા ફેરવવાનું ખરૂં કારણ ઈશ્વર પ્રાપ્તિનુજ છે જે કારણ તેથી પાર પડતું નથી પરંતુ ઇશ્વર સિદ્ધિ માટે તો કાષ્ટની માલાનો ત્યાગ કરી મન રૂપી માલા ફેરવવી એજ છે. મતલબ મન શુદ્ધજ કરવું એજ ખરો હેતુ છે.

માલા ફેરે કછુ નહીં, ડારિ મુઆ ગલ ભાર;
ઉપર ઢોલાહીં ગલા, ભીતર ભરા અંગાર. ૪

માલા ફેરવવાથી કાંઈ પણ વળ્યું નહીં કેવળ ગળા ઉપર ભારજ નાંખી નાંખીને મરી ગયા. ઉપર તો માલાનો ઢગલો દેખાય છે પરંતુ અંદર તો કેવળ અગ્નિજ ભરેલી છે.

જે સાધુઓ ઉપરથીજ ડોળ ઘાલી લોકોને ભમાવવા પ્રયત્ન કરે છે તેના માટે આ ઉકિત છે. કબીર સાહેબ કહે છે કે ગળામાં અસંખ્ય માલા પહેરી રાખે છે પરંતુ આથી કાંઈ મન શુદ્ધ થતું નથી. ઉપર તો સાધુનોજ દેખાવ લાગે છે પરંતુ તેના અંતઃકરણમાં તો ક્રોધ રૂપી અગ્નિ હમેશા સળગતોજ છે. જેના અંતઃકરણમાં ક્રોધ ભરેલો છે તે કોઇ પણ રીતે સિદ્ધિ મેળવી શકતો નથી માટે ક્રોધનો ત્યાગજ કરવો એ ભાવાર્થ.

માલા ફેરે કહા ભયો, ગાંઠિ ન હૃદય કી ખોય?
હરિ ચરના ચિત્ત રાચિયે, તો અમરાપુર જોય. ૫

કબીર સાહેબ કહે છે કે માત્ર માળા ફેરવવાથીજ શું થયું કારણ કે અંતઃકરણની ગાંઠ તો ખોઇ નથી. અંતઃકરણમાંથી મેલને દૂર કરેલ નથી અંતઃકરણ તો પાપમયજ છે માટે તેના કરતા તો હરિચરણમાંજ ચિત્ત રાખી ખુશી થવું જોઇએ અને જો તે પ્રમાણે કરે તો તે મનુષ્ય સહજમાંજ અમરાપુર (સ્વર્ગ) જોઈ શકે છે.

મૂંડ મુડાયે હરિ મિલૈ, સબ કોઈ લેહુ મુંડાય,
બાર બાર કે મૂઁડને, ભેડ વૈકુંઠ ન જાય? ૬

જો મુંડ મુંડાવવાથીજ પરમાત્મા મળતા હોય તો તમામ માથા મુંડાવી લે. એમજ હોય તો દર વરસે બે વખત ઘેંટાના શરીર ઉપરથી ઉન ઉતારી લેવામાં આવે છે તો પછી તેજ વૈકુંઠમાં ન જાય? મતલબ કેવળ માથું મુંડાવવાથી વૈકુંઠ મળતું નથી. પરંતુ અંતઃકરણજ ચોખું રાખવું જોઇએ. એ અર્થ—કારણ કે:–

કેશે કહા બિગારિયા, જો મુંડો સૌ બાર,
મનકો ક્યોં નહિ મૂંડિયે, જામે વિષૈ વિકાર. ૭

માથાના વાળે તમારૂં શું બગાડયું છે કે જેને સો વખત મુંડી નાંખો છો. મતલબ વારંવાર માથાના વાળ ઉતરાવ્યા કરો છો. તેણે કાંઇ તમારૂં બગાડયું નથી તમારૂં બગાડનાર તો ખરેખર તમારૂં મનજ છે તો પછી મનને શા માટે મુંડતા નથી કે

જેમાં વિષય અને વિકાર ભરેલાં છે. વિષય અને વિકારથી મન હમેશા ભરેલુંજ રહે છે અને તેથીજ માણસની અધોગતિ થાય છે છતાં આ ખરૂં સમજવામાં ન આવતા કેવળ કેશજ પડાવી દેવામાં આવે છે તેથી શું વળવાનું હતું. કારણ કે ખરેખરી રીતે કેશને બદલે મનનેજ મુંડવાનું છે એ ભાવાર્થ. કારણ કેઃ–

મન મેવાસી મૂંડિયે, કેશહિ મૂંડે કાહિ,
જો કછુ કિયા સો મન કિયા, કેશા કિયા કછુ નાહિ. ૮

મન રૂપી લુંટારાનેજ મુંડવાની આવશ્યકતા છે. કેશ શા માટે મુંડાવવા જોઇએ કારણ કે જેણે કાંઇપણ તારૂં અહિત કર્યું છે કે જેનાથી થયું છે તે તમામ મનથીજ છે પરંતુ કેશે કાંય પણ કર્યું નથી. તેણે કાંઇ બગાડયું નથી, વળી.

મૂંડ મુંડાવત દિન ગયા, અજહુ ન મિલિયા રામ,
રામ નામ કહો કયા કરૈ, મન કે ઔરે કામ. ૯

માથું મુંડાવતા દિવસપર દિવસ વ્યતીત થયા પરંતુ હજુ સુધી રામ મલ્યા નહીં. જ્યાં મનનુંજ જુદુ કામ છે અને મનજ ઇશ્વરમાં ચોંટતું નથી અને તે ચારે દિશા ભટકયા કરે છે અને સંસારમાંજ લુબ્ધ છે (મતલબ મનને માર્યું નથી) તો પૂછી રામ નામ કેવળ શું કરી શકે?

બાના પહરૈ સિંહકા, ચલૈ ભેડકી લાર,
બોલી બોલે શ્યાલકી, કુત્તા ખાયે ફાર. ૧૦

ચહેરો સિંહનો પહેરે મતલબ દેખાવમાં સિંહ બને છે પણ ઘેંટાની રીતે એક પછી એક ચાલે છે મતલબ જેમ ઘેંટુ એક ચાલે તો તેની પાછળ બીજું પાછળ ત્રીજું એમ ચાલ્યે જાય છે વળી બોલી શિયાળની બોલે છે. પરિણામે આવા વેશ ધારીને કૂતરા ફાડી ખાય છે. કબીર સાહેબનું કહેવું એવું છે કે આજ કાલ દુનિયામાં લેભાગુ સાધુઓ ઉપરનો ડોળ સિંહ જેવો રાખે છે મતલબ તેઓ બતાવે છે કે અમો ખરેખરા સિદ્ધજ છઇએ. પરંતુ તેનું વર્તન તો ઘેંટાના જેવું છે એટલે કે જેમ ગુરૂવા લોકોએ ભ્રમમાં ભુલાવ્યા તેમ તેમના ઉપદેશ પ્રમાણે ચાલે છે વળી તેઓની વાણી શિયાળ જેવી છે મતલબ તેમની વાણી સત્ય નથી ખરેખરી રીતે ઈશ્વર ભજન કરવું જોઇએ તેવી રીતે કરતા નથી પરંતુ અન્ય રીતેજ કરે છે. પરિણામ, એવું આવે છે કે જેમ શિયાળને કુતરૂં ફાડી નાંખે છે તેમ આવા સાધુઓને કાળ રૂપી કૂતરો સહજમાંજ લઈ જાય છે. મતલબ તેમનો ઉદ્ધાર થતો નથી એવો અર્થ.

તનકો યોગી સબ કરૈ, મનકો બિરલા કોય;
સહજે સબ સિધિ પાઇયે, જો મન યોગી હોય. ૧૧

તમામ માણસ આ શરીરને યોગી બનાવે છે પરંતુ મનને યોગી કરનાર તો કોઇકજ હોય છે. પરંતુ જો મન યોગી થાય તો સહજમાં તમામ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. કબીર સાહેબનું કહેવું છે કે તન યોગી કરતા મન યોગી થવું એજ સાધનાનું મૂળ છે.

હમ તો યોગી મનહિકે, તનકે હૈં તે ઔર,
મનકો યોગ લગાવતાં, દશા ભઇ કછુ ઔર. ૧૨

કબીર સાહેબ કહે છે કે હું તો મનથીજ યોગી છું મતલબ મેં મારૂં મન મારી યોગી બનાવી દીધું છે. શરીરે યોગી થનાર લેભાગુ યોગી હું નથી તે તો બીજાજ છે. વળી મેં જ્યારે મનને યોગમાં સાધ્યું ત્યારે મારી દશા કાંઈ જૂદીજ થઈ ગઇ. મતલબ મેં જ્યારે મનને યોગી બનાવ્યું ત્યારે મારી દશા બીજા તન યોગી કરતા જૂદા રૂપમાં થઈ ગઇ છે મતલબ તેઓની માફક સાંસારિક વિષયોમાં મેં મન રાખેલ નથી અને તેથીજ હું ખરો વિરક્ત થયો છું અને પરિણામે તેઓના કરતા મારી દશા કાંઈ જુદાજ પ્રકારની છે મતલબ મને હવે સિદ્ધિ મળતા વાર નથી એવું દૃશ્ય થાય છે, મતલબ હું સંસારરૂપી હદ ઓળંગી ગયો છું. હવે હદના સંબંધમાં બે હદ અંગ જણાવે છે.

---

## ૧૩ બેહદ અંગ.

કાંસે ઊપર બીજુરી, પરૈ અચાનક આય,
તાતે નિર્ભય ઠીકરા, સતગુરૂ દિયા બતાય. ૧

કાંસા ઉપર અચાનક વિજળી પડી અને તેથી તે કાંસુ મટી ઠીકરૂં થઈ ગયું પછી સત્ ગુરૂએ તે નિર્ભય ઠીકરૂં બતાવ્યું. મન રૂપી કાંસા ઉપર જ્ઞાન રૂપી વીજળી અચાનક આવી પડી

જેને લઇ મનના મેલ ધોવાઇ જતાં તે નિર્ભય ઠીકરૂ થયું. મતલબ મનને જ્ઞાન ઉત્પન્ન થયું. જ્ઞાન ઉત્પન્ન થયા પછીઃ-

હદ છાંડિ બેહદ ગયા, લિયા ઠીકરા હાથ;
ભયા ભિખારી દીનકા, દર્શન ભયા સનાથ. ૨

મન હદ ઓળંગી બેહદમાં ગયું અને પછી ઠીકરૂં હાથમાં લીધું. ઠીકરૂં હાથમાં લેતા ગરીબનો ભિખારી બન્યો અને દર્શન થતા સનાથ થયો એ અક્ષરાર્થ. હવે કબીર સાહેબના કહેવાની મતલબ એવી છે કે હદ એટલે કે વેદ પ્રમાણ વર્ણાશ્રમના કર્મ પ્રમાણે યથાવિધિ આચરણ કરવું તે, બેહદ એટલે સંપૂર્ણ વર્ણાશ્રમના કર્મનો નિષેધ કરી માત્ર જ્ઞાનમાર્ગમાંજ જવું તે. હું વેદ પ્રમાણ વર્ણાશ્રમના કર્મનું યથા વિધિ આચરણ કરી હદ ઓળંગી બેહદમાં એટલે તેનો નિષેધ કરી જ્ઞાનમાર્ગમાં ગયો છું અને તે પણ છોડી દઇ—સત્ય રસ્તો હાથ આવતા પારખ-રૂપી ઠીકરૂં બન્યો અને ઠીકરૂં હાથમાં લઇ ગરીબ લોકો અર્થાત જેઓને તે સ્થિતિ પ્રાપ્ત થઈ નથી તેવાઓના માટે ભીખારી બન્યો અને આમ થયું એટલે મને પરમાત્માના દર્શન થતા હું જે અનાથ ભીખારી હતો તે મટી સનાથ થયો.

હદ છાંડિ બેહદ ગયા, અબરન કિયા મિલાન,
દાસ કબીરા મિલિ રહા, સો કહિયે રહમાન. ૩

હું હદ છોડી બેહદમાં ગયો છું અને તેથી જેનું વર્ણન ન થઇ શકે તેની સાથે મળી ગયો છું. કબીર સાહેબ કહે છે

કે હું જેને મળ્યોછું તેજ રહમાન છે. ( રહમાન કહો કે રામ કહો તે ઉભય એકજ છે ).

બેહદ બિચારોં, હદ તજૌ, હદ તજિ મેલો આસ,
સબૈ આલિંગન મેટિકે, કરોં નિરન્તર બાસ. ૪

બેહદ—જ્ઞાન માર્ગનો વિચાર કરી વર્ણાશ્રમના કર્મરૂપી હદને છોડી દો. હદ છોડી દઈ તે સાથે તમામ જાતની આશાનો પણ ત્યાગ કરો મતલબ અમુક આશાએ અમુક કર્મ કરવું તેનો ત્યાગ કરો એટલે પરમાત્માનું આલિંગન થશે, મતલબ પરમાત્મા મળશે અને તે પણ છોડી પરમાત્માના દર્શનની લાલચનો પણ ત્યાગ કરી છેવટે નિત્યવાસ કરો. એટલે કે પુનરાવાગમન ન રહે તેવુંજ કરો. એ ભાવાર્થ.

હદ છાંડિ બેહદ ગયા, રહા નિરન્તર હોય,
બેહદકે મૈદાનમેં, રહા કબીરા સોય. ૫

જેઓ હદ છાંડી બેહદની હદમાં ગયા છે તેઓ હમેશા બેહદના મેદાનમાં કબીર સાહેબ કહે છે કે નિરાંતે સૂઇ રહે છે. કબીર સાહેબ કહે છે કે જેઓ વર્ણાશ્રમના કર્મથી મુક્ત થઈ જ્ઞાનમાર્ગમાં પ્રવેશ કરે છે તેઓ જ્ઞાનમાર્ગમાં પ્રવેશ કરતા સાંસારિક આધિ, વ્યાધિ અને ઉપાધિ રહિત બની નિરાંતે સૂએ છે. મતલબ તેને ત્રિવિધ તાપ કે અન્ય સાંસારિક આવરણ આડે આવતાં નથી.

હદ મેં બૈઠા કથત હૈ, બેહદકી ગમ નાહિં,
બેહદકી ગમ હોયગી, તબ કછુ કથના કાહિ. ૬

જે માણુસ વર્ણાશ્રમ કર્મમાં ગુંથાઇ રહી તે પ્રમાણે વર્તવા પ્રયાસ કરે છે તે હમેશા ઉપદેશ આપ્યા કરે છે મતલબ તેઓ કર્મ કાંડનો ઉપદેશ આપ્યાજ કરે છે પરંતુ તેઓને બેહદની ખબર હોતી નથી તેઓને જ્ઞાન ઉત્પન્ન થતું નથી પણ જ્યારે બેહદ—જ્ઞાન માર્ગની ખબર પડે છે ત્યારે તેઓને પછી કર્મ કાંડ સંબંધી બોલવાની જરૂર રહેતી નથી. કેમકે ખરૂં જ્ઞાન ઉત્પન્ન થતા ખરા જ્ઞાનમાર્ગમાં પ્રવેશ કરનારને વેદમાં બતાવેલ વર્ણાશ્રમરૂપી કર્મ કરવા આવશ્યકતા રહેતી નથી એ ભાવાર્થ.

કબિરા હદ કે જીવસૌં, હિતકરિ મુખે ન બોલ,
જો રાચે બેહદ સૌં, સોં તિન અંતર ખોલ. ૭

કબીર સાહેબ કહે છે કે જે જીવ હદમાં રહેલો છે તે સાથે તારા હિતકારી મહોડાથી બોલ નહીં પરંતુ જેઓ બેહદથી ખુશી હોય છે તેની સાથે તું ખરા અંતઃકરણથી પડદો રાખ્યા વગર બોલ. જે માણુસ કર્મ કાંડમાંજ મશગુલ છે તેને કાંઇ ઉપદેશ લાગતોજ નથી માટે તેની સાથે બોલવું નિરર્થક છે. પરંતુ જેઓને જ્ઞાનમાર્ગ રૂચે છે તેને ઉચ્ચ કોટિએ પહોંચાડવા ખરા અંત:કરણથી ઉપદેશ આપ. આવાઓને ઉપદેશ આપવાથી તારા ઉપદેશનો હેતુ બર આવશે. બાકી અન્યને ઉપદેશ દેવા જતા પથ્થર ઉપર પાણી જેવું છે માટે તેમને કાંઈ કેહેતો નહીં.

હદમે રહે સો માનવી, બેહદ રહે સો સાધ,
હદ બેહદ દોનોં તજૈં, તિનકા મતા અગાધ. ૮

હદમાં રહે એટલે વેદ પ્રમાણે વર્ણાશ્રમના યથાવિધિ આચરણ કરે તે મનુષ્ય અને જે બેહદમાં ચાલે એટલે કે જેણે સંપૂર્ણ વર્ણાશ્રમના કર્મનો નિષેધ કરી જ્ઞાનમાર્ગ ગ્રહણ કરેલ છે તે સાધુ, અને જેણે આ ઉભય છોડી દીધા છે મતલબ જેણે ખરી પારખ કરી તે તમામનો ત્યાગ કર્યો છે અને જે પારખપદને પહોંચેલ છે તેની મતિ તો અગાધ છે. ( આવાને તો સત્ય પારખનારજ જાણી શકે. )

હદ બેહદ સંબંધી જે મનુષ્ય વિચાર કરતો નથી અને જે ઉંચ્ચ કોટિએ જવા ઇચ્છા રાખતો નથી તેને પાછળથી અત્યંત પસ્તાવું પડે છે જેને માટે કબીર સાહેબ હવે પછતાવાનું અંગ કહે છે.

---

## ૧૪ પછતાવાનું અંગ.

અચ્છા દિન પાછે ગયા, હરિસોં કિયા ન હેત,
અબ પછિતાયે હોત કયા, ચિરિયા ખાગયા ખેત. ૧

સારા દિવસો હતા તે ચાલ્યા ગયા. તેવા સમયમાં પરમાત્મા સાથે હેત કર્યું નહીં. મતલબ જે વખત હરિ ભજનનો હતો તે વખતે ઇશ્વર ભજન કર્યું નહીં હવે જયારે ચકલીઓ ખેતર ચણી ગઇ ત્યારે પસતાવાથી શું થવાનું ? ખેતર સંપૂર્ણ

નાખ્યું હતું તે વખતે તેની રખેવાળી ન કરતા ચકલીઓ ખાઇ ગઈ તેવીજ રીતે આ સ્થુલ દેહ જ્યારે હરિભજન કરવા લાયક હતો તે વખતે કાંઇ થયું નહીં તો હવે વૃદ્ધાવસ્થામાં અને તે પણ મોતના પંજામાં સપડાતી વખતે અફસોસ કરવો કે "હાય મેં ઇશ્વર ભજન કર્યું નહીં, મારાથી કાંઇ પણ થયું નહીં" એવો પસ્તાવો કરેથી હવે શું વળવાનું ?

જબ રંગ થા તબ ના રંગા, હરિ રંગ મન મજીઠ,
અબ પછિતાયે કયા હુઆ, જબ રંગ દીન્હીં પીઠિ. ૨

જ્યાં સુધી તારા શરીરમાં રંગ હતો તારો સ્થુલ દેહ સશક્ત હતો તે વખતે હરિરૂપી મજીઠના રંગમાં તારૂં મન તેં રંગ્યું નહીં. પણ જ્યારે રંગ ઉડી ગયો તું અશક્ત થયો અને મૃત્યુના મૂખમાં પડયો ત્યારે હવે પસ્તાવાથી શો લાભ ! જ્યારે મન જ્ઞાન સંપાદન કરવા લાયક હતું તે વખતે જ્ઞાન સંપાદન કરી મન માર્યું નહીં અને હરિરૂપી મજીઠનો રંગ તેના ઉપર ચડાવ્યો નહીં તો પછી હવે તે અવસર જતા પસ્તાવાથી શું થવાનું એ અર્થ.

સુમિરનકા સંશય રહા, પછિતાવા મન માંહિ;
કહૈ કબીરા રામ રસ, સગરા પીયા નાહિં. ૩

સ્મરણ કોનું કરવું તે સંબંધી મનમાં સંશયજ રહ્યા કર્યો અને હવે તે સંબંધી પસ્તાવો મનમાં રહી ગયો. કબીર સાહેબ કહે છે કે રામરસ તું સઘળો પી શકયો નહીં. રામરસ જેટલો

પીવો જોઇએ તેટલો પીવાણો નહીં કારણ કે સ્મરણ કરતા ગુરૂવા લોકોના ઉપદેશથી મન ભ્રમિત થયું જેના પ્રતાપે પુરતું ખરા દિલથી રામનું સ્મરણ થયું નહી અને તેથી આખરે તે સંબંધી મનમાંજ પસ્તાવો રહી ગયો એ તાત્પર્ય.

કબિરા દરદીવાન જો, કયોં કર પાવૈ દાદ,
પહલી બુરા કમાય કૈં, પીછે કરૈ ફરિયાદ. ૪

કબીર સાહેબ કહે છે કે પ્રથમથીજ અસત્ય આચરણ કરી પાછળથી ફરિયાદ કરવા જાય છે તો પછી દિવાન પાસે તેની દાદ શી રીતે લાગી શકે. મનુષ્ય પ્રથમથીજ, કામ ક્રોધ, લોભ, મોહ અને મત્સર આદિમાં તણાઈ પોતાના દેહનું સાર્થક કરી શકતો નથી. પોતાનું મન પોતાને કબજે રાખી શકતો નથી અર્થાત મનને અહીં તહીં ઈચ્છાનુસાર ભટકવા દે છે અને પાછળથી અફસોસ કરી મુક્તિ મેળવવા પ્રયાસ કરે છે તો પછી તેના કુકૃત્યોનું જે ફળ મળે છે તે ગેરકાયદે છે એવી ફરિયાદ કરવા ઈશ્વર તરફ પ્રેરાય તો પછી તેને તેના ધાર્યા પ્રમાણે દાદ ક્યાંથીજ મળે. પરમાત્મા ન્યાયી હોવાથી સુકૃત્ય તથા દુષ્કૃત્યનો બદલો વ્યાજબી રીતેજ આપે છે. માટે મનુષ્યે પ્રથમથી સુકૃતરૂપી કમાણી કરી લેવી જોઇએ કે જેથી પાછળથી પસ્તાવું ન પડે એ તાત્પર્ય. મનુષ્યને અવળે રસ્તે દોરી જનાર ગુરૂવા લોક ( અસાધુ ) છે જેના સંબંધી કબીર સાહેબ હવે અસાધુ અંગ કહે છે.

---

## ૧૫ અસાધુ અંગ.

જેતા મીઠા બોલવા, તેતા સાધુ ન જાન,
પહલે થાહ દિખાયકે, આવડે દેસી આનિ. ૧

જેટલા મધુભાષણી છે તે કાંઈ તમામ સાધુ સમજતો નહીં કારણકે તેતો પહેલા થાપ આપી પાછળથી કાંઈ બીજું બતાવશે. ઉપરથી સાધુનો વેશ ધારણ કરેલો હોય તેમજ જન સમાજને પોતા તરફ ખેંચવાના માટે મીઠાં મીઠાં વચનો બોલી જેઓ વારંવાર ઉપદેશ આપ્યા કરે છે તે તમામ સાધુજ છે એમ કોઇ સમજતા નહીં. આવા લોકો તો પ્રથમ અસત્ય ઉપદેશ આપી ખરી રીતે પરમાત્માની ભક્તિથી વિમૂખજ રાખશે.

કબિરા ભેષ અતીતકા, કરતૂતિ કરૈ અપરાધ,
બાહર દીસૈ સાધુગતિ, માંહિં બડા અસાધ. ૨

તેવીજ રીતે કબીર સાહેબ કહે છે કે કેટલાક અતીતોના વેશ પણ એવાજ હોય છે. લુચ્ચાઇ કરી અપરાધ કરે છે બહારના દેખાવથી તો તેઓ સાધુ ગતિનાજ જણાય છે પરંતુ ઉંડા ઉતરી તપાસીશું તો તેઓ અસાધુજ છે એવું જણાશે.

રૈનિ પુરૈ વાસર ઘટૈ, વન અંધિયારા હોય,
લાગિ રહા ફૂલા ફલા, પથ નહિં કાટા કોય. ૩

રૈનિ એટલે તરૂણાવસ્થા, વાસર એટલે વૃદ્ધાવસ્થા, વન એટલે વપુ શરીર, અંધિયારા અજ્ઞાન, ફૂલ એટલે ઘાસના ફૂલ

અર્થાત પુત્ર પરિવાર અને પંથ એટલે ચોરાસીનો ફેરો. મતલબ તરૂણાવસ્થા પુરી થઇ અને વૃદ્ધાવસ્થા પણ ઘટવા માંડી. વળી શરીર અજ્ઞાનથી ઘેરાઇ જઈ પુત્રપરિવારમાં લાગી રહ્યું અને આખરે ચોરાસીનો ફેરો મટયો નહીં. અસાધુને ઉદ્દેશી કબીર સાહેબનું કહેવું છે કે સંસાર છોડી વૈરાગ્ય ધારણ કર્યો સાધુ થયા. સાધુ થતા પણ અંધારામાંજ રહ્યા. ખરૂં જ્ઞાન પ્રાપ્ત કરી શકયા નહી કારણ કે મનની વાસના કુટુંબ પરિવારમાંથી હજુ ખસી નહીં આવી સ્થિતિ હોતા સાધુ થયા છતાં પણ લક્ષ ચોરાસીનો ફેરો શી રીતે મટાડી શકે. ચોરાસીના ફેરામાંથી મુકત થવા સાધુ થયા પરંતુ સાધુના ખરા ગુણ પ્રાપ્ત ન થતા પરિણામે તો તે ફેરામાંજ પડવાનું રહ્યું એ અર્થ.

---

## ૧૬ સાધુ અંગ.

નિર્બૈરી નિષ્કામતા, સાંઇ સેતી નેહ,
વિષયાસૂં ન્યારા રહૈ, સાધુનકા મત એહ. ૧

હવે ત્યારે સાધુમાં શું ગુણ જોઇએ ? તો કબીર સાહેબ કહે છે કે નિર્વૈરતા; સર્વના તરફ સમાન દ્રષ્ટિ, નિષ્કામતા, કોઈ પણ કાર્ય કરવું તો તે સકામ વૃત્તિથી નહીં પણ નિષ્કામ હેતુથી કરવું તે. સાંઈ કહેતા પરમાત્મા સાથે ખરો પ્યાર રાખવો જોઇએ મતલબ ખરા અંતઃકરણથી પરમાત્માને જાણવા જોઇએ અને વિષયોથી જે અલગ રહે અર્થાત વિષયવાંછના તેથી અલગ

રહેવું. એજ સાધુ પુરૂષનો મત છે. મતલબ સાધુ થનાર ઉપલા લક્ષણયુક્ત હોય તોજ તે સાધુ છે એમ સમજવું.

સબ બન તો ચંદન નહીં, શૂરાકે દલ નાહિં,
સબ સમુદ્ર મોતી નહીં, યોં સાધૂ જગમાંહિ. ૨

તમામ વન કાંઇ ચંદનના વન હોતા નથી, તેમજ શૂરવીર પુરૂષોનું આખું લશ્કર હોતું નથી મતલબ લશ્કરમ દરેક જણુ એક સરખા શૂરવીર હોતા નથી અને તમામ સમુદ્રમાં મોતી નીપજતા નથી, પરંતુ મોતી તો કોઇકજ સ્થળે નીકળે છે તેવીજ રીતે તમામ સાધુઓ ખરા સાધુ નથી પરંતુ વિરલાજ હોય છે.

સંત ન છાંડે સંતઇ, કોટિક મિલૈં અસંત,
મલયા ભુજંગહિ બેધિયા, શીતલતા ન તજંત. ૩

કબીર સાહેબ કહે છે કે જે ખરા સંત પુરૂષો છે તેઓને ભલે કરોડો અસાધુનો સંગ થાય તોપણ તેઓ પોતાનું સંતપણું છોડતા નથી મતલબ જેને સાચો રંગ લાગેલ છે જે ખરા અંતઃકરણથી સાધુ થયેલ છે અને જેને ખરી પારખથી પારખ માર્ગ જોયો છે તેને ગમે તેટલા આવરણો આવે તોપણ તેને કાંઇ બાધ આવતો નથી પરંતુ તેના માંહે સમાએલો સ્થિર કરી રહેલો સાધુતાનો ગુણુ તો કાયમજ રહેવાનો. કારણુ કે ચંદન વૃક્ષને સર્પ વિંટાએલો રહે છે છતાં પણુ ચંદન પોતાની શીતળતાનો ગુણુ તજતું નથી. ચંદનમાં જે શીતળતાનો મહાન ગુણુ છે તે કાયમજ રહે છે પરંતુ સર્પના સહવાસથી વિષ તુલ્ય થતુ

નથી તેવીજ રીતે ખરો સાધુ પુરૂષ ચંદન સમાનજ છે એમ સમજવું. તેને અસાધુનો રંગ જરા પણ લાગતો નથી.

સાધૂ જન સબમેં રમૈં, દુઃખ ન કાહૂ દેહિ,
અપને મત ગાઢા રહૈં, સાધુનકા મત એહિ. ૪

જે ખરો સાધુ પુરૂષ છે તે તો સર્વમાં ભળી જાય છે. કોઇને પણ દુઃખ ઉત્પન્ન કરતો નથી પોતે પોતાના મતમાંજ મશગુલ રહે છે એજ સાધુનો મત ખરો છે. ભ્રમણ કરતા સાધુ પુરૂષ છે તે તમામ ધર્મના અનુયાયીમાં ભળી જાય છે, સર્વ સાથે વાર્તાલાપ કરે છે અને યોગ્ય રીતે ઉપદેશ આપે છે પરંતુ અન્યનું મનદુભાવતો નથી. ગમે તેટલા આવરણો આવે છતા- પણ તે તો પોતાની ટેક ( રામ ભજન રૂપી ) છોડતો નથી એજ સાધુતાનો ખરો મત છે એમ માની શકાય.

સાધૂ ઐસા ચાહિયે, દુખૈ દુખાવૈ નાહિં,
પાન ફૂલ છેરૈ નહીં, બસૈ બગીચામાંહિં. ૫

સાધુ એવા જોઇએ કે પોતાને દુઃખ થાય તોપણુ બીજાને દુઃખ ઉત્પન્ન થાય તેવું કાંઇજ ન કરે. પોતે બગીચામાં રહેતો હોય છતાં પણ પાન કે ફૂલને પણ છેડે નહીં. મતલબ બગી- ચામાં રહેવા છતાં પણ પાન ફૂલ પણ તોડી વૃક્ષને દુઃખ ઉત્પન્ન ન કરે. સાધુ પુરૂષનું જીવવું પરમાર્થેજ છે, પારકાના ભલા માટે પોતાને ગમે તેટલું દુઃખ થાય તોપણ તે સહન કરે. આમ છે તો પછી પોતાને જો દુઃખ થાય તો પછી પોતાના દુઃખ માટે

તો બીજાને ક્યાંથીજ દુઃખી કરે. વળી સાધુ પુરૂષ આ સંસારરૂપી બગીચામાં બેઠેલો હોય તોપણ તે વૃક્ષરૂપી આ દેહને લાગી રહેલ વિષય અને વાસના રૂપી પાન અને ફૂલને તોડી ઉપયોગ કરી શકતો નથી. મતલબ તેને તેનો રંગ લાગતો જ નથી. કહેવાનું તાત્પર્ય એવું છે કે સાધુ તો પરમાર્થી યા નિસ્પ્રેહીજ હોવો જોઇએ.

હાંસી ખેલ હરામ હૈ, જો જન રાતે રામ,
માયા મન્દિર ઇસ્તરી, નહીં સાધુકા કામ. ૬

કબીર સાહેબ કહે છે કે જે સાધુ જન રામમાંજ આસક્ત છે જેને રામભકિતજ વહાલી છે તેને હસવું અને ખેલવું હરામજ છે. મતલબ તે રમત ગમતમાં કે હાસ્યજનક વિષયોમાં સહજ પણ ધ્યાન આપતો નથી. વળી ખરા સાધુને ધન, દોલત, મંદીર, સુંદર મકાનો અને સ્ત્રીઓ પણ નકામાંજ છે. મતલબ તે પણ તેને પોતાના સાધુપણાના ગુણમાં અવરોધ કરી શકતાં નથી.

સાધૂ ભૌંરા જગ કલી, નિસદિન ફિરૈ ઉદાસ,
ટંક ઈક તહાં વિલંબિયા, જહાँ શીતલ શબ્દ નિવાસ. ૭

વળી કહે છે કે સાધુ એ ભમરા જેવા છે અને જગત એ કળી છે. જેમ ભમરો ચંપાની કળી જોઇ ઉદાસ થઇ ફરતો ફરે છે તેવીજ રીતે આ સાધુરૂપી ભ્રમર જગતરૂપી ચંપાની કળી જોઈ ઉદાસ થઇ હમેશાં ફર્યા કરે છે, પરંતુ જ્યાં શાંત શબ્દનો નિવાસ હોય, જ્યાં શબ્દ—પરમાત્માનાં ભજન ભક્તિ થતાં હોય

ત્યાં માત્ર ટંક વિશ્રામ કરે છે. મતલબ સાધુ પુરૂષ છે તેતો જ્યાં ઇશ્વરભક્તિ હોય ત્યાંજ ટકી શકે છે.

સિંહ સાધુકા એક મત, જીવતહી કો ખાય,
ભાવહીન મૃતક દશા, તાકે નિકટ ન જાય. ૮

વળી કહે છે કે સિંહ અને સાધુ પુરૂષનો એકજ મત હોય છે અને તે જીવતાનેજ ખાય છે. જેની ભાવ રહિત મૃતક દશા છે તેની પાસે જતા નથી. સિંહ ગમે તેટલા દિવસનો ભૂખ્યો હશે તોપણ તે મરેલા જીવને ભક્ષ્ય તરીકે સ્વીકારશે નહીં પરંતુ તેતો જીવતાં જાનવરનોજ ભક્ષ કરશે તેવીજ રીતે સાધુ-પુરૂષો ભાવ વગરના જે મૃતક દશાને પ્રાપ્ત થવા જેવા મનુષ્યો છે તેના ઘરે ભોજન લેવા જશે નહીં. ભાવ વગરના માણસો દુનિયામાં મરેલાજ છે એમ સમજવું તેથીજ કહે છે કે સાધુ પુરૂષો ભાવવાળા જીવતાને ત્યાં ભોજન શોધે છે આવી રીતે બંનેનો સ્વભાવ સરખો બતાવ્યો છે.

તીન લોક ઉનમાનમેં, ચૌથો અગમ અગાધ,
પંચમ દિશા હૈ અલખકી, જાનેગા કોઈ સાધ. ૯

ત્રણ લોક તે એક રાજસ્ પ્રકૃતિવાળા ભક્ત, તામસવાળા યોગી અને સાત્વિકવાળા જ્ઞાની. એટલે ભક્ત, યોગી અને જ્ઞાની એ ત્રણ લોકને અનુમાનથી જાણે અને ચોથા અગમ અગાધને જાણે; પણ પાંચમી અલખ ( જ્યોતિસ્વરૂપ ) ની દિશા જાણે એવા તો કોઇકજ સાધુ જાણવા. કોઈ સાધુ ભક્ત બનશે, કોઈ

યોગી બનશે, કોઈ જ્ઞાની બનશે, કોઇ બ્રહ્મ બનશે. પરંતુ પંચમ સ્થિતિએ જે અલખ પુરૂષ છે તેને તો કોઇકજ સાધુ ઓળખી શકશે. કારણ કેઃ

સાધ સિદ્ધ બડ અંતરા, જૈસે આમ બબૂલ,
વાકી ડારી અમી ફ્લ, વાકી ડારી શૂલ. ૧૦

સાધુ અને સિદ્ધ ( યોગી ) બંનેમાં ઘણોજ અંતર રહેલો છે તે કેના જેવો કે જેવો ફેર આંબાના વૃક્ષમાં અને બાવળના વૃક્ષમાં છે તેવો કારણ કે આંબાની ડાળીએ અમૃતતુલ્ય ફળ પાકે છે અને બાવળની ડાળીએ કાંટા પાકે છે. સાધુ છે તે આંબાના વૃક્ષ જેવા છે મતલબ જેમ આંબો અમૃત ફળ આપે છે તેવીજ રીતે સાધુ પોતાનું સુધારી અન્યને ઉપદેશરૂપી અમૃત ચખાડે છે અને સિદ્ધ યોગી પુરૂષ યોગમાંજ ગરકાવ રહે છે જેથી તે અન્યનું શ્રેય કરી નહીં શકવાથી કાંટા તુલ્ય કબીર સાહેબે તેને માનેલ છે.

રવિકા તેજ ઘટૈ નહીં, જો ઘન જુરૈ ઘમંડ;
સાધુ વચન પલટૈ નહીં, જો ઉલટિ જાય બ્રહ્મંડ. ૧૧

વરસાદના જોરથી વાદળાં ગમે તેટલું અંધારૂં કરે તોપણ સૂર્યનું તેજ કાંઇ તેથી કમતી થતું નથી તેવીજ રીતે બ્રહ્માંડ આખું ઉલટી જાય તોપણ સાધુપુરૂષનું વચન ફરતું નથી. મતલબ સાધુ પુરૂષનું વચન સૂર્યના તેજસમાન છે.

સાધુ કહાવન કઠિન હૈ, આગેકી સુધિ નાહિં;
સૂલી ઉપર ખેલના, ગિરૈ તો ઠોરહિ કાહિ. ૧૨

સાધુ કહેવાવું એ મહા કઠણ વાત છે. કારણકે તેને આગળ પાછળની શુદ્ધિ રહેતી નથી તેમનું રહેવું સૂળી ઉપર ખેલવા જેવું છે એટલે કે જો ત્યાંથી પડે તો ક્યાંય પણ ઠેકાણું લાગતું નથી. તેવીજ રીતે સાધુ પુરૂષને આ સંસારરૂપી સૂળી ઉપર રહેવા જેવું છે. કારણ કે તેને સંસારમાં અસંખ્ય આવરણો નડે છે છતાં પણ તેને તે બાધ કરી શકતા નથી આથીજ સાધુ કહેવરાવું એ અત્યંત કઠણ છે કારણ કે સાધુ થનારને પછી ખરૂં સાધુપણું પ્રાપ્ત થતાં ઈશ્વર સિવાય અન્યની ઉપેક્ષા રહેતી નથી એ તાત્પર્ય.

સાધુ કહાવનં કઠિન હૈ, જ્યોં ખાંડેકી ધાર,
ડગમગાય તો ગિરિ પરૈ, નિશ્ચલ ઉતરૈ પાર. ૧૩

તેવીજ રીતે સાધુ કેહેવરાવવું એ તરવારની ધાર સમાન છે. તરવારની ધાર ઉપર ચાલતાં જો જરા હલ ચલ થાય તો પડી જવાય પરંતુ જે દૃઢ મનથી ચાલે તેજ પાર ઉતરે. આ સંસારરૂપી તરવારની ધાર છે તેમાં અનેક ઉપાધિયો રહેલી છે. આથી જો સાધુ પુરૂષ પોતાના મનને મારી રહે તોજ તે સાધુ તરીકે રહી શકે છે પરંતુ જો જરા પણ મન બગડયું તો તે સાધુપણામાંથી ભ્રષ્ટ થાય છે. અને જો અડગ મને રહે તોજ તેનો ખરો હેતુ જે પરમાત્માની પ્રાપ્તિ તે સહજ સધાય છે વળી.

સાધુ કહાવન કઠિન હૈ, જ્યોં લંબી પેડ ખજૂર,
ચઢૈ તો ચાખૈ પ્રેમ રસ, ગિરૈ તો ચકનાચૂર. ૧૪

તેવીજ રીતે સાધુ કહેવરાવવું એ કઠણુ છે સાધુ એ ઉંચા ખજુરના વૃજ જેવા છે જો ખજૂરના વૃક્ષ ઉપર ઠેઠ સૂધી પહોંચે તો પ્રેમ રસ-મધુર રસ ચાખે અને જો ત્યાંથી પડે તો શરીરના ચૂરે ચૂરા થઈ જાય. જેમ ખજુરનો રસ ચાખવા જતા મનુષ્ય ઠેઠ ઉપર ચડિ શકે તો તે પ્રાપ્ત કરી શકે પરંતુ એ ચડતા ચડતા પડી જાય તો તે મરણુને શરણુ થાય છે તેવીજ રીતે સાધુ પુરૂષ પરમાત્મારૂપી ઉચ્ચ વૃક્ષ ઉપર ચડતાં ચડતાં જો ખરીપારખભૂમિ ઉપર જઇ પહોંચે તો તો તે પોતાના કર્ત્તવ્યમાં પાર પડયો માની શકાય પરંતુ જો તે ભૂમિએ પહોંચ્યા પહેલાજ અધવચમાં મન ડગવાથી, સંસારમાંલુપ્ત થવાથી સાધુપણાથી વિરક્ત થાય તો તે એકે મેળમાં રહેતો નથી એ ભાવાર્થ.

જૌન ચાલ સંસારકી, તૌન સાધુકી નાંહિ,
દંભ ચાલ કરની કરૈ, સાધુ કહો મતિ તાહિ. ૧૫

જેવી ચાલ સંસારની છે તેવી સાધુની હોતી નથી. અને જે દંભી થઇ ચાલે અને કરણી ( દુષ્કર્મરૂપી ) કરે તેને કોઇ સાધુ કહેશો નહીં. જે સાધુ પુરૂષ છે તેનામાં દંભ સહજ પણુ હોવો ન જોઇએ તેમજ તેના કૃત્યો પણુ દંભવાળા કે સકામ ન હોવા જોઇએ અને તે જો સાધુમાં દૃશ્ય થાય તો તેને સાધુ કહેવો નહી એ તાત્પર્ય.

સાધુ ચાલ જો ચાલઇ, સાધુ કહાવૈ સોય,
બિન સાધન તો સુધિ નહિ, સાધુ કહાં તે હોય. ૧૬

જે સાધુ સાધુની ચાલ ચાલે મતલબ સાધુના માટે નિયત કરેલા રસ્તા ગ્રહણ કરી રહે તેજ સાધુ કહેવાય છે. વળી સાધુ-પણાના ગુણ વગરનો એટલે કે સાધુપણાથી પતીત થયેલો જે છે તેને સાધુ શી રીતે કહી શકાય. મતલબ તે સાધુ થઈ શકવાને કે સાધુ કહેવરાવવાને પણ લાયક નથી.

સાધૂ સોઈ જાનિયે, ચલૈ સાધુકી ચાલ,
પરમારથ રાતા રહૈ, બોલૈ બચન રસાલ. ૧૭

સાધુ તેજ પુરૂષ છે કે જે સાધુની ચાલે ચાલે અને જે પરમારથમાં મચ્યા રહી ઉત્તમ વાણી બોલે. હરિ પ્રાપ્ત થવાનો ઉપદેશ આપે.

તનમેં શીતલ શબ્દ હૈ, બોલૈ બચન રસાલ,
કહૈ કબીર તા સાધુ કો, ગંજી સકૈ ના કાલ. ૧૮

જેના શરીરમાં શીતલ શબ્દો છે મતલબ જેના શરીરમાંથી શીતલ શબ્દનો પ્રવાહ છૂટે છે અને જેની વાણી રસાળ છે (પણ તે ઉપદેશ આપવામાં સમજવી. નહીં કે લોકોને ભરંમાવવા ) કબીર સાહેબ કહે છે કે એવા સાધુને કાળ પણ ગંજાડી શકતો નથી. ખરા સાધુ છે તેનાથી કાળ પણ દૂર ભાગે છે એ તાત્પર્ય. વળી:—

ગાંઠી દામ ન બાંધતા, નાહિં નારિસોં નેહ,
કહે કબીર વા દાસકે, ચરણ કમળકા એહ. ૧૯

જે ખરા સાધુ છે તે તો ગાંઠે પૈસા પણ બાંધતા નથી તેમજ નારી સાથે નેહ પણ કરતા નથી મતલબ સ્રીયો સાથે વગર જોઇતી નકામી વાતચિત પણ કરતા નથી. આવા જે સાધુ છે તેને સાંસારિક દરેક વસ્તુઓ ઉપર પ્રીતિ સહજ પણ હોતી નથી. કબીર સાહેબ કહે છે કે આવા સાધુ ( દાસ ) ના ચરણમાં પરમાત્માના ચરણ કમળની વિભૂતિજ વાસો કરી રહેલી છે એમ સમજવું.

બહતા પાણી નિર્મલા, બંધા ગંધીલા હોય,
સાધુ જન રમતે ભલે, દાગ ન લાગે કોય. ૨૦

જે પાણી વહેતું હોય છે તે નિર્મળ ગણાય છે અને જે બંધાએલ છે તે ગંધ મારે છે. તેવીજ રીતે જે સાધુ જન છે તે રમતા, ભમતાજ સારા છે કે જેને લઈ તેને સહજ પણ ડાઘ ન લાગે. સાધુ પુરૂષે એકજ સ્થળે બેસી રહેવું એ શાસ્રના નિયમ વિરૂદ્ધ છે અને તેનું કારણ એવું ગણાય કે કોઇ પણ માણસ એકજ સ્થળે કાયમ રહે તો તે પરિચયમાં આવનારના સ્નેહમાં લુબ્ધ થાય. પરંતુ સાધુને સ્નેહમાં લુબ્ધ થવાનું નિષેધ ગણેલ છે કારણ કે તેમ થયે સ્નેહને અવલંબી કદાચ કોઈ વખતે સહજ પણ ડાઘ તેના સાધુપણાને લાગવાનો સંભવ છે આથીજ કબીર સાહેબ કહે છે કે સાધુ પુરૂષ તો ફરતાજ સારા.

બંધા પાની નિર્મલા, જો ટુક ગહરા સોય,
સાધુ જન બૈઠા ભલા, જો કછુ સાધન હોય. ૨૧

પરંતુ વળી કહે છે કે જો પાણી ભરાએલ સ્થાન મ્હોટું હોય તો બંધાએલ પાણી પણ નિર્મલ હોય છે તેવીજ રીતે જો સાધુ પુરૂષ પાસે કાંઇ સાધન ઈશ્વર પ્રાપ્તિનું ખરૂં સાધન, દૃઢ મન એટલે કે જેણે ખરી પારખ શક્તિ રૂપ સાધન પ્રાપ્ત કરેલ છે તેવા સાધુ એકજ સ્થળે બેઠા હોય તોપણ હરકત જેવું નથી. કારણ કે આવા સાધુના મન ઉપર ઈશ્વર ભક્તિ સિવાય અન્ય છાપ કોઇ પણ પ્રયાસે પડી શકતીજ નથી અને આથીજ કબીર સાહેબે સ્થાન રાખી બેસી રહેતા આવા સાધુને સારા કહેલ છે. બાકી જેનામાં તેવી શક્તિ પ્રાપ્ત થયેલ નથી તેવા સાધુઓ તો રમતા, ફરતાજ સારા. એમ સમજવું.

કૌન સાધુકા ખેલ હૈ, કૌન સુરતિકા દાવ;
કૌન અમૃતકા કૂપ હૈ, કૌન વજાકા ધાવ. ૨૨

સાધુનો ખેલ શું છે, સુરતિનો દાવ શું, અમૃતનો શિશો કીયો અને વજાનો ઘા શું ?

ક્ષમા સાધુકા ખેલ હૈ, સુમતિ સુરતિકા દાવ,
કર્ત્તા અમૃત કૂપ હૈ, શબ્દ વજાકા ધાવ. ૨૩

ક્ષમા એ સાધુમો ખેલ છે, સુમતિ એ સુરતિનો દાવ છે, કર્ત્તા અમૃતનો શિશો છે અને શબ્દ એ વજાનો ઘા છે.

ધરતી અંબર જાયંગે, બિનસૈંગે કૈલાસ;
એકમેક હો જાયગે, તબ કહાં રહેંગે દાસ. ૨૪

કબીર સાહેબ પ્રશ્ન કરે છે કે ધરતી અને આકાશ નાશવંત હોતા તેનો નાશ થશે અને કૈલાસ પર્વત પણ નાશ પામશે. વળી પ્રલય કાળ આવશે ત્યારે તમામ એકમેક થઇ જશે તમામ નષ્ટ થઇ જશે આવે વખતે દાસ ક્યં. રહેશે ? સર્વ વસ્તુ નાશવંત છે ધરતી, આકાશ, કૈલાસ વિગેરે તમામનો નાશ થશે અને ટુંકામાં કહે છે કે પ્રલય થશે ત્યારે તમામ નાશ પામશે. તમામ નાશ પામે તોપછી દાસ હરિજનનું શું થશે ? આવી શંકા સહજ ઉદ્ભવે છે. કારણ કે સાધુ પુરૂષ હરિભક્તિપરાયણ હોવાથી રામ ભજનમાં હમેશા આસક્ત રહે છે. વળી ખરા સા ની પદ્વી પણ કબીર સાહેબે સર્વથી શ્રેષ્ઠ મૂકેલી છે અને બીજા કરતા તેનો ઉદ્ધાર સહજ બતાવેલ છે તોપછી જ્યારે પ્રલય થશે તે વખતે આવા દાસ સાધુનું શું થશે ? આના પ્રત્યુત્તરમાં કબીર સાહેબ કહે છે કેઃ-

એકમએકા હોન દૈ, બિનસન દૈ કૈલાસ,
ધરતી અંબર જાન દૈ, મોમેં મેરે દાસ. ૨૫

સર્વને એકમેક થઇ જવા દીઓ અને કૈલાસને પણ નાશ પામવા દીઓ. વળી ધરતી અને આકાશને પણ જવા દીઓ કારણ કે સાધુજનને તેની સહજ પણ ભીતિ નથી. '૧૨' તે વખતે “ મારા દાસ મારામાંજ સમાઇ જશે. ” એવું પરમા-

રમાનું વચન છે. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં કહેલું છે કે **मय्यर्पित मनो बुद्धिर्मामेवैष्यस्य संशयम्॥** મ્હારામાં મન અને બુદ્ધિ અર્પણ કરવાથી ખચિત તું મને પામીશ. ( **अ. ८ श्लोक ७**) મતલબ પરમાત્માનું ખરા અંતઃકરણથી ભજન કરનાર પારખભૂમિએ પહોંચે છે અને પારખભૂમિએ પહોંચનાર પારખ શકિતવાળો સાધુ રામમાંજ મળી એકરૂપ થઇ જાય છે જેથી કબીર સાહેબ કહે છે કે ભલે સર્વ નષ્ટ થાય પરંતુ મને ( સાધુ પુરૂષને ) તેનો લેશ પણ ભય નથી એ તાત્પર્ય. હવેજે ખરા સાધુ પુરૂષ છે તેનું મહાત્મ્ય કેવું શ્રેષ્ઠ છે, તે સંબંધી કબીર સાહેબ સાધુ મહાત્મ્યનું અંગ આપે છે.



## ૧૭ સાધુ મહાતમ અંગ.

સાધુ આવત દેખિકે, ચરનૂં લાગો ધાય,
કયા જાનોં ઇસ ભેષમેં, હરિહી જો મિલિ જાય. ૧

કબીર સાહેબનાં અસાધુ અંગ, ગુરૂ પારખનું અંગ, સ્મરણ અંગ, માન અંગ, ભેખ અંગ, દુબિધા અંગ, અપારખનું અંગ આદિ માંહેની કેટલીક સાખીઓ વાંચતા વાચકવૃંદને સહજ જણાય છે કે કબીર સાહેબે સાધુઓના માટે અનહદ ટીકા કરેલી છે. આ સાખીઓ વાંચતા કબીર સાહેબ ઉપર સાધુ પુરૂષો કટાક્ષ કરે છે. પરંતુ કબીર સાહેબનો હેતુ કોઈનું પણ દિલ દુભાવવાનો નથીજ. તેણે તો જગતનું અવલોકન સમદૃષ્ટિથીજ કરેલ

છે. ખરી રીતે જોઇએ તો તેણે હીંદુ મુસલમાન તમામને એક સરખોજ ઉપદેશ આપ્યો છે. પરંતુ જો કાંઈ કોઇ સ્થળે ટીકા રૂપ લખેલું માનવામાં આવે તો તે કેવળ લેભાગુ ડોળી અને દંભી સાધુઓ માટેજ લખેલ છે કે જેઓ પોતાના સ્વાર્થ માટે ભોળા લોકોને ભમાવે છે, જેઓ વિરકતનો ડોળ રાખતા છતાં સંસાર આસકત છે, જેઓએ સાધુ થયા છતાં કંચન કામિનિનો ત્યાગ કર્યો નથી મતલબ જે સાધુપણાને યોગ નથી એમ કહી શકાય તેવાજ ગુરૂવા લોક—અસાધુ માટે ટીકા કરેલી છે. નહીં-કે ખરા સાધુ માટે. જે સાધુ પુરૂષ પોતાના સાધુપણામાં મશગુલ રહી સાધુના ખરા ધર્મ બજાવે છે તેમના માટે તો કબીર સાહે-બનો ઘણોજ ઉંચો મત છે એમ કહેતાં કોઇ પણ આનાકાની કરી શકે તેમ નથી અને આથીજ આ જે સાધુ મહાત્મ્ય અંગ કબીર સાહેબે લખેલ છે તે કેવળ સાધુની મહત્તા દર્શાવવાના હેતુથીજ છે અને તેમાં જે કાંઈ સાધુ પુરૂષની મહત્તા દર્શાવવામાં આવેલ છે તે કેવળ ખરા યોગ્ય સાધુના માટેજ છે એમ સમ-જવું. ખરા સાધુનું મહાત્મ્ય કેટલું બધું કબીર સાહેબે બતા-વેલ છે તે નીચેની થોડીક સાખીઓથી સહજ પ્રદર્શિત થશે. વળી એક બાજુ સાધુના માટે કરેલ કબીર સાહેબે અયોગ્ય ટીકા અને બીજી બાજુએ સાધુ મહાત્મ્ય એ બેને પરસ્પર વિરોધ આવતો ન જણાય એ હેતુથીજ અમોએ સહજ ઉલ્લેખ ઉપર આપેલ છે. અમે હવે છેવટ જણાવીએ છઇએ કે જે કાંઇ નીચેની સાખીઓમાં સાધુ મહાત્મ્ય કે સાધુની મહત્તા દર્શાવી છે તે કેવળ કબીર સાહેબના મત પ્રમાણે જે સાધુ ખરી પારખભૂમિએ

પહોંચી ઈશ્વર આરાધનામાં મશગુલ થઈ, ઈશ્વર પ્રાપ્તિને લાયક થયેલા છે તેમનાજ માટે છે એમ સમજવું. અને આથીજ અમો હવે સાધુ શબ્દનું વિશેષ સ્પષ્ટીકરણ સાખીઓની ટીકા વખતે આપીશું નહીં અને આ અંગમાં જ્યાં જ્યાં સાધુ શબ્દ વપરાયેલ હોય ત્યાં ત્યાં તે એવાજ ઉત્તમ અને ખરા સાધુ માટેજ વપરાએલ છે એમ સમજવું.

કબીર સાહેબ કહે છે કે સાધુને આવતા જોઇ હડી કહાડી તેના ચરણોમાં મસ્તક નમાવો. કારણ કે સાધુના વેશમાં કદાચ હરિ પણ મળી જાય. પ્રાચીન સાધુ પુરૂષનાં દૃષ્ટાંતો જોતાં આપણને જણાય છે કે ભક્તાધીન ભગવાન હોવાથી સાધુરૂપે પણ ભક્તને દર્શન હરિ આપે છે અને તેથીજ આ ઉક્તિ છે. આમ બતાવી સાધુ અને હરિ ઉભયની એકતા દર્શાવેલ છે એમ પણ માની શકાય.

સાધુ આવત દેખિકે, હસિ હમારી દેહ,
માથાકા ગ્રહ ઉતરા, નૈના બઢા સનેહ. ૨

સાધુને આવતા જોઇ અમારૂં તન હસ્યું મતલબ શરીર પ્રફુલ્લિત થયું કારણ કે માથે જે ગ્રહ હતો તે હવે ઉતરી ગયો અને નેત્રામાં સ્નેહ વધ્યો. જેમ માણસને ખરાબ ગ્રહની દશા ચાલતી હોય અને તે ઉતરી જતા સારા ગ્રહની દશા બેસતા જેવી રીતે આનંદ થાય છે તેવીજ રીતે સાધુનું આવાગમન થતાં મનુષ્ય ઉપર રહેલ સંસારના બોજારૂપી ગ્રહની દશા ઉતરે છે કારણ કે જેમ સારા ગ્રહની દશા સારૂં ફળ આપે છે તેમ

સાધુનું આવાગમન ઉપદેશ રૂપી અમૃત પાઇ સારૂં ફળ આપે છે અને આથીજ ગૃહસ્થના માથેથી ખરાબ ગ્રહદશા ઉતરી સારી બેસે છે અને આંખોમાં સ્નેહ વધે છે એ તાત્પર્ય. પરંતુ જે મનુષ્યના અંતઃકરણમાં સાધુને જોઈ આનંદ થતો નથી તેના માટે હવે કહે છે કેઃ—

આવત સાધુ ન હરખિયા, જાત ન દીયા રોય,
કહૈ કબીર તા દાસકી, મુક્તિ કબહુ ન હોય. ૩

જેમ કોઈ માણસ પાસેથી આપ્ત વર્ગનું મનુષ્ય દૂર થતા તેના ઉપર અનહદ સ્નેહ હોવાથી આંખમાં અશ્રુ આવે છે તેવીજ રીતે સાધુપુરૂષ ઉપર સંપૂર્ણ સ્નેહ હોવો જોઇએ અને આવો સ્નેહ હોય તોજ મનુષ્ય દાસ કહેવાય છે. કબીર સાહેબ કહે છે કે જે દાસને એટલે જે મનુષ્યને ભકિત, ઉપદેશ અને સાધુ-પુરૂષોનાં દર્શન વહાલાં છે જેને સાધુ આવતા હર્ષ થતો નથી અને સાધુના જવા વખતે જેની આંખોમાં અશ્રુ આવતા નથી તે માણસની કોઇ દિવસ મુક્તિ થતી નથી. કહેવાની મતલબ એવી છે કે ખરા સાધુનાં દર્શન અને આવાગમન દુર્લભજ છે.

સાધૂ ભૂખા ભાવકા, ધનકા ભૂખા નાહિં,
ધનકા ભૂખા જો ફિરૈ, સો તો સાધુ નાહિં. ૪

જે ખરેખરા સાધુ પુરૂષ છે તે તો ભાવનાજ ભુખ્યા છે પરંતુ પૈસાના ભૂખ્યા હોતા નથી. પણ જે પૈસાનાજ ભૂખ્યા હોઇ ભમતા ફરે છે તે કાંઈ સાધુ કહેવાય નહીં. સાધુને પૈસા સાથે સહજ પણ નિસબત નથી એ કહેવાનું તાત્પર્ય.

સાધૂ આયા પાહુના, માँગે ચાર રતન્ન,
ધુની, પાની, સાથરા, શરધા સેતી અન્ન. ૫

સાધુ જ્યારે અતિથિ તરીકે આવે છે ત્યારે ચાર રતન માગે છે તે એકે ધુની, ( દેવતા ) પાણી, સુવાની જગા, અને શ્રદ્ધા પ્રમાણે ભોજન. મતલબ સાધુને ઉપલી ચારજ વસ્તુની આવશ્યકતા રહે છે. આ સાખીમાં છેવટમાં શ્રદ્ધા પ્રમાણે ભોજન એ જે શબ્દ મૂક્યા છે તેમાં એકલું ભોજન ન મૂકતા શ્રદ્ધા શબ્દ ઉમેરેલ છે તે એટલાજ હેતુથી કે સાધુને કાંઇ જીહ્વા સ્વાદની જરૂર રહેતી નથી. મતલબ સ્થુલ દેહ ટકાવી રાખવા પુરતુંજ અન્ન જોઇએ અને તે પણ સામા માણસની શ્રદ્ધા પ્રમાણે. સાધુ પધાર્યા માટે તેવડ ન હોય તોપણ તેને મિષ્ટાન્નજ જમાડવું જોઇએ એમ નથી કારણકે મિષ્ટાન્ન તો સાધુ માટે વરજીતજ કરેલ છે અને આથીજ કબીર સાહેબે અન્ન સાથે શ્રદ્ધા શબ્દ વાપરેલ છે.

સાધુ હમારી આતમા, હમ સાધુનકે જીવ,
સાધુન મધ્યે યોં રહોં, જ્યોં પય મધ્યે ઘીવ. ૬

સાધુ એ અમારો આત્મા છે અને અમે સાધુના જીવ છઇએ, અને સાધુ માંહે જેમ દૂધમાં ઘી રહેલું છે તેમ અમે રહીએ છઇએ. કહેવાની મતલબ એવી છે કે અમારો અને સાધુનો આત્મા એકરૂપજ છે. જેમ દૂધ ઉપરથી દૂધજ દેખાય છે પરંતુ અંદર ઘીનો સમાશ છે તેવીજ રીતે સાધુ અને ગૃહસ્થીનું રહેવું

હોવું જોઇએ. અને આવીજ રીતે રહેવામાં આવા તો સાધુ આવી ઉપદેશ આપે તેની પણ સાર્થકતા અને ગૃહસ્થ સાધુની સેવા કરે તેની પણ સાર્થકતા મનાય. વળી વધારે સ્પષ્ટીકરણ કરે છે કેઃ—

જ્યોં પય મધ્યે ઘીવ હૈ, તેમ રમિ રહા સબ ઠૌર,
વક્તા શ્રોતા બહુ મિલે, મથિ કાઢે તે ઔર. ૭

જેમ દુધમાં ઘી સમાએલ છે તેમ સાધુ સર્વ જગાએ રમી રહેલ છે. વક્તા શ્રોતા ઘણા મળી આવે પરંતુ મંથન કરનાર તો જુજ હોય છે. સાધુ સર્વત્ર ફરે છે, ઉપદેશ આપે છે અને ઘણા શ્રવણ પણ કરે છે. સાધુના ઉપદેશનું મંથન કરનાર, ઉપદેશ ગ્રહણ કરનાર તેમજ ઝાઝા ઉપદેશક સાધુ પણ હોય છે પરંતુ ખરો ઉપદેશ આપનાર તો વિરલાજ હોય છે એ ભાવાર્થ.

સાધુ નદી જલ પ્રેમ રસ, તહાં પર છાલો અંગ,
કહૈ કબીર નિર્મલ ભયા, હરિ ભક્તનકે સંગ. ૮

હીંદુ ધર્મમાં તીર્થ ક્ષેત્રનો મહિમા વિશેષે કરીને છે અને ત્યાં જવાનો મુખ્ય ઉદ્દેશ પવિત્ર જળમાં સ્નાન કરી શરીર પવિત્ર કરવું, મન નિર્મળ કરવું અને સાંસારિક ઉપાધીથી મુક્ત થઈ સત્સંગ કરવો એજ છે. આથીજ કબીર સાહેબ તીર્થક્ષેત્રમાં જનારાઓ માટે કહે છે કે જેમ તમે પવિત્ર નદીના પવિત્ર જળમાં સ્નાન કરવા ઇચ્છા રાખો છો તેમ સાધુ પુરૂષો છે તે નદીરૂપ છે અને અરસપરસનો પ્રેમ રસ કે જે સાધુના સમાગમથી ઉત્પન્ન થાય છે તે પવિત્ર જળરૂપ છે માટે આ નદીના

પવિત્રજળમાં તમારા અંગને સ્નાન કરાવો, કરો, અને હરિ ભક્તના સમાગમથી નિર્મળ બનો મતલબ તેમનો સદુપદેશ ગ્રહણ કરી અંત:કરણ નિર્મળ કરો એ તાત્પર્ય.

કબિરા સોઈ દિન ભલા, જા દિન સંત મિલાય;
અંક ભરિ ભરિ ભેંટિયે, પાપ શરીરા જાય. ૯

કબીર સાહેબ કહે છે કે જે દિવસે સંત સાધુનો મેળાપ થાય તે દિવસ સારો સમજવો. સંત પુરૂષને ખરા અંત:કરણથી બાથમાં લઇ ભેટવાથી શરીરના તમામ પાપ નષ્ટ થાય છે. પારસમણિને લોઢાનો સ્પર્શ થતા જેમ લોઢું કંચન થાય છે તેવીજ રીતે સંતરૂપી પારસમણી આ મલીન સ્થૂલ દેહ રૂપી લોઢાને અડકતા તેને કંચનરૂપ બનાવે છે. મતલબ મલીન દેહના સર્વ પાપોનો નાશ સંતના સ્પર્શથી થઈ જાય છે.

સાધુ મિલે સાહિબ મિલે, અંતર રહી ન રેખ,
મનસા વાચા કર્મના, સાધુ આપ અલેખ. ૧૦

કબીર સાહેબ કહે છે કે સાધુ મળવાથી સાહેબ–પરમાત્મા મળ્યા એમ માની લેવું કારણ કે તેમના મળવાથી મનમાં કાંઇ પણ મેલ રહેતો નથી. મન, વચન અને કર્મે કરીને સાધુ પોતેજ અલેખ છે. સાધુ હમેશાં મન, વચન અને કર્મમાં શુદ્ધજ હોય છે અને તેથી તેઓ અલેખ–પરમાત્મા જેવા છે એમ કબીર સાહેબનું કહેવું છે. વળી સાધુ સમાગમથી ઉપદેશ મળતા આપણા અંત:કરણમાં ઉદ્ભવતાં પાપો નષ્ટ થાય છે અને તેથી સહજ

પણ શંકા રહેતી નથી જેથી સાહેબ અને સાધુ ઉભય સમાન છે એ ભાવાર્થ.

સાધુન કેરી દયા તેં, ઉપજે બહુત અનંદ,
કોટિ બિઘ્ન પલમેં ટરૈ, મિટૈ સકલ દુઃખ દ્વંદ. ૧૧

સાધુની દયાથી અત્યંત આનંદ થાય છે અને કરોડો વિઘ્નો એક પલકમાં ટળી જાય છે અને આ લોકના તેમજ પરલોકના એમ ઉભયના સઘળાં દુઃખો નષ્ટ થાય છે.

હરિ દરબારી સાધુ હૈં, ઈનતે સબ કછુ હોય,
બેગિ મિલાવૈં રામકો, ઈન્હેં મિલૈ જો કોય. ૧૨

જેમ રાજ્યદરબારમાં પ્રવેશ કરતા રાજાની મુલાકાત માટે રાજદ્વારી પુરૂષ યા નોકરની જરૂર હોય છે તેવીજ રીતે સાધુને હરિના દરબારમાં રાજદ્વારી પુરૂષ યા તો રાજાના ખાસ નોકરની ઉપમા આપી કબીર સાહેબ જણાવે છે કે હરિના દરબારમાં દરબારી માણસરૂપે સાધુ સમજવા અને તેનાથી સર્વ કાંઈ (તમામ) થઇ શકે છે. આથીજ જો કોઇ પણ માણસ સાધુનો મેળાપ કરે તો સાધુ તરતજ રામનો મેળાપ કરાવી આપે છે.

સાધૂ ખોજા રામકે, ધસેં જો મહલન માંહિં,
ઔરનકો પરદા લગૈ, ઈનકો પરદા નાંહિ. ૧૩

જેમ રાજ દરબારમાં મહેલમાં ખોજા (નાંજર) લોકો વગર આનાકાનીએ અંતઃપુરમાં જઈ શકે છે તેવીજ રીતે તેની ઉપમા આપી સાધુ સંબંધી જણાવે છે કે સાધુ એ રામના દર-

આરમાં ખોજારૂપે છે તેઓ મહેલનાં અંદરના ભાગમાં પ્રવેશ કરી શકે છે. જેઓ સાધુ ( ખોજા ) નથી તેમને અંતરાય નડે છે પરંતુ સાધુને અંતરાય નડતો નથી. કારણ કે સાધુ રામ ભજન થકી પવિત્ર થતા ભકિતને લઈ રામનાં પદનું સેવન સહજ કરી શકે છે પરંતુ જેઓ ભકિતથી બહિર્મૂખ છે તેઓને રામનાં પદનું દર્શન થતા પણ પડદો રહે છે, મતલબ તેઓ ત્યાં પોંહોંચી શકતા નથી આ સાખીનું તાત્પર્ય ભકિતની શ્રેષ્ઠતા દર્શાવે છે.

ધન્ય સો માતા સુંદરી, જીન જાયા વૈષ્ણવ પૂત,
રામ સુમિરિ નિર્ભય ભયા, અરૂ સબ ગયા અભૂત. ૧૪

જે સુંદરી વૈષ્ણવ પુત્રનો જન્મ આપી માતા થઇ છે તેને ધન્ય છે કારણ તે પુત્ર રામનું સ્મરણ કરી નિર્ભય થયેલ છે અને આવાગમનના ફેરાથી મુકત થયેલ છે. પુત્રની આવી ભકિતથી પુત્રને લઇ માતા ધન્યવાદને પાત્ર થાય છે. માતાના સંબંધમાં એક કવિએ એક સ્થળે કહેલ છે કે:-

કબિરા કુલ સોહી ભલા, જા કુલ ઉપજે દાસ;
જા કુલ દાસ ન ઊપજે, સો કુલ આક પલાસ. ૧૫

કબીર સાહેબ કહે છે કે જે કુળમાં દાસ જન્મે છે તેજ કુળ ઉત્તમ છે અને જે કુળમાં દાસ જન્મતો નથી તે કુળ આકડા અને ખાખરાના વૃક્ષ સમાન છે. ઉપલા દોહામાં કબીર સાહેબ

વૈષ્ણવ પુત્રની પ્રસંશા કરે છે અને આ દોહામાં દાસની પ્રસંશા કરે છે. ભકતજન કરતા દાસની મહત્તા કબીર સાહેબે વધારે મહત્વની ગણેલ છે. કારણ કે ભકત થવું તો સહેલું ગણાય છે પરંતુ ભકતના દાસ બનવું તે તો મહાન મુશ્કીલ કાર્ય ગણી શકાય છે અને આથીજ દાસની શ્રેષ્ઠતા વર્ણવેલ છે.

ભલી ભઈ જો ભય મિટા, ટૂટી કુલકી લાજ,
બે પરવાહી વ્હૈ રહા, બૈઠા રામ જહાજ. ૧૬

રામરૂપી વહાણમાં બેઠાથી કબીર સાહેબ જણાવે છે કે આ ઘણુંજ ઉત્તમ કાર્ય થયું કારણ કે રામરૂપી વહાણમાં બેસવાથી ભય મટી ગયો અને કુળની લાજ પણ નષ્ટ થઇ અને કેવળ બેપરવા થઇ રહ્યો. કહેવાનું તાત્પર્ય એવું છે જે ભક્તજન રામ ભજનમાં લીન થઇ રામરૂપી વહાણમાં બેસી આ સંસારસાગર તરવા ઇચ્છા કરે છે તેના માટે કહે છે કે આજ કાર્ય ઉત્તમ છે. કારણ કે કુળની લાજનો લોપ કરવાથીજ ખરા ભકત થઇ શકાય છે અને તેમ થયે જન્મ મરણનો ભય મટી જાય છે. કારણ કે રામભકત બનતા ભકત સંસારના ઐહિક સુખોથી બેપરવા બને છે. મતલબ તેને તેની લાલસા રહેતી નથી અને આથીજ તે રામરૂપી વહાણમાં બેસવાથી આ સંસાર સાગર સહજમાંજ તરી જાય છે.

કબિર ભયે હૈં કેતકી, ભંવર ભયે સબ દાસ,
જહં જહં ભક્તિ કબીરકી, તહં તહં મુક્તિ નિવાસ. ૧૭

કબીર એટલેકે રામ. મતલબ રામ કેતકી બન્યા અને તમામ દાસજનો ( ખરા ભક્તજનો ) ભ્રમર બન્યા છે આથી કબીર સાહેબ કહે છે કે જ્યાં જ્યાં કબીર એટલે રામની ભક્તિ છે ત્યાં ત્યાં મુક્તિનોજ વાસ કરી રહેલ છે. અર્થાત રામની ભક્તિજ મુક્તિનું સાધન છે. બીજી રીતે અર્થ ધરાવીએ અને કબીર સાહેબને લગતીજ ઉક્તિ લઇએ તો કબીર સાહેબ જ્યારે ધર્મોપદેશ આપે છે ત્યારે તેઓ કેતકી રૂપ બને છે. તેમની વાણીમાં એવું માધુર્ય છે કે તે માધુર્યનો સ્વાદ લેવા શિષ્યવર્ગ અને દાસજનો તમામ ભ્રમર રૂપ બને છે. અને કબીર સાહેબની ભક્તિ જ્યાં જ્યાં દૃશ્ય થાય છે, ત્યાં ત્યાં મુક્તિ નિવાસ કરીનેજ રહે છે. ઉભય અર્થમાંથી ગમે તે અર્થ ગ્રહણ કરો પરંતુ તેનું તાત્પર્ય તો રામભક્તિજ ઉત્તમ છે અને તેજ મુક્તિદાતા છે એમ નીકળી શકે છે.

સાધુ સમુન્દર જાનિયે, માંહી રત્ન ભરાય;
મંદ ભાગ મૂઠી ભરૈ, કર કંકણ ચઢિ જાય. ૧૮

સાધુ સંબંધી આગળ જણાવતાં કબીર સાહેબ કહે છે કે સાધુપુરૂષો સમુદ્રસમાન છે કે જેમાં રત્ન ભરેલાં હોય છે. પરંતુ આ સમુદ્રમાં ભાગ્યહીન પુરૂષ મુઠી ભરવા જાય તો તેના હાથમાં રત્નને બદલે પથરોજ આવે છે. જે ખરા સાધુઓ છે તે તો સમુદ્ર કે જેમાં રત્ન ભરેલાં છે તેના સમાનજ છે. પરંતુ જેમણે ખરી રીતે ભક્તિ જાણી નથી અને ગરૂવાલોક એટલે કે અસાધુના અસત્ય ઉપદેશથી ભ્રમમાં પડી અવળે રસ્તે દોરાઇ નામના સાધુ બનેલા

છે તેવા અભાગી સાધુઓ રત્નની મૂઠી ભરવા જતાં પથ્થરજ હાથ કરી શકે છે. મતલબ જેઓ ખરા સાધુઓ છે તેઓને તો રામની ભક્તિરૂપી રત્નજ પ્રાપ્ત થાય છે.

હરિ દરિયા સુભર ભરા, સાધુનકા ઘટ સીપ,
તામેં મોતી નીપજૈ, ચઢૈ દિસાવર દ્વીપ. ૧૯

હરિરૂપી દરીઓ સારી રીતે ભરેલો છે અને તેમાં સાધુઓના શરીરરૂપી છીપો છે આ છીપોમાં મોતી પેદા થાય છે અને તે બહાર દેશાવરોના બંદરે ચઢે છે. કબીર સાહેબની કહેવાની મતલબ એવી છે કે સમુદ્રમાં છીપ થાય છે અને છીપમાં મોતી પાકે છે. આથી હરિરૂપી દરિયો કલ્પેલો છે અને આ સમુદ્રમાં સાધુ પુરૂષોના શરીરો છીપ સમાન છે કે જેમાં વચનરૂપી કીંમતી મોતી પાકે છે, જે મોતી બહાર દેશાવરોના બંદરે ચઢે છે. મતલબ સાધુઓના વચનરૂપી મોતી સર્વત્ર ફેલાય છે. એ તાત્પર્ય.

ચંદનકી ચુટકી ભલી, કહા બબૂલ બન રાવ,
સાધુનકી છપરી ભલી, બુરો અસાધુકો ગાંવ. ૨૦

ચંદન–સુખડની માત્ર ચપટીજ સારી છે. સુખડની ચપટી પાસે બાવળનું વન પણ શું હિસાબમાં! તેવીજ રીતે ખરા સાધુ પુરૂષની ઝુંપડી સારી છે અને અસાધુથી ભરેલ ગામ પણ સારૂં નથી. કબીર સાહેબ સાધુની મહત્તા દર્શાવવા કહે છે કે બાવળનું આખું વન ભરેલું હોય તેના કરતાં માત્ર ચંદનનું એકજ વૃક્ષ હોય તો તે ઉત્તમ ગણાય છે અર્થાત તેની મહત્તા બાવળના

વન કરતા પણ વધારે છે. તેવીજ રીતે સાધુપુરૂષના સબંધમાં કહે- છે કે આખું ગામ અસાધુથી ભરેલું હોય તેના કરતા માત્ર સા- ધુની એકજ ઝુંપડી હોય તોપણ તે વધારે સારી ગણી શકાય મતલબ અસાધુનો સમૂહ સારો નહીં એ મતલબ.

જાતિ ન પૂછૌ સાધુકી, જો પૂછૌ તો જ્ઞાન,
મોલ કરો તરવારકા, પરા રહન દો મ્યાન. ૨૧

સાધુઓની જાત પૂછવી નહીં, જો પૂછવાનો વિચાર થાય તો તેમનું જ્ઞાન શું છે તે પૂછો. તરવારની કીંમત કરો અને મ્યાન પડયું રહેવા દો. સાધુ ગમે તે જ્ઞાતિમાંથી થઇ શકે છે, વળી ઉંચ્ચ કુળનો સાધુ જ્ઞાની હોય અને હીનકુળનો ન હોય તેમ પણ ન બને, હીનકુળનો અર્થાત શુદ્રમાં ઉત્પન્ન થયેલ સા- ધુઓ ઘણાજ જ્ઞાની થઈ ગયા છે એ સર્વ કોઈ જાણે છે. આથીજ કબીર સાહેબનું કહેવું છે કે કોઈ પણ સાધુ પુરૂષને તે કઈ જ્ઞાતિનો છે એમ પૂછવા જરૂર નથી પણ કદાચ સાધુને પૂછવાનો વિચાર :થાય તો તે સાધુનું જ્ઞાન કેવું છે તેનીજ પૂ- છપરછ કરવી. વ્યવહારિક દૃષ્ટિએ દૃષ્ટાન્ત આપે છે કે તરવાર વેચાતી લેતા તરવારનીજ કીંમત પૂછો પણ મ્યાનને તો પડયુંજ મૂકો. કારણ કે કીંમત તરવારની છે કાંઇ મ્યાનની કીંમત ગણાય નહીં. તેવીજ રીતે સાધુની જાતિ તરવારના મ્યાન સમાન ગણી શકાય અને જ્ઞાન તરવાર રૂપ માની શકાય. જેથી તેની જાતિ સંબંધી તજવીજ ન કરતા કેવળ સાધુના જ્ઞાન સંબંધીજ તજવીજ કરવી ઉત્તમ છે.

કહા અકાસકા ફેર હૈ, કહા ધરતીકા તોલ,
કહા સાધુકી જાતિ હૈ, કહા પારસકા મોલ. ૨૨

અકાસ–ખાલી જગાનો ઘેરાવો કેટલો ? ધરતીનું વજન શું ? સાધુની જાતિ શું ? અને પારસમણીની કીંમત શું ?

કબીર સાહેબનું કહેવું છે કે જેમ ખાલી જગ્યાનો ઘેરાવો કોઇથી માપી શકાય નહીં, પૃથ્વીનું વજન કોઈથી થઈ શકે નહીં અને પારસમણિનું મૂલ્ય કોઈથી થઇ શકે નહીં તેવીજ રીતે સાધુની જાતિ જાણી શકાય નહીં. ત્યારે સાધુ કેવા છે ? તો જણાવે છે કેઃ—

સાધુ વૃક્ષ હરિનામ ફલ, શીતલ શબ્દ બિચાર,
જગમેં સાધુ હોતે નહી, જલિ મરતા સંસાર. ૨૩

સાધુ એ વૃક્ષ સમાન છે અને તેના ઉપર હરિના નામરૂપી ફુળ લાગેલાં છે. અને તેમના શબ્દો અને વિચાર કેવળ શીતળ છે. દુનિયામાં ( વસ્તીમાં ) સાધુ થતા નથી અને તેથીજ આખો સંસાર બળી મરે છે. સાધુ પુરૂષોને વૃક્ષની ઉપમા આપી તેના ફુળને હરિનામ રૂપે કલ્પેલ છે, ખરા સાધુઓ છે તે કોઇ પણ મનુષ્યને ઉપાધિરૂપ થતા નથી કારણ કે તેઓએ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર આદિ ષટ્ રિપુનો તદન ત્યાગ કરેલો હોય છે જેને લઇ તેમના વચનો અને વિચાર શુદ્ધ હોઈ શ્રવણ મનન કરનારને શીતળતા ઉત્પન્ન કરાવે છે. વળી તેઓને જગતનું પ્રયોજન ન હોવાથી તેઓ જગતમાં રહેતા

નથી અને આથીજ કબીર સાહેબનું કહેવું છે કે ખરા સાધુ પુરૂષો જગતમાં નહીં રહેવાથી સંસાર બળતો જણાય છે. કારણ કે શુદ્ધ અંતઃકરણથી પોતાના શુદ્ધ વિચારો અને શબ્દો સંસારમાં સંપૂર્ણપણે શ્રવણ નહીં થતા સંસાર ત્રિતાપથી બળ્યા કરે છે એ દેખીતુંજ છે. (ત્રિતાપ-આધિ, વ્યાધિ અને ઉપાધિ).

તીરથ ન્હાયે એક ફલ, સાધુ મિલે ફલ ચાર,
સતગુરૂ મિલે અનેક ફલ, કહૈં કબીર બિચાર. ૨૪

સંસારમાં શુભ ફળની આકાંક્ષાએ લોકો તીરથ કરે છે આને ઉદ્દેશી કબીર સાહેબ વિચાર કરી જણાવે છે કે તીરથમાં સ્નાન કરવાથી કેવળ એકજ ફળ પ્રાપ્ત થાય છે અને સાધુ સમાગમથી ચાર ફળ પ્રાપ્ત થાય છે, એટલુંજ નહીં પણ આગળ જતા જણાવે છે કે ખરા સતગુરૂ મળવાથી તો એક નહી, ચાર નહીં પણ અસંખ્ય ફળ પ્રાપ્ત થાય છે.

સાધુ સંતકા એક મત, સાધુ મતા પરચંડ,
સિદ્ધ તારૈ તન આપના, સાધુ તારે નવખંડ. ૨૫

સાધુ અને સંત એ ઉભયનો એક મત છે, પરંતુ સાધુનો મત પ્રચંડ છે, કારણ કે સિદ્ધ પોતાના દેહનેજ તારે છે પણ સાધુ નવ ખંડ [ પૃથ્વી ]ને તારે છે. કબીર સાહેબનું કહેવું છે કે સાધુ પુરૂષ અને સિદ્ધ પુરૂષ એ ઉભયનો હેતુ એક સરખોજ છે; છતાં પણ સાધુની મહત્તા અધિક બતાવી જણાવે છે કે સિદ્ધ પુરૂષ જે કાંઇ ક્રિયા [ ઇશ્વર ભજન ] કરે છે તેથી તે તો કેવળ પોતાના દેહનુંજ સારથક કરે છે, પરંતુ સાધુ પુરૂષનો હેતુ સ્વાર્થી

નથી તેતો પોતે પણ તરે છે અને જનસમાજને પણ તારે છે. કારણ કે:—

યહી બડાઈ સંતકી, કરની દેખો આય;
રજહૂંતે ઝીના રહૈ, લૌલિન વ્હૈ ગુન ગાય. ૨૬

સંત–સાધુ પુરૂષની મહત્તા દર્શાવવાના ઉદ્દેશથી ઉપરની સાખીની પુષ્ટીમાં આ સાખી કહેલ છે. જરા ઊંડા ઊતરી સાધુ-પુરૂષની કરણી તરફ દૃષ્ટિ કરશો તો સાધુ પુરૂષની શ્રેષ્ઠતા જણાશે. કારણ કે સાધુ પુરૂષ રજકણથી પણ ઝીણારૂપમાં રહે છે છતાં પણ આખો દિવસ રામભજનમાં લીન રહે છે.અર્થાત દુનિયાદારીમાં રહેવા છતાં શાંત અને નિર્મળ સ્વભાવથી જનસમાજની દૃષ્ટિએ તેઓ રજકણથી પણ ઝીણા દેખાય છે. પરંતુ તેઓનું કાર્ય કેવળ રામભજનમાંજ મશગુલ રહેવાનું હોય છે પરિણામે સદુપદેશથી દુનિયાને તારે છે એ ભાવાર્થ.

હરિસે તો હરિજન બડે, સમુઝિ દેખુ મનમાંહિ,
કબિરા સબજગ હરિ વિષૈ, સો હરિ હરિજન માંહિ. ૨૭

કબિર સાહેબ કહે છે કે હરિ કરતાં હરિજન મોટા છે એમ મેં મનમાં પૂર્ણ વિચાર કરી ચોકસ કરેલ છે કારણ કે આખું જગત હરિમાં સમાઈ જાય છે પરંતુ તેજ હરિ હરિજન ( સાધુ-પુરૂષ)ના અંતઃકરણમાં વસેલાં છે. મતલબ **सर्वं खल्विदं ब्रह्म** આખુ જગત બ્રહ્મરૂપ એ ઉકિતને ઉદ્દેશી કબીર સાહેબનું કથન છે કે વિશ્વ બ્રહ્મ—ઇશ્વરમાં સમાએલ છે પરંતુ ખુદ બ્રહ્મ–ઈશ્વર

જ સાધુ પુરૂષના અંતઃકરણમાં વાસ કરી રહેલ છે તો પછી સાધુ પુરૂષ ઇશ્વિર કરતાં પણ મોટા છે એ કહેવું શું ખોટું! આથી સાધુની મહત્તા વિશેષ દર્શાવવા કબીર સાહેબ આગળ કહે છે કેઃ—

સાધૂકો ઉઠિ ભેંટિયે, મુખતે કહિયે રામ,
નાતો સાધુ સ્વરૂપકો, કરની સોં નહિ કામ. ૨૮

ઉપલી સાખીમાં સાધુને હરિ કરતાં પણ શ્રેષ્ઠ માનેલ છે જે ઉપરથી કહે છે કે સાધુને જોઇને ઉભા થઇ ભેટવું અને મહોડેથી રામ રામ શબ્દનો ઉચ્ચાર કરવો. કારણ કે સાધુ સાથેનો નાતો તેના સ્વરૂપ ( વેશ ) સાથે છે પરંતુ તેની કરણી સાથે આપણે કાંઇ લેવા દેવા નથી.

કબીર સાહેબનું કહેવું છે કે સાધુ પુરૂષની કરણી ગમે તેવી હોય તોપણ તેના તરફ આપણે જોવાનું નથી કારણ કે આપણે જે કાંઇ મહત્તા માનીએ છઇએ તે સાધુ સ્વરૂપમાંજ રહેલી છે માટેજ સાધુના દર્શન થતા આપણે તેને ઉભા થઈ ભેટવું જોઇએ અર્થાત માન આપવું જોઇએ અને મહોડેથી રામ રામ શબ્દનો પણ ઉચ્ચાર કરવો જોઇએ. વળી કહેછે કેઃ—

કાહૂકો નહિં નિંદિયે, સબકો કહિયે સંત,
કરની અપનીતે તરૈ, મિલિ ભજિયે ભગવંત. ૨૯

સાધુ ગમે તેવા હોય તો પણ કબીર સાહેબનું કહેવું છે કે કોઇની પણ નિંદા કરવી નહી અને સર્વને સંત-સાધુજ કહેવા કારણ કે સર્વ કોઇ પોતપોતાની કરણીથી તરે છે માટે આપણે

તો એકત્ર થઈ ભગવાનનું ભજન કરવું જોઇએ. મતલબ સાધુ ગમે તેવો હોય તોપણ તે તરફ ધ્યાન નહીં આપતા આપણે તો તેની પાસેથી ઇશ્વર ભજન સબંધીજ કાર્ય લેવાનું છે. તેની જાત સાથે કાંઇ સંબંધ નથી. બાકી સર્વ કોઈ પોતપોતાની કરણી અનુસાર ફળ મેળવે છે એ ઉકિત.

અવૈષ્ણવ કોઇ નહીં, સબૈ વૈષ્ણવ જાનિ,
જેતા હરિકો ના ભજે, તેતા તાકો હાનિ. ૩૦

વૈષ્ણવ નથી એમ કોઈ નથી પરંતુ તમામ વૈષ્ણવોજ છે એમ માનજો. કારણ કે જે માણસ હરિનું ભજન જેટલું કમતી કરશે તેટલું તેને પોતાનેજ નુકશાન છે. સાધારણ રીતે વૈષ્ણવો જેઓ વૈષ્ણવ નથી તેમની નિંદા કરે છે. આ ઉપરથી કબીર સાહેબ કહે છે કે દુનિયામાં તમામ લોકો વૈષ્ણવજ છે એવી માનીનતાં રાખવી જોઇએ. કારણ કે જે જેટલું ઇશ્વર ભજન કરશે તેટલું તેને શ્રેયસ્કર છે મતલબ જે હરિ ભજનમાં મશગુલ નહીં રહે તેનેજ નુકશાન છે. પછી ભલે તે વૈષ્ણવ હોય યા નહીં. અર્થાત્ બાહ્યાંડમરથી વૈષ્ણવ જણાતા વૈષ્ણવ તરતા નથી. તરવાનું ખરૂં સાધન તો ઇશ્વર ભજનજ છે એ ઉકિત.

કબિરા દર્શન સાધુકે, સાહબ આવૈ યાદિ;
લેખામેં સોહી ધરી, બાકીકા દિન બાદિ. ૩૧

કબીર સાહેબ કહેછેકે સાધુપુરૂષના દર્શનથીજ સાહેબ પરમાત્મા યાદ આવે છે, જે ઘડીએ સાહેબ-પરમાત્મા યાદ આવે

તેજ ઘડી ગણત્રીની છે, બાકીનો તમામ દિવસ નકામો ગણવો.

વખતની કીંમત ગણાવતા કબીર સાહેબ કહે છે કે સાધુના દર્શન થતાંજ આપણને રામ યાદ આવે છે. વળી આખા દિવસમાં જેટલો વખત રામ યાદ આવે તેટલોજ વખત ગણત્રીમાં ગણવા જેવો છે બાકી જે વખતની અંદર રામ યાદ આવતા નથી તે વખત તદન નકામોજ ગયો છે એમ માનવું જોઈએ. આગળ જતાં જણાવે છે કે:—

કઇ બાર નહીં કરિ સકૈ, દોય વકત કરિ લેય;
કબિરા સાધુ દરસસોં, કાલ દગા નહિં દેય. ૩૨

ઉપલાજ કારણથી સાધુ પુરૂષના દર્શન વારંવાર કરવા કબીર સાહેબ ફરમાવે છે. તોપણ કહે છે કે ઝાઝો વખત દર્શન ન થઈ શકે તો માત્ર બેજ વખત કરવા. કારણ કે સાધુ પુરૂષના દર્શન કરવાથી કાળ દગો આપી શકતો નથી.

કહેવાની મતલબ એવી છે કે સાધુ પુરૂષના દર્શનથી ઇશ્વર ભજન યાદ આવે છે અને જે પુરૂષ ઇશ્વિર ભજન કરે છે તેને કાળ દગો આપતો નથી. મતલબ કાળ ગમેતેવખતે આવે તોપણ જે પુરૂષે ઇશ્વિર ભજન કરેલ છે તેની અસદ્દગતિ થતી નથી એ ઉકિત. તેમ પણ ન બને તો નીચેની સાખિઓથી કબીર સાહેબ જણાવે છે કે:—

દોય બખત નહિં કરિ સકૈ, દિનમેં કર ઇક બાર;
કબિરા સાધુ દરસતેં, ઉતરૈ ભવજલ પાર. ૩૩

એક દિના નહીં કરિ સકે, દૂજે દિન કરિ લેય;
કબિરા સાધૂ દરસતૈં, પાવૈ ઉત્તમ દેહ. ૩૪

દૂજે દિન નહીં કરિ સકે, ચૌથે દિન કર જાય,
કબિરા સાધૂ દરસતેં, મોક્ષ મુક્તિ ફલ પાય. ૩૫

ચૌથે દિન નહીં કરિ સકે, બાર બાર કર જાય,
યામે બિલમ્બ ન કીજીયે, કહે કબીર સમુઝાય. ૩૬

બાર બાર નહિં કરિ સકૈ, પક્ષ પક્ષ કરે સોય;
કહૈ કબીર તા દાસકો, જનમ સુફલ હી હોય. ૩૭

પક્ષ પક્ષ નહિં કરિ સકે, માસ માસ કર ધાય,
યામેં ભેદ ન કીજીયે, કહે કબીર સમુઝાય. ૩૮

માંસ માસ નહિં કરિ સકૈ, છઠૈ માસ અલબત્તિ;
યામૈં ઢીલ ન કીજીયે, કહે કબીર અવિગત્તિ. ૩૯

છઠે માસ નહિં કરિસકૈ, બરસદિના કરિ લેય;
કહૈ કબીર સો સંતજન, યમૈં ચુનૌતી દેય. ૪૦

બરસ બરસ નહિં કરિ સકૈ, તાકો લાગૈ દોષ;
કહૈ કબીર વા જીવસોં, કબહું ન પાવૈ મોષ. ૪૧

ઉપર બતાવેલ સાખી ૩૩ થી ૪૧ સૂધીના અર્થ સહજ સમજી શકાય તેમ છે. કબીર સાહેબે સાધુનું મહાત્મ્ય વર્ણવતા ઉપર સાધુ દર્શનની આવશ્યકતા દર્શાવેલ છે. સાધુ પુરૂષના દ-

ર્શનનો લાભ જો બે વખત ન લેવાય તો એક વખત, દિવસમાં એક વખત જો લાભ ન લેવાય તો એક આંતરા, બીજે દિવસે ન લેવાય તો ચોથે દિવસે, ચોથે દિવસે ન લેવાય તો, અઠવાડિયે, અઠવાડિયે ન લેવાય તો પંદર દિવસે, પંદર દિવસે ન લઇ શકાય તો દર મહિને, દર મહિને ન લેવાય તો છ મહિને અને છ મહિને પણ ન લઇ શકાય તો છેવટ વરસ દિવસે પણ સાધુ દર્શનનો લાભ લેવા ચૂકવું ન જોઇએ. કબીર સાહેબ વિશેષ મહત્તા દર્શાવવાના હેતુથી છેવટે જણાવે છે કે વરસ દિવસે પણ સાધુ દર્શન ન થાય તો તે પામર પ્રાણિ દોષિત થાય છે અને તેથી તે જીવને મોક્ષ મળી શકતો નથી. મતલબ વરસમાં એક વખત પણ સાધુ દર્શનની આવશ્યકતા રહેલી છે. કબીર સાહેબના આવા લેખથી એમ નથી સમજવાનું કે ખાસ સાધુના દર્શનજ થયા તેથી પવિત્ર થવાના. પરંતુ તેમનું કહેવું ઘણુંજ માર્મિક અર્થવાળું છે. તેઓના કહેવાની મતલબ એવી છે કે દર વરસે સાધુ પુરૂષના દર્શનનો લાભ મનુષ્યને મળે તો મનુષ્ય, સાધુ પુરૂષના સદુપદેશથી સુધરી શકે અને સાંસારીક તાપથી મુકત થઇ મોક્ષ સંપાદન કરવા યત્નવાન બને. સાધુ પુરૂષનું ખરૂં કર્ત્તવ્ય સાંસારિક જીવને ઉપદેશ આપી તેને મોક્ષ મેળવવાનું સુલભ થાય તેવા રસ્તા બતાવવાનું છે અને આથીજ કબીર સાહેબે ખરા ( પારખ ) સાધુના દર્શનની મહત્તા વર્ણવેલ છે.

મનુષ્યને સત્યપથ તરફ વળતા કેટલાંક આવરણો સંસારમાં વારંવાર નડતા રહે છે તે દર્શાવવાના હેતુથી કહે છે કેઃ—

**માત પિતા સુત ઈસ્તરી, આલસ બંધૂ કાનિ;**
**સાધુ દરસકો જબ ચલૈ, એ અટકાવૈં આનિ. ૪૨**

મા, બાપ, પુત્ર, સ્ત્રી, આળસ, ભાઈ અને કર્ણેન્દ્રી આદિ સાધુ દર્શન કરવા જતા આવી અટકાવે છે. કબીર સાહેબ કહે છે કે જ્યારે મનુષ્ય સાધુ દર્શન કરવા જવાને તૈયાર થાય છે ત્યારે સ્વાર્થને લઈ મા, બાપ, પુત્ર, સ્ત્રી અને ભાઇ આદિ સબંધી જતાં અંતરાય નાંખે છે એટલુંજ નહીં પણ મનુષ્યને ખાસ કરી આલસ પણ અટકાવે છે. એક વિદ્વાને કહેલ છે કે:—

**आलस्यं हि मनुष्याणाम् शरीरस्तो महान् रिपुः ॥** આલસ એ મનુષ્યના શરીરનો મોટામાં મોટો શત્રુ છે કારણકે દરેક કાર્ય કરવા જતા આળસથી મનુષ્ય બરોબર યોગ્ય વખત સાધી શકતો નથી અને તેથી ધાર્યું ફળ તેને પ્રાપ્ત થતું નથી. વળી કર્ણેન્દ્રી પણ અટકાવે છે. કારણકે ગુરૂવા લોક ( અસાધુ ) જેઓ ખરા પારખ સાધુ નથી તેઓ લોકોને સત્યોપદેશ નહીં આપતા અસત્ય ઉપદેશ આપી અવળે રસ્તે દોરે છે, જેથી કબીર સાહેબે કર્ણેન્દ્રીનો પણ દોષ આજ હેતુથી કહાડેલ છે અને આથી ઉપર ગણાવેલ સગા સબંધી સાથે આલસ અને કર્ણેન્દ્રીની પણ ગણના કરેલ છે.

ઇનકા અટકાયા ના રહૈ, સાધુ દરસકો જાય;
કબિરા સોઈ સંતજન, મોક્ષ મુકિત ફલ પાય. ૪૩

કબીર સાહેબ કહે છે કે ઉપર બતાવેલા (આવરણો આદિ)

થી જે સાધુ દર્શન કરતા અટકે નહીં તેજ સંત જન, મોક્ષ-મુક્તિના ફળને પામે છે. મતલબ જે સાધુપુરૂષના દર્શન કરવા માટે કોઈના અટકાવ્યા અટકે નહીં તેની ગણના સંતજનમાં થાય છે અને આવા સંતજનને મોક્ષ યાને મુક્તિનું ફળ મળી શકે છે.

દેવ, ગુરૂ, રાજા અને સાધુ આદિના દર્શન ખાલી હાથે ન થાય એવું શાસ્ત્રનું વચન છે. જેને અવલંબી કબીર સાહેબનું કહેવું છે કે જેની જેવી શ્રદ્ધા હોય તેને તેવું દેવું જોઇએ કારણ કે પ્રચલિત કહેવત છે કે "દેવું તેવું પામવું" જેથી:-

ટૂકા માહીં ટૂક દે, ચીર માંહિ સો ચીર;
સાધૂ દેત ન સઁકુચિયે, યોં કહે દાસ કબીર. ૪૪

કબીર સાહેબ કહે છે કે જો તારી પાસે રોટલાનો ટુકડો હોય તો તેમાંથી ટુકડો દે અને ચીર હોય તો ચીર આપ અર્થાત્ તારી પાસે જે કાંઇ હોય તેના પ્રમાણમાં આપ પરંતુ સાધુને આપતા મનમાં સહજ પણ સંકોચાતો નહીં. કારણ કે:—

કંચન દિયા કરણને, દ્રૌપદી દીયા ચીર;
જો દીયા સો પાઈયા, ઐસે કહેં કબીર. ૪૫

દ્રષ્ટાંતરૂપે કબીર સાહેબ કહે છે કે કરણે સોનાનું દાન કર્યું હતું તો તેને સોનું મળ્યું અને દ્રૌપદીએ ચીરનું દાન કર્યું હતું તો તેને ચીર મળ્યું મતલબ જેને જેવું આપ્યું હતું તેવું તેને મળ્યું હતું. કરણરાજા સૂવર્ણદાન આપતો, અને દ્રૌપદીએ એક વખત શ્રીકૃષ્ણ ભગવાનની આંગળીએ લોહી નીકળતા પાટો બાં-

થવા પોતાનું ચીર ફાડીને આપેલ જેથી દુર્યોધનની સભામાં જ્યારે દુઃશાસને તેના પતિ દેખતા ભર સભામાં ચીર ( સાડી ) ખેંચવા માંડેલ તે વખતે શ્રીકૃષ્ણ ભગવાને નવસો નવાણું ચીર પૂર્યાં હતાં. આ કથા મહાભારતમાં સુપ્રસિદ્ધ છે.

સાકાર નિરાકાર સબંધી તકરાર લાંબો કાળ થયા ચાલીજ આવે છે જેમાંથી મુક્ત થવા-આવા ઝઘડામાં નહીં ઉતરવા કબીર સાહેબ નીચેની સાખી જણાવે છે:-

નિરાકાર નિજરૂપ હૈ, પ્રેમ પ્રીતિસોં સેવ;
જોં ચાહૈ આકારકો, સાધુ પ્રતક્ષહિ દેવ. ૪૬

હવે જો તમો નિરાકારને માનતા હો તો તમારૂં પોતાનું સ્વરૂપજ નિરાકાર માનો અર્થાત તમારા હૃદયમાંજ પરમાત્મા બીરાજે છે તેનુંજ સેવન કરો; અને જો સાકાર માનતા હો તો સાકારરૂપ સાધુજ દેવ છે એમ માનો. ભક્તાધિન ભગવાન. આ ઉક્તિને અનુસરીજ કબીર સાહેબનું કથન છે. કારણ કે વળી આગળ જતા જણાવે છે કે:—

મેરા મન પક્ષી ભયા, ઉડિકૈ ચઢા અકાસ;
બૈકુંઠહિ ખાલી પરા, સાહબ સંતા પાસ. ૪૭

મારૂં મન પક્ષી થયું અને તે પક્ષિરૂપી મન ઉડીને આકાશ તરફ ગયું ત્યાં જઈ જોયું તો વૈકુંઠ ખાલી જણાયું કારણ કે સાહબ ( પરમાત્મા ) સાધુ પાસે ગયા હતા. ઉપરની ઉક્તિ વધારે દૃઢ કરવા કબીર સાહેબની આપણે નીચલી બે ત્રણ સા-

બીએ વધારે તપાસીએ.

પર્બત પર્બત મૈં ફિરા, કારન અપનેં રામ;
રામ સરીખે જન મિલે, તિન સારે સબ કામ. ૪૮

કબિરા શીતલ જલ નહીં, હેમ ન શીતલ હોય;
કબીર શીતલ સંતજન, રામ સનેહી સોય. ૪૯

કોટિ કોટિ તીરથ કરૈ, કોટિ કોટિ કર ધામ,
જબલગિ સંત ન સેવઈ, સરે ન એકહુ કામ. ૫૦

હીંદુ લોકો મુક્તિની આશાએ તીર્થયાત્રા કરે છે અને આવા તીર્થના સ્થાનો ધાર્મિક ગ્રંથોમાં પર્વતની ટોચ ઉપર પણ આવેલાં છે એમ દર્શાવેલ છે અને તેથી પર્વત ઉપર ચડવાનો શ્રમ લઇ તીર્થ પૂર્ણ થયું માને છે. વળી કોઇ ગંગા યમુના આદિના પવિત્ર જળને તીર્થરૂપ માની તેમાં સ્નાન કરી મનને શાંત ( શીતળ ) કરે છે અને ઘણા તો મુક્તિની આશાએ કરોડો તીર્થ કરે છે. અર્થાત ધર્મ ગ્રંથોમાં બતાવેલાં તમામ તીર્થોમાં પર્યટન કરે છે. આ તમામ બાબતો લક્ષમાં લઇને તેમજ સાધુનું મહાત્મ્ય વધારે દૃષ્ટિભુત કરવાના ઉદ્દેશથીજ કબીર સાહેબ કહે છે કે હું મારા રામના માટે પર્વતે પર્વત ફર્યો, પરંતુ રામનું દર્શન થયું નહીં. હવે તો રામના જેવા પુરૂષ ( સાધુ ) મળે તોજ સર્વ કાર્યની સિદ્ધિ થાય.

પાણી ( તીર્થનું પવિત્ર જળ ) શીતલ નથી તેમજ હેમ ( સૂવર્ણ ) પણ શીતલ નથી, [ કેટલાક લોભી અને સ્વાર્થી લો-

કો પૈસાનેજ પ્રધાન ગણી એવું માને છે કે જો આપણી પાસે પુષ્કળ સૂવર્ણ હોય તો શાંતી થાય. આ ઉદ્દેશથીજ કબીર સાહેબનું આ કથન છે એમ સમજવું. ] પરંતુ જે સંતજન રામસ્નેહી છે તેજ શીતલ છે.

કરોડો તીર્થ કરો, અને કરોડો તીર્થનાં ધામમાં વીચરો પરંતુ જ્યાં સૂધી સંતસાધુપુરૂષનું સેવન કરેલ નથી ત્યાં સૂધી એકે કાર્ય સરે નહીં.

આ સ્થળે પુનઃ કહેવાની જરૂર નથી કે કબીર સાહેબે સાધુ તે આજકાલના લેભાગુ સાધુના માટે આ ઉકિત કરી મહત્તા દર્શાવેલ નથી. પરંતુ સાધુ મહાત્મ્યની મહત્તાતો કેવળ જેઓ પારખભૂમિએ પહોંચેલા છે તેવાજ સાધુપુરૂષોના માટે આ અંગ લખેલ છે. ભકતાધીન ભગવાન્ એ ઉકિતને અનુસરીને છેવટના ભાગમાં કબીર સાહેબે કેટલીક સાખીઓ કહી છે. હવે આ માનીનતા દૃઢ કરવા–તે સત્ય છે એમ માનવા આપણામાં વિશ્વાસની ખાસ જરૂર છે. કારણકે જો મનુષ્યને અમુક કાર્યના અંગે સંપૂર્ણ વિશ્વાસ હોય તોજ તે કાર્યનું ફળ મનોવાંછિત મળે છે; અને આથીજ હવે કબીર સાહેબની વિશ્વાસ સંબંધીની કેટલીક સાખીઓ આપણે જોઇશું.



## ૧૮ વિશ્વાસઅંગ.

ચિંતા હૈ રચનહારકોં, ખાવે કો ક્યા રોય,
દિલ મંદિરમેં પૈસિ કૈ, તાનિ પિછૌરા સોય. ૧

રચનારનેજ ચિંતા રહેલી છે માટે હવે ખાવાના માટે શા માટે રડે છે, હૃદયરૂપી મંદીરમાં દાખલ થઈ પછેડી તાણી–સોડ તાણી સુઇ રહે. દરેક મનુષ્યને ખાવાની ચિંતા કાયમની રહેલીજ છે, આ ઉપરથી કબીર સાહેબ કહે છે કે તું વિશ્વાસ રાખ કારણકે તારા કરતા પેદાકરનારને તારી વધારે ફિકર રહેલી છે. આથી ચિંતા ત્યાગ કરી હૃદયરૂપી મંદીરમાં દાખલ થઇ અર્થાત રામનું સ્મરણ કરવામાં તલ્લિન થઈ નિરાંતે સૂઇ રહે. રામનું સ્મરણ નિશ્ચિંત મને કરીશ અને રામ ઉપરજ વિશ્વાસ રાખી ખરા હૃદયથી ભકિત કરીશ તો સરજનહાર તને ખાવાનું પુરૂં પાડશે. કારણ કે:—

સિરજન હારે સિરજિયા, આટા પાની લૌન,
દેનેહારા દેત હૈ, મેટનહારા કૌન. ૨

તારા સરજનારેજ લોટ, પાણી અને મીઠું બનાવેલ છે અને દેનાર આપે છે, તોપછી તેને કોણ ફેરવી શકે તેમ છે. અર્થાત પરમાત્માએ તારા જન્મની સાથેજ તારા પોષણ માટે જોઇતી વસ્તુ ઉપજાવી કાઢેલ છે અને તેજ પરમાત્મા જે સર્વનું પોષણ કરનાર છે તે તારૂં સહજમાંજ પોષણ કરશે તો પછી તે કોણ અટકાવી શકે ? મતલબ કીડીને કણ અને હાથીને હારો આપનાર તેજ છે તો પછી તું નાહાક ખાવાની ફિકરમાં ને ફિકરમાં શામાટે ગોથાં ખાય છે ! પરમાત્મા ઉપર વિશ્વાસ રાખ અને ભજન કર કે જેથી તને તારા પોષણ માટે ફિકરમાં નહીં રહેતાં તું પારખ ભૂમિએ પહોંચી શકીશ એવો ઉદ્દેશ કબીર સાહેબનો છે. કબીર સાહેબની

ખાસ ઉક્તિ સાધુ પુરૂષના શ્રેયના અંગેજ છે અને તેથીજ તેમણે આ વિશ્વાસ અંગ સાધુઓના ઉદર પોષણાર્થેજ ખાસ લખેલ છે. એમ તેમની નીચેની સાખીઓથી જણાઈ આવે છે. કારણકે કબીર સાહેબની યાચના તો એટલીજ છે કેઃ—

સાંઇ ઇતના દીજીયે, જીતના કુટુંબ સમાય,
તામેં ભૂખા ના રહું, સાધુ ન ભૂખા જાય. ૩

હે ઇશ્વર ! મને એટલુંજ આપજે કે જેમાં કુટંબનું પોષણ થાય અને હું ભૂખ્યો ન રહું એટલુંજ નહીં પણ મારે આંગણે આવનાર સાધુ ભૂખ્યો ન જાય. અર્થાત મારૂં, મારા કુટંબનું ગુજરાન થાય અને તે સાથે અતિથિનું પણ સન્માન થાય એટલીજ યાચના છે, પણ હું તો જાણુંછું કેઃ—

કબિરા કયા મૈં ચિત્તં હું, મમ ચિંતાં કયા હોય,
આપનિ ચિંતા હરિ કરૈ, ચિંતા મોહિ ન કોય. ૪

કબીર સાહેબ કહે છે કે હું શાની ચિંતા કરૂં અને કદાચ ચિંતા કરૂં તો મારી ચિંતાથી શુ થવાનું છે! કારણકે મારી પોતાની ચિંતાજ હરિ કરે છે એટલે મને જરાપણ ચિંતા રહેતીજ નથી. અર્થાત મને હરિનો સંપૂર્ણ વિશ્વાસ છે કે મારા પોતા માટે તેનેજ ચિંતા છે તો પછી મારે ચિંતા કરવી એ ફોગટનુંજ નકામું છે એ ભાવાર્થ. કારણ કેઃ—

કર્મ કરીમાઁ લિખિ રહા, અબ કછું લિખા ન હોય,
માસા ઘટૈ ન તિલ બઢૈ, જો સિરં પટકે કોય. ૫

પરમાત્માએ કર્મમાં લખીજ રાખેલ છે [ તારા જન્મ વખતે જ તારૂં ભાગ્ય લખાયેલું છે ] હવે કાંઈ લખાય તેમ નથી. કોઇ ગમે તેટલાં માથાં પછાડે તોપણ જે કાંઈ કર્મના લેખ લખાયા છે તેમાં જવ તલ પણ વધઘટ થઇ શકે તેમ નથી. માટે હવે:-

ચિંતા ન કરૂં અચિંત રહુ, દેનહાર સમરત્થ,
પશૂ પખેરૂ જંતુ જીવ, તિનકી ગાંઠિ ન ગરત્થ. ૬

ચિંતા નહીં કરતા નિશ્ચિંતજ રહું કારણકે આપનાર સમરથ છે; દૃષ્ટાંત તરીકે પશુ, પક્ષી, જીવજંતુ આદિની ગાંઠે દ્રવ્ય ક્યાં બાંધેલ છે? પશુ પક્ષી, જીવજંતુ આદિ પાસે પૈસો નથી છતાં પણ તેમનું પોષણ થાય છે તો પછી મારે શા માટે ચિંતા કરવી જોઈએ? અને આથીજ સાધુ માટે ઉક્તિ કહે છે કેઃ—

હરિજન, ગાંઠિ ન બાંધહી, ઉદર સમાના લેય,
આગે પીછે હરિ ખડા, જબ માંગે તબ દેય. ૭

હે હરિજન! [ સાધુઓ ] તમે કાંઈ ગાંઠે બાંધશો નહીં માત્ર ઉદરપોષણ જેટલુંજ ગ્રહણ કરજો. કારણકે તમારી આગળ પાછળ હરિ ઉભેલાજ છે તો જ્યારે માંગશો ત્યારે તે દેશેજ.

જાકે દિલમેં હરિ બસે, સો જન કલપૈ કાહિ,
એક લહરિ સમુદ્રકી, દુખ દરિદ્ર બહિ જાહિ. ૮

જેના મનમાં હરિએ વાસ કરેલ છે, તેને શા માટે કલ્પના [ ચિંતા ] કરવી જોઇએ! સમુદ્રની એક લેહેર આવશે તો દુઃખ અને દરિદ્ર તમામ નાશી જશે. કબીર સાહેબનું કહેવું એવું છે

કે જેના હૃદયમાં રામ વસેલા છે, જે ખરેખરા હરિજન છે તેને સહજ પણ ચિંતા કરવા જરૂર નથી, કારણકે પરમાત્માની ઇચ્છા થશે તો પલકવારમાં તેના દુઃખ અને દરિદ્રનો નાશ એકદમ થશે અને આથીજ પરમાત્મા ઉપર વિશ્વાસ રાખવાનું કબીર સાહેબનું વારંવાર કથન છે, અને વિશ્વાસ સાથે મનુષ્યે ધીરજ પણ રાખવાની જરૂર છે. આ ઉપરથી હવે ધીરજઅંગ પૈકી થોડી સાખીઓ આપણે જોઇએ.

---

## ૧૯ ધીરજ અંગ.

ધીરૈ ધીરૈ રે મના, ધીરૈ સબ કછુ હોય,
માલી સીંચૈ કેવરા, ઋતુ આએ ફૂલ હોય. ૧

કબીર સાહેબ મનને ઉદ્દેશી કહે છે કે હે મન! ધીરજ ધર, ધીરજ ધર, ધીરજથીજ સર્વ સારૂં થશે કારણ કે માળી કેવડાને પાણી પાય તો પણ ઋતુ વગર ફળ મળી શકેજ નહીં.

કબિરા ધીરજકે ધરે, હસ્તી સવામન ખાય,
ટૂક એકકે કારનેં, શ્વાન ઘરૈઘર જાય. ૨

કબીર સાહેબ કહે છે કે ધીરજ ધારણ કરવાથી હાથી સવામણ ખોરાક ખાય છે અને કુતરૂં એક કટકા માટે ઘરેઘર ભટકે છે. હાથીનો ખોરાક વધારે છે છતાં ધૈર્ય ધારણ કરીને બેસી રહે છે તો તેને બાંધ્યા બાંધ્યા તેનો ખોરાક પુરતો મળી શકે છે.

પરંતુ કુતરાને ધીરજ રહેતી નથી અને આથીજ કુતરૂં એક રો-ટલાના કટકા માટે ઘેર ઘેર ભટકે છે.

કબીર સાહેબનું કહેવું છે કે જો ધીરજ રાખવામાં આવે તો સર્વ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. આથીજ સાધુ પુરૂષના માટે કબીર સાહેબે વિશ્વાસ અને ધીરજ ધારણ કરવાનું વારંવાર કહેલું છે.

કબીર સાહેબની સાખીઓનો સંગ્રહ એટલો બધો છે કે જે એકત્ર કરતા અને તેનું મનન કરતા પાર પામી શકાય તેમ નથી. આથી અમો હવે તેમના કેટલાંક વચનો જે મનન કરવા જેવાં અને સહજ સમજી શકાય તેવાં છે તેનો થોડાક સંગ્રહ આ પછી વીસમા અંગમાં આપીએ છઇએ.

## ૨૦ પ્રસ્તાવિક અંગ.

મહાત્મા કબીર સાહેબે ભજનો તેમજ પદો વિગેરે અસં-ખ્ય લખેલાં છે જેપૈકી કેટલાંક તો એવાં દ્વીઅર્થી છે કે જેનો ખરો અર્થ સમજવામાં મહાન વિદ્વાનો પણ ગોથાં ખાય છે. આવાં પદો વાંચતાં આપણને કબીર સાહેબની અગાધ વિદ્વતાનું ભાન થાય છે. તે સાથે તેમણે સામાન્ય જનસમાજમાં પ્રચલિત થઇ શકે અને દરેક માણસ સહેલાઇથી સમજી શકે તેવાં ભજનો-ની સંખ્યા પણ કાંઇ થોડી રચી નથી. અમો આ પ્રસ્તાવિક અં-ગમાં અત્યંત ગૂઢાર્થવાળા પદો બીજા ભાગ માટે રાખી આ સ્થળે સાધારણ તેમજ સામાન્ય પદો, ભજનો આદિ આપીએ છઇએ.

## પદ ૧

ભાઈ રામ કહોરે ભવજલ પાર તરોરે. ધૃ.

જાવે અંબર, જાવે ધરણી, જાવે ચંદર સૂર;
ગંગા સાગર, જમુના જાવે, કછુ ન રહાવે સ્થીર. ભાઇ.

કાયા જાવે, માયા જાવે, જાવે તીન્હી લોક;
જીતના દેખે ઉતના જાવે, કહાં કરે જન સોક. ભાઈ.

કબીર સાહેબનું આ પદ કેવળ વૈરાગ્યનું છે. આખરે સર્વ ફના છે અને "નામ તેનો નાશ" આ કહેવતને અનુસરીનેજ આ ભજનનો ભાવાર્થ છે. કબીર સાહેબ કહે છે કે ભાઇઓ, રામ રામ કહો, રામ રામ કહો અને તેમ કહી આ સંસાર સાગર તરી પાર ઉતરો. કારણ કે આકાશનો નાશ છે, પૃથ્વીનો પણ નાશ છે, ચંદ્ર અને સૂર્યનો પણ નાશ છે, ગંગા યમુના અને સાગરનો પણ નાશ છે કાંઈ પણ સ્થિર રહેનાર નથી; માટે હે ભાઇઓ, રામ રામ કહો.

આ તમારી કાયાજ સ્થૂલદેહ પણ જનાર છે, માયાનો પણ નાશ છે અને ત્રણે લોક સ્વર્ગ, મૃત્યુ અને પાતાલલોકનો પણ નાશ છે, જે કાંઇ તમે નજરે જૂઓ છો તે તમામનો નાશ છે. મતલબ નામ તેનો નાશ છે તો પછી હે મનુષ્ય,શા માટે શોક કરે છે! અર્થાત શોક કરવાની જરૂર નથી અને રામ રામ ભજો. મતલબ રામના ભજનથીજ તું તરી જઈશ. (તું અમર થઈશ.)

## પદ ૨.

રામ ભજનકું દિયા, કમલમુખ રામ ભજનકું દિયા. ધ્રૂ.

લખચૌર્યાસી ફેરે ફિરકર, સુંદર નરતનુ પાયા. રામ.
ખાયા પીયા સુખસેં સોયા, નાહક જનમ ખોયા. રામ.
જો મુખ નિશદિનિ રામનામ નહીં, વહાં તુમ કછુ નહીં કિયા. રામ.
કહત કબીરા સુનભાઈ સાધુ, આયા વૈસાહી ગયા. રામ.

કબીર સાહેબ કહે છે કે આ તમારૂં કમળ સમાન મહોડું રામના ભજન માટેજ આપેલ છે. મતલબ રામનું ભજનજ કરવાના ઉદ્દેશથીજ પરમાત્માએ આ મોહોડું બનાવેલ છે. આથી ઉપદેશ આપે છે કે ચોરાસી લાખ અવતાર ધારણ કર્યા પછીથી આ સુંદર મનુષ્યનું શરીર પ્રાપ્ત થયેલ છે. ( માટેજ રામનું ભજન કરો ) આ સુંદર મનુષ્ય દેહ ધારણ કર્યા છતાં જે મનુષ્ય ખાઇ, પી અને સૂખમાં ( સંસારનું ખોટું સૂખ ) સૂઈ રહે છે તેણે પોતાનો જન્મ નકામોજ ખોયો એમ સમજવું. ( માટે રામનું ભજન કરો. ) જે મહોડામાં અહોરાત્રિ રામનુ નામ રહેતું નથી અર્થાત્ જે અહોરાત્રિ રામનું ભજન કરતા નથી તેણે કાંઈ પણ કર્યું નથી. મતલબ જન્મ ધારણ કરી તેણે પોતાનું આયુષ્ય કેવળ નકામુંજ ગુમાવ્યું એમ સમજવું. ( માટે રામનું ભજન કરો ) કારણકે કબીર સાહેબ કહેછેકે સાધુ પુરૂષ, સાંભળો કે તેવા નરો તો જેવા આવ્યા તેવાજ ગયા એટલે જન્મ્યા કે મૂવા એ બને બરાબર. કારણકે મનુષ્યદેહ ધારણ કરવાનું જે કાંઇ સાર્થક છે તે તો તેણે કર્યુંજ નહીં.

શાસ્ત્રકારોએ ચોરાસી લાખ જન્મ કહેલ છે અને તેમાં મનુષ્યજન્મ ઉત્તમ માનેલ છે. કારણકે આ મનુષ્ય જન્મમાં બીજા બધા જન્મ કરતાં સમજશકિત વધારે રહેલી છે જેથી કરી મુક્તિ સંપાદન કરવાનું સાધન મનુષ્યદેહને માનેલ છે. આ જન્મમાં જો મનુષ્ય ઇશ્વર ભકિત કરે અને ખરી પારખભુમિએ પહોંચે તો તેને પુન: જન્મ ધારણ કરવા જરૂર રહેતી નથી અને આથી જ કબીર સાહેબ વારંવાર રામ ભજન કરવા ઉપદેશ આપે છે, કે જે ઉપદેશ ગ્રહણ કરવાથી મનુષ્ય ચોરાસીના ફેરામાંથી સહજ બચી શકે છે; અને જો આ જન્મમાં મનુષ્ય ઇશ્વર ભજન ન કરે અને પોતાનું જીવતર એશઆરામ, મોજશોખ-લાડી, વાડી અને ગાડીમાંજ સૂખ માની ગુમાવે તો તેવા પુરૂષો અજ્ઞાનતાથી પોતે સુખી છે એમ માનતા હશે પરંતુ તેવાઓને તો પુનરપિ જન્મં પુનરપિં મરણં એ ધોરણે જન્મવું અને મરવુંજ રહેવાનું છે. માટે મનુષ્યદેહને આવા ઐહિક સુખમાંજ ન ગુમાવતાં રામ ભજનં કરવા મહાત્મા કબીર સાહેબનું વારંવાર કથન છે. આ ભજન જો કે તદન સરળ છે પરંતુ તેનું તાત્પર્ય ઘણુંજ ઉમદા રહેલું છે એમ સર્વ કોઇ કબુલ કરશેજ.

## પદ ૩ જું

હમારો તીરથ કૌન કરે, ભટકત કૌન ફિરે. ધ્રુ.

મનમેં ગંગા મનમેં કાશી, મનમેં સ્નાન કરે. હમા.

મનમેં આસન મનમેં કડાસન મનમેં ધૂની જલે. હમા.

**મનમેં મુદરા મનમેં માલા, મનમેં ધ્યાન ધરે. હમા.**
**કહત કબીરા સુન ભાઇ સાધુ, ભટકત કૌન ફિરે. હમા.**

હીંદુધર્મમાં ઘણે સ્થળે મુક્તિ મળવાના સાધન અર્થે, તીર્થ યાત્રા, દેહદમન કર્મકાંડ આદિ વિષયોનું વિવેચન ધાર્મીક પુસ્તકોમાં કરેલું આપણા જોવામાં આવે છે. હીંદુધર્મના જુદા જુદા ફાંટાઓમાં મુક્તિ અર્થાત મોક્ષ સંપાદન કરવા માટે પ્રથક પ્રથક્ રસ્તાઓ બતાવેલા છે. સર્વ ધર્મમાં સર્વ ધર્માવલંબી મહાન પુરૂષોએ પોતાને યોગ્ય લાગ્યા તેવા રસ્તાઓ બતાવેલ છે પરંતુ સર્વનું કેન્દ્ર તો મોક્ષ સંપાદન કરવાનુંજ છે તદનુસાર મહાત્મા કબીર સાહેબનું કથન પણ તેજ હેતુનું છે. કબીર સાહેબે પોતાનો હેતુ ખાસ કરીને રામ ભજનમાંજ માનેલ છે, અને રામ ભજનથીજ પારખભૂમિએ પહોંચી જીવની સ્થિતિમાં ફેર પડી પરિણામે જીવ મુક્તિ મેળવે છે. ( આ વિષય ઘણોજ ગહન છે અને તે કબીરપંથી સિવાય અન્ય ધર્માવલંબી સંપૂર્ણ રીતે સમજી શકે તેમ નથી જેથી અમે આ સ્થળે તેનું વધારે સ્પષ્ટ વિવેચન કરતા નથી પરંતુ તે સબંધી અમો બીજા ભાગમાં વધારે સ્પષ્ટ રીતે તે બાબતનો વિષય હાથ ધરતા આળેખીશું તેથી હાલ તો ટુંકામાંજ ઉપર મુજબ બતાવેલ છે. )

કબીર સાહેબનો હેતુ ખાંસ ધ્યાનનોજ છે અને તે એકાગ્ર ચિત્તથીજ સિદ્ધ થઇ શકે છે જેથી તેઓ જણાવે છે કે, અમે જે જે બતાવીએ છઇએ તે મુજબ અમારૂં તીર્થ કોણ કરે ? અને ( તે પ્રમાણે તીર્થ નહીં કરતા છેવટે ) કોણ ભટકતા ફરશે ? કારણકે લોકો કાશી જઇ ગંગા સ્નાનને ઉત્તમ માને છે પરંતુ

અહીં તો મનમાંજ કાશી અને મનમાંજ ગંગા અને મનમાંજ સ્નાન છે. અર્થાત માનસિક રીતીએ કાશી, ગંગા, ગંગાસ્નાન આદિ સર્વ કાંઈ હૃદયમાંજ સમાએલ છે. કેટલાક લોકો મોક્ષ મેળવવા યોગાદિના આસન અને કડાસનનો પ્રયોગ કરે છે, કેટલાક વળી પોતાના ફરતી પંચ ધુણી સળગાવે છે. તેના સબંધમાં કહેછેકે તે પ્રમાણે કાંઇ નહીં કરતાં મનમાંજ આસન અને કડાસન કરો અને મનમાંજ ધુણી સળગાવો. અર્થાત હૃદયને શુદ્ધ કરો. કારણકે તે સર્વ હૃદયમાંજ સમાએલ છે. કેટલાક લોકો કાનમાં મુદરા અને ગળામાં માળા તેજ હેતુથી નાંખે છે તે સબંધી પણ કહેછે કે તે સર્વ મુદરા અને માળા મનમાંજ સમજો અને હૃદયમાં તે ધારણ કરી ધ્યાન ધરો. છેવટે કબીર સાહેબ કહેછે કે હે ભાઇ સાધુ, હવે તમે સાંભળો. મતલબ. તમેજ કહો કે હવે કોણ ભટકતા ફરવાંના ! તાત્પર્ય એવું છે કે અમારૂં આ શુદ્ધ હૃદયરૂપી તીર્થ અને આ અન્યના બાંહ્યતીર્થ એ ઉભયમાં કયું સારૂં ? કબીર સાહેબના કથનાનુસાર શુદ્ધ હૃદયમાં રામનું ધ્યાન ધરી ખરા અંતઃકરણથી ભજન કરવું તેજ ઉત્તમ તીર્થ છે અને તેમ નહીં કરનાર-તેવું તીર્થ નહીં કરનાર ભટકયા કરે છે એ ભાવાર્થ.

### પદ ૪

કલજુગવામેં ભજત નહીં. કલ. ધ્રૂ૦

મેવાં મિઠાઇ લડુ પેંઢે જોરૂકું ખિલાવે,
બાસી સલજ સુકા તુકડા માતપિતા નહીં પાવે. કલજુ.

ચેલાયચી લવંગ ચિકની સુપારી, જોરૂકૂં ખિલાવે,
સુરતી ચુના તલખ તંબાખુ માતપિતા નહીં પાવે. કલજુ.

શ્યામ સલોના પલંગ બિછાકે જોરૂકૂં સુલાવે,
તૂટી ખાટ પુરાની તાટ માતપિતા નહીં પાવે. કલજુ.

કહત કબીરા સુન ભાઇ સાધુ યેહી જગતકી રીત,
સાચા બોલે ભૂખા મરે, જૂઠન પાવે ચિત્ત પ્રીત. કલજુ.

ઉપરના પદને પુષ્ટી કરનાર આ પદ છે એમ જાણી શકાય છે. કબીર સાહેબે પણ અન્ય ધર્મગુરૂઓની માફક કળિયુગમાં બનતા બનાવો બતાવતા બાકી રાખેલ નથી. સાંસારિક નરો કળિયુગમાં કેવી રીતે કાળ વ્યતીત કરે છે તેના દૃષ્ટાંતરૂપે આ પદ ખરેખર મનન કરવાયુકત છે એમ કહીશું તો તે અસ્થાને નહીંજ ગણાય. તેમાં કહે છે કે આ કળિયુગમાં કોઈ ભજન કરતું નથી. અર્થાત ભજન તરફ પ્રીતિ કોઈની થતી નથી. મતલબ સત્ય તરફ પ્રીતિ ઘણાની ઓછીજ હોય છે. ત્યારે લોકોનું વલણ કેવું હોય છે તે સબંધીજ આ પદમાં દૃષ્ટાંતો આપેલાં છે. દુનિયામાં માતપિતાના ઉપકાર અનહદ ગણાય છે છતાંપણ આજકાલ જોઈશું તો મેવા, મીઠાઈ, લાડુ, પેંડા આદિ પોતાની સ્રીને ખવરાવશે જ્યારે માબાપને ટાઢા રોટલાના કટકા પણ મળી શકતા નથી. એલચી, લવીંગ, ચીકણી સોપારી આદિ સ્રીને ખવડાવશે પરંતુ માબાપને સુરતી ચુનો અને તમાકું પણ નહીં મળે. સુંદર પલંગ બીછાવીને ઉપર સ્રીને સુવાડશે પરંતુ માબાપને જુનો તુટેલો ખાટલો કે ચટાઇ પણ મળશે નહીં. કબીર

સાહેબ કહે છે કે હે સાધુઓ સાંભળો. હાલમાં જગતની રીતજ એવી ચાલે છે કે સાચું બોલવા વાળો ભુખે મરશે અને અસત્ય બોલનાર પ્રીતિ સંપાદન કરશે. મતલબ હું જે રામભજનનો સત્ય રસ્તો બતાવું છું તે લોકો ગ્રહણ કરતા અચકાશે. પરંતુ ગુરૂવા લોકો ખોટા ઉપદેશ આપી લોકોને ભમાવી અવળે રસ્તે ચડાવે છે તે તરફ વલણ રહેશે. કારણકે તે અસત્ય રસ્તો હોવાથી તે તરફ પ્રીતિ વધશે, પરંતુ સત્ય તરફ પ્રીતિ નહિ વધે એ ભાવાર્થ. ઉપર બતાવેલ પદમાં વરતનારાઓ માટે કબીર સાહેબ ઉપદેશ આપે છે કે:—

**પદ ૫ મું.**

કર ગુજરાન ગરિબીમેં, મગરૂરી કિસપર કરતા રે. ધૃ.

મંટ્ટી ચુન ચુન અહેલ બંનાયો, લોક કહે ધર મેરારે,
ના ઘર તેરા ના ઘર મેરા, ચુરિયા રહે બસેલારે. કર.
યે દુનિયામેં કોઇ નહિ અપના, અપના અપના કહેતારે,
કચી મટીકા બના તું પુતલા, ઘડી પલકમેં ઢલજાતાંરે. કર.
યે દુનિયા હૈં નાટક ચેટક, ભુલા ભટકતા ફિરતારે,
કહત કબીરા સુન ભાઈ સાધુ, એક સચ્ચા એક ઝૂટારે. કર.

એશઆરામમાં મોજમજા કરનારાઓ માટે ઉપલું પદ આપેલ છે. હવે સામાન્ય ઉપદેશ આપતા મહાત્મા કબીર સાહેબ જણાવે છે કે હે મનુષ્ય, તું ગરીબીમાંજ તારૂં ગુજરાન કર મગરૂરી શાના ઉપર કરશ? ( કારણ કે ) સારી સારી માટ્ટી વિગેરે

શોધી મહેલ બંધાવે છે અને મહેલ તૈયાર થયા પછી લોક કહે છે કે આ ઘર મારૂં છે પરંતુ સમજતા નથી કે આ ઘર તારૂં કે મારૂં કોઇનું નથી એતો ગયા પછી—મરણ પછી તેમાં ચકલીઓનોજ વાસ રહેવાનો છે. આ દુનિયામાં કોઇ આપણું છેજ નહીં છતાં પણ લોકો મારૂં મારૂં કહ્યાજ કરે છે ( પરંતુ સમજતા નથી કે ) તારૂં પુતળું અર્થાત તારો સ્થૂલ દેહ કાચી માટીનો બનેલો છે અને તેથી તેનો નાશ થતાં વાર લાગશે નહિ. વળી આ દુનિયા નાટક ચેટક જેવી છે અને તેથી તેમાં ભૂલથી ભટકયા કરે છે. આથી કબીર સાહેબ કહે છે કે હે ભાઈ સાધુ, એક સાચું અને એક ખોટું એમ બે ચીજ છે.

દુનિયામાં હમેશાં સાચ અને જુઠ એમ બે :બાગત રહેલી છે. તેવીજ રીતે એશઆરામમાં રહેનાર અને ગરીબીમાં ગુજરાન કરનાર એમ બે ભાગ પડેલા છે. ઇશ્વરનું ભજન હમેશાં ગરીબીમાંજ થાય છે અને આ ઉપરથી સંસાર ત્યાગનો હેતુ ખાસ કરી તમામ શાસ્ત્રકારોએ ભકિતના માટે પ્રધાન ગણેલ છે. આપણામાં એક પ્રચલિત કહેવત છે કે “ દુઃખે સાંભળે રામ અને સુખે સાંભળે સોની ” દુખદાવસ્થામાં હમેશાં રામનું નામ યાદ આવે છે અને શ્રીમંત થતાં, ઐહિક સુખમાં મગ્ન થતાં સોની યાદ આવે છે. આવે વખતે ખાસ કરીને રામના ભજનને બદલે સોનાનું ભજન થયા કરે છે. આવે વખતે તેવા લોકો **सर्वेगुणाः कांचनमाश्रयन्ते** જ સમજે છે. આથીજ કબીર સાહેબ જણાવે છે કે જે મકાનને તું તારૂં પોતાનું સમજી ઘણુંજ મજબુત ચણાવે

છે તેજ મકાનમાં કોઇ દિવસ ચકલીઓના માળા થવાના મતલબ કે તે તારૂં પોતાનું રહેનાર નથી. સ્વાર્થાંધ થઇ જેને તું તારાં પોતાનાંજ માને છે તે તારાં નથી. સર્વ કોઇ સ્વાર્થના અંગેજ સગા થાય છે અને છેવટે અર્થ સર્યો કે વૈદ્ય વેરી જેવું થાય છે. કારણ કે આ નરદેહ કાચી માટી પંચમહાભૂતનો બનેલ છે તેનો નાશ થતાં વાર લાગશે નહીં. વળી આ દુનિયા એક નાટક સમાન છે. જેમ નાટકમાં એકજ માણસ રાજાનો સ્વાંગ પહેરે છે તેજ માણસ થોડીવાર પછી સિપાઇનો સ્વાંગ પહેરે છે તેવીજ રીતે આ દુનિયામાં મનુષ્ય નાટકનો વેશ ભજવે છે અને તેથી વગર સમજવે પારખભૂમિએ નહીં પહોંચતા આમ તેમ રવડી મરણને શરણ થાય છે અને આખરે લખચોરાશીના ફેરામાં પડે છે. કબીર સાહેબ જણાવે છે કે દુનિયામાં સાચા અને જુઠા એમ બે રસ્તા છે; એટલે કે જેઓ સત્ય રસ્તો ગ્રહણ કરી રામ ભજન કરે છે તે મુકિત પામે છે અને જેઓ ખોટા ઉપદેશથી ફસાઈ બીજે રસ્તે દોરાય છે તે ચોરાસીના ફેરામાં પડે છે એ ભાવાર્થ.

### પદ ૬ ઠું.

કૈસા જોગ કમાયા એ યે કયા ઢોંગ મચાયા બે. ધ્રૂ.

જટા બઢાઇ બિભૂત ચઢાઇ, જગમેં કહેતા સિદ્ધા,
સિદ્ધનકી તો બાત ન જાને, બાલપનોકા ગદ્ધા. કૈસા.
ભગવે કપડે શીર મુંડાવે, કહેતા મૈં સન્યાસી,
સન્યાસીકી ગત હૈ ન્યારી, યેતો પેટનકે ઉપદેશી. કૈસા.

ગલેમેં કફની શિરમેં ટોપી, કહતા ફકીર મુલ્લા,
ફકીર હૈ તો સબસેં ન્યારા, યે તો ફજીત ખોરા. કૈસા.

કાન ફાડ કર મુદરા ડારી, નાથ કહલાવે ભારી,
નાથનકી તો ગત હૈ ન્યારી, દેખત પરકી નારી. કૈસા.

હાથમેં સોટા ઘરઘર ફિરતા, કહતા મૈં નાનકસાઇ,
પૈસા ખાતર સીર ફોડે, મૂંહસે બકે બુરાઈ. કૈસા.

કહત કબીરા સુનભાઇ સાધુ, સબ સંતનકા ચેલા,
રામનામ બિન મુકત ન પાવે યેહી પંથ હમેરા. કૈસા.

આ તો તું કેવો જોગ કમાણો ! અર્થાત યોગ ધારણ કરી શું સાર્થક કર્યું ( કાંઇજ નહીં ) કેવો ઢોંગ મચાવ્યો છે ?

જટા વધારી વિભુતિ લગાવી જગતમાં કહે છે કે હું સિદ્ધ છું પરંતુ સિદ્ધ પુરૂષને લગતી હકીકત ( સિદ્ધાઇ ) જાણતો નથી જેથી તેવા સિદ્ધ બચ્ચપણથીજ ગદ્ધા સમાન છે.

ભગવા કપડા ધારણ કરી મૂંડ મૂંડાવી કહે છે કે હું સન્યાસી છું પરંતુ સન્યાસીની રીતિજ જૂદી છે અને એવા સન્યાસી પેટ ભરવા માટેજ ઉપદેશ આપનારા છે એમ સમજવું.

ગળામાં કફની ધારણ કરી માથા ઉપર ટોપી પહેરી કહે છે કે હું ફકીર કે મુલ્લાં છું. પરંતુ ખરા ફકીરતો જુદાજ હોય છે આવા લેભાગુ ફકીરતો ફકીરીને ફજેત કરનાર છે એમ સમજવું.

કાન ચીરાવી મુદરા નાખી, હું ખરો નાથ [ એક જાતની

સાધુની જાત છે ]છું પરંતુ નાથના ધર્મની ગતિ ઓરજ છે તે નહીં જાણવાથી તે તો પારકી સ્ત્રી તરફ કુદૃષ્ટિ કરનાર છે એમ સમજવું.

હાથમાં ડંડીકા લઇ ઘરેઘરે ફરી નાનકશાઈ બતાવે છે પણ તેવાઓ તો ( ધર્મને ભેદ જાણ્યા વગર ) એક પૈસાની ખાતર માથું ફોડી લોહી કહાડે છે અને મહોડેથી ગાળો ભાંડે છે.

કબીર સાહેબ કહેછે કે હું સર્વ પ્રકારના સંતનો ચેલોછું અને તેથી કહુંછું કે રામનામ વગર મુકિત મળનાર નથી અને એજ મારો તો ખરો પંથ છે.

કબીર સાહેબે સાધુઅંગ, ગુરૂઅંગ, સાધુમહાત્મ્યઅંગ-આદિમાં ઘણે સ્થળે સાધુની પ્રશંસા કરેલી છે અને સાધુને ઉચ્ચ કોટિએ પહેંચાડેલ છે એમ આપણે જોયું છે, પરંતુ આ પદમાં તેમણે સિદ્ધ, સંન્યાસી, ફકીર, નાથ, નાનકશાઈ આદિની નિંદા કરી છે એમ વાંચતાં જણાય છે. મહાત્મા કબીર સાહેબનો એવો હેતુ નથી. તેઓ તો સત્ય ધર્મ અને સત્ય રસ્તે ચાલ-નાર સાધુપુરૂષની પ્રસંશાજ કરે છે પરંતુ આ સ્થળે જો વાચક-વૃંદને સાધુની નિંદા કરેલી છે એમ જણાય તો તે પ્રમાણે તેમનુ કહેવું નથી. તેમનું જે કાંઇ વધારે પડતું કહેવું છે તે કેવળ ઢોંગી સાધુના માટેજ છે અને તેથી પ્રથમમાંજ જણાવે છે કે યોગની રીતિ જાણ્યા વગર યોગ ધારણ કરવો તે કેવળ ઢોંગજ છે એમ પ્રથમ બતાવી પછીથી દરેક ધર્મવાળા કે જેઓનાં વર્તન નિજ ધર્મ પ્રમાણે નથી તેમનીજ નિંદા કરેલી છે. અને છેવટમાં પોતે સર્વ સંતપુરૂષના ચેલા બની વિનતિ કરે છે કે બીજા ધર્મ-માં ગમે તે પ્રકારે મુકિત માની હોય પરંતુ હું તો મારા પંથમાં

સ્પષ્ટ જણાવું છે કે રામનામના ભજન વગર મુક્તિ નથી અને આથીજ કબીર સાહેબનો સત્યપંથ રામ નામના રટણુમાંજ સમાય છે એમ સહજ પ્રતીત થાય છે. કબીર સાહેબનું કહેવું એવું નથી કે મુક્તિ સાધુ થયેજ મળે છે પરંતુ ગૃહસ્થી રહીને પણ રામનું ભજન કરવાથી મનુષ્ય આ અસાર સંસાર સહજ તરી જાય છે અને તેથી તેઓ સાહેબ સંસારના સંબંધમાં સંસારીને સંબોધી જણાવે છે કેઃ—

### પદ ૭ મું.

ખલક સબ રેનકા સપના, સમજ મન કોઈ નહીં અપના. ધૃ.
કઠણ હય લોભકી ધારા, બહે સબ જાત સંસારા. ખલ.
ઘડા જ્યોં નીરકા ફૂટા, પત્તા જ્યોં ડારસેં તૂટા. ખલ.
ઐસી નર જાન જીંદગાની, સમજ મન ચેત અભિમાની, ખલ.
ભૂલ્યો મત દેખ તન ગોરા, જગતમેં જીવના થોરા. ખલ.
તજો મદ, લોભ, ચતુરાઈ, રહો નિઃસંક જગમાંહિ. ખલ.
કુટુંબ પરિવાર સુતદારા, ઉસી દિન હોયગા ન્યારા. ખલ.
નિકલ જબ પ્રાન જાવેગા કોઈ નહીં કામ આવેગા. ખલ.
સદા મત જાનો યહ દેહા, લગાવો રામસે નેહા. ખલ.
કાટેગી જન્મકી ફાંસી, કહૈ કબીર અવિનાસી. ખલ.

સકલ સંસાર રાત્રિના સ્વપ્ના સમાન છે. હે મન, તું સમજજે કે કોઈ આપણું નથી. તેમાં લોભની ધારા ઘણીજ કઠણ છે અને આ ધારામાં આખો સંસાર તણાતો જાય છે, જેવી રીતે

પાણીનો ઘડો ફૂટે છે અને ઝાડની ડાળી ઉપરથી જેવી રીતે પાંદડું ખરે છે તેવી રીતે હે મનુષ્ય, આ તારી જીંદગી સમજ; માટે અભિમાની મન તું ચેત. હે મન, તું ભૂલી જઈ તારા સુંદર શરીર તરફ જોયા કરે છે પરંતુ જગતમાં જીવવાનું થોડું છે, માટે મદ, લોભ અને ચતુરાઇ આદિ છોડી દે. અને તેનો ત્યાગ કરી જગતમાં નિર્ભય રહે.

જ્યારે પ્રાણ નીકળી જશે ત્યારે કુટંબ પરિવાર, દીકરા, દીકરી તે દિવસે તમામ અળગા થઇ જશે અને કોઇ પણ કામમાં આવશે નહી. આ તારો દેહ કાયમ નભી રહેશે એમ સમજતો નહીં માટે રામથી સ્નેહ કર; તેથીજ તારા જન્મ મરણની ફાંસી કબીર સાહેબ કહે છે કે તે અવિનાશી-ઇશ્વરથી કપાશે.

કબીર સાહેબનું કહેવું છે કે આ સંસાર અસાર હોઈ રાત્રીના સ્વપ્નાવત છે. મતલબ જેમ સ્વપ્ન સાચું હોતું નથી તેમ સંસાર પણ સાચો નથી. તેની અંદર મુખ્યત્વે કરી લોભ મનુષ્યને ફસાવે છે. તમામ દુર્ગણોમાં લોભ એ મોટામાં મોટો દુર્ગુણ છે અને તેથી લોભમાં તમામ માણસો ફસાય છે. લોભ એ પાપનું મૂળ ગણાય છે. આથી કબીર સાહેબ કહે છે કે આ અસાર સંસારમાં લોભરૂપી વારિની ધારા ઘણી સખત છે અને તેથી તેમાં તમામ સંસાર તણાતો જાય છે. વળી પાણીથી ભરેલ કાચી માટીના ઘડાને ફૂટતા વાર લાગતી નથી, તેમજ ઝાડ ઉપરથી પાંદડાને તૂટતા વાર લાગતી નથી તેવીજ રીતે આ તારી જીંદગીછે. મદ, લોભ ચતુરાઈ આદિમાં ન ફસાવાનો ઉપદેશ આપી સગા-

સંબંધી પણ કોઇ કામના નથી આદિ સાંસારિક વિષયોનું ભાન ઉત્તમ રીતે કરાવી માહાત્મા કબીર સાહેબ રામ સાથે સ્નેહ કરવા કહે છે અને રામનેજ અવિનાશી માની તેજ મનુષ્યના જન્મ મરણની ફાંસી ટાળી મુક્તિ આપશે એવો ઉત્તમ ઉપદેશ આ પદમાં ખાસ કરી વર્ણવેલો છે.

હવે આપણે જરા કબીર સાહેબના આધ્યાત્મિક પદો તરફ વળીશું.

## પદ ૮ મું.

### સંતો ઘરમેં ઝગરા ભારી.

રાત દિવસ મિલિ ઉઠિઉઠિ લાગે, પાંચ ઢોટા એક નારી,
ન્યારો ન્યારો ભોજન ચાહૈં, પાંચો અધિક સવાદી.
કોઇ કાહુકા હટા ન માનૈ, આપુંહિ આપ મુરાદી.
દુર્મતિ કેર દોહાગિન મેટે, ઢોટેહિ ચાપ ચપેરે.
કહૈં કબીર સોઈ જન મેરા, જો ઘરકી રારિ નિવેરે.

અક્ષરાર્થ:—હે સંતો, ઘરમાં મોટો ઝઘડો છે. રાત દિવસ પાંચ પુરૂષ અને એકનારી એકત્ર થઇ વારંવાર કજીયા કરે છે. હરેક જણ જુદા જુદા ભોજનની ઇચ્છા કરે છે અને પાંચે ઘણાજ સ્વાદને ઇચ્છવાવાળાં છે. કોઇ કોઇનું કહેવું માને તેમ નથી અને પોતપોતાની ઇચ્છાનુસાર વરતે તેવાં છે. ( આવી ) દુમર્તિ કેવી રીતે મટે કારણ કે પાંચે જણ તીર ચડાવી ઉભાં છે. કબીર કહે છે કે જે ઘરનો કજીયો મટાડે તે જણ મારો છે.

કબીર સાહેબનું આ પદ ગંભીર અર્થવાળું છે. તેનો ભાવાર્થ એવો છે કે હે સંતો, અથવા હે જીવ, આ દેહરૂપી ઘરમાં મોટો કજીઓ લાગેલો છે તેનો તમે વિચાર કરો. ઝઘડો કેવો છે? તે સંબંધી હવે સ્પષ્ટીકરણ કરતા કહે છે કે અહોરાત્રિ ઉપાધી એક પછી એક લાગ્યાજ કરે છે. જીવને કઈ ઉપાધિ કેવી રીતે અને કોનાથી લાગે છે? તે સંબંધો કહે છે કે આ દેહરૂપ ઘરમાં પાંચ પુરૂષ અને એક સ્ત્રી વચ્ચે કજીઓ લાગેલો રહે છે. દેહ પંચતત્વનો બનેલો છે અને તે પંચતત્વ તે પાંચ પુરૂષ. આકાશ, વાયુ, તેજ, જલ અને પૃથ્વી તે પાંચ તત્વ, અને વાણી તે સ્ત્રી. આ પાંચે પુરૂષ પ્રથક પ્રથક ભોજનની ઇચ્છા રાખે છે, આકાશ શબ્દ ઇચ્છે છે, વાયુ સ્પર્શ ઇચ્છે છે, તેજ રૂપ ઇચ્છે છે, જલ રસ ઇચ્છે છે અને પૃથ્વી ગંધ ઇચ્છે છે, વળી વાણી છે. તેતો જીવને ખાઇ જવાનીજ ઇચ્છા રાખે છે. કબીર સાહેબનું કહેવું એવું છે કે ગુરૂવા લોકો એટલે કે લેભાગુ ગુરૂઓ જુદી જુદી રીતે ખોટા ઉપદેશ આપી જીવને ફસાવે છે અને આવા અસત્ય ઉપદેશથી જીવ મુકત થઇ શકતો નથી. આથી ઉપર કહેલ પંચ પુરૂષ પ્રથક પ્રથક ભોજનના સ્વાદીલા છે, જ્યારે વાણી જીવને ફસાવે છે એટલે કે અસત્ય ઉપદેશથી સર્વ કોઇ પોતપોતાના મુખત્યારરૂપ બની કોઇ કોઇના કબજામાં રહેતું નથી. જો સત્ય ઉપદેશ ગ્રહણ થયો હોય તો સર્વ કોઇ પોતપોતાનું કાર્ય યથેચ્છ રીતે કરી શકે અને તેથી કજીઓ થવા સંભવ જ ન રહે પરંતુ તેમ થતું નથી. માટે કબીર સાહેબ કહે છે કે વાણી ગુરૂવાલોકના ઉપદેશથી અલગ રહે અને પાંચે તત્વ પાંચે

વિષયોને આધીન ન થાય અર્થાત જે સંતપુરૂષ ગુરૂવાલોકોના અસત્ય ઉપદેશમાં ન ફસાય અને પંચ વિષયને આધીન ન રહે તેજ સંત પુરૂષ આ દેહરૂપી ઘરનો કજીયો મટાડી શકે અને તેજ સંતપુરૂષને હું મારો પોતાનો માનુંછું.

## પદ ૯ મું.

રામ ગુણ ન્યારો, ન્યારો ન્યારો—

અબુઝા લોગ કહાલોં બૂઝૈ, બૂઝનહાર બિચારો.
કેતેહિ રામચંદ્ર તપસીસે, જીન્હ યહ જગ બિટમાયા.
કેતેહિ કાન્હ ભયે મુરલીધર, તિન્હભી અંત ન પાયા.
મચ્છ કચ્છ ઔ બરાહ સ્વરૂપી, બાવન નામ ધરાયા.
કેતેહિ બૌદ્ધ નિકલંકી કહિયે, તિન્હભી અંત ન પાયા.
કેતેહિ સિદ્ધ સાધક સંન્યાસી, જીન્હ બંનબાસ બસાયા.
કેતેહિ મુનિજન ગોરખ કહિયે, તિન્હેભી અંત ન પાયા.
જાકી ગતિ બ્રહ્મૈ નહિં જાની, શિવ સનકાદિક હારે.
તાકે ગુણ નર કૈસેક પૈહો, કહ હિં કબીર પુકારે.

અક્ષરાર્થ—રામ ગુણ ન્યારો, ન્યારો અને ન્યારોજ છે, અબુઝ લોકો કયાંથી જાણી શકે? માટે હે સમજુ પુરૂષો, તમે વિચાર કરો. કેટલાક તપસ્વી રામચંદ્રજી થયા કે જેમણે આ જગતમાં દેહ ધારણ કર્યા અને કેટલાક મુરલીધર કાન પણ થયા તેઓ પણ અંત લાવી શકયા નહી. મચ્છ, કચ્છ અને વરાહ આદિ અવતારો થયા. અવતાર ધારણ કરી બાવનરૂપ ( અત્યંત નહાનું

સ્વરૂપ ) નામ ધરાવ્યું કેટલાક બોદ્ધ નિકલંક થયા તેઓ પણ અંત પામી શકયા નથી. કેટલાક સિદ્ધ, સાધુ, સન્યાસી થયા જેમણે વનવાસ વેઠયો. કેટલાક મુનિઓ અને ગોરખ પણ કહેવાણા છતાં પણ અંત લાવી શકયા નથી, જેની ગતિ બ્રહ્માએ પણ જાણી નથી, શિવ, શનકાદિક પણ પાર પામતા હારી ગયા માટે કબીર સાહેબ પોકારી પોકારી કહે છે કે તેના ગુણ મનુષ્ય કેવી રીતે જાણી શકે ? કબીર સાહેબના કેટલાક પદો દ્વિઅર્થી પણ છે એટલુંજ નહીં પણ તેમના પદોમાં આવતા શબ્દોના અર્થ પણ જુદી જુદી રીતે થઇ શકે છે. આ પદ રામના ગુણ સબંધી અર્થાત રામનું ભજન જે પ્રધાનરૂપે તેમણે માનેલ છે તે સંબંધી વિચાર કરતાં રામના ગુણ સબંધી તેમનો મત જુદોજ છે. વળી બીજી રીતે કહીએ તો રામ એટલે આત્મા, આત્મા એટલે સચ્ચિદાનંદ અને ગુણ એટલે વેદ. અર્થાત આત્માનો વેદે ત્રણ રીતે નિર્ણય કરેલ છે. તત્, ત્વં અને અસી. પણં તે પારખથી અલગજ છે. અબુઝ લોક એટલે જેમની બુદ્ધિ ન પહોંચે તેવા મિથ્યા અનુમાન કરે છે અને બુઝનહાર એટલે જીવ તે મિથ્યા અનુમાનની પાછળ મથે છે તે કયાં સૂધી અનુમાન કરી શકશે ? કારણ કે, રામાવતાર, કૃષ્ણાવતાર, દશાવતાર, બૌદ્ધ, નકુલંક, સિદ્ધ, સાધક, સંન્યાસી, મુનિઓ અને ગોરખ આદિ પણ અવતાર ધારણ વારંવાર કરી કરી થાકયા પણ પાર પામી શકયા નથી એટલુંજ નહીં પણ બ્રહ્મા જેવા પણ વેદમાં "નેતિં, નેતિ" કહી થાકી ગયા અને શિવ સનકાદિ પણ હારી ગયા તો પછી કબીર સાહેબ કહે છે કે તેનો અંત મનુષ્ય કેવી

રીતે પામી શકે ? આ સ્થળે સહજ શંકા ઉદ્‌ભવશે કે જ્યારે કબીર સાહેબ રામભજનને પ્રધાન ગણે છે તો પછી રામાવતારમાં રામનું પણ ખરૂં રહસ્ય સમજી ન શકયા તો પછી રામનું ભજન કરવાથી પણ શું ફળ ? આવી શંકાના પ્રત્યુત્તરમાં આપણે કબીર સાહેબના રામ સબંધી થોડા દોહા આ નીચે આપીશું જેથી આપણને ખાત્રી થશે કે કબીર સાહેબ કોનું ભજન કરવા આપણને પ્રેરે છે અને રામ પણ કોને કહે છે ? એક સ્થળે તેમણે લખેલ છે કેઃ—

જગમેં ચારોં રામ હૈ, તીન રામ વ્યવહાર,
ચૌથા રામ નિજસાર હૈ, તાકા કરો વિચાર.

જગતમાં ચાર રામ મનાય છે તેમાંના ત્રણ રામ વ્યવહારમાં આવે છે અને ચોથા રામ સારરૂપ છે તેનો વિચાર કરીએ. હવે તે રામ કયા કયા ? તો કહે છે કેઃ-

એક રામ દશરથ ઘર ડોલે, એક રામ ઘટઘટમેં બોલે,
એક રામકા સકલ પસારા, એક રામ ત્રિભુવન તે ન્યારા.

ત્યારેઃ—

કૌન રામ દશરથ ઘર ડોલે, કૌન રામ ઘટઘટમેં બોલે,
કૌન રામકા સકલ પસારા, કૌન રામ ત્રિભુવન તે ન્યારા.

કહે છે કેઃ—

આકાર દશરથ ઘર ડોલે, નિરાકાર ઘટઘટમેં બોલે,
બિંદુ રામકા સકલ પસારા, નિરાલંબ સબહીતેં ન્યારા.

એક રામ દશરથને ઘેર જન્મ્યા છે, એક રામ ઘટઘટમાં બોલે છે એક રામે આ સકલનો પ્રસાર કર્યો છે અને રામ આ ત્રિભુવનથી અલગજ છે. ઉપર બતાવેલ રામ કોને કોને ગણવા ? તે સબંધી જણાવે છે કે આકાર રૂપ થએલ રામ દશરથને ત્યાં જન્મ્યાં, ઘટઘટમાં બોલે છે તે રામ નિરાકારરૂપ છે, બીંદુ રૂપ રામથી આ સકલ જગત થએલ છે અને જે નિરાલંબ રૂપ રામ છે તે સર્વથી ન્યારાજ છે, આથીજ કબીર સાહેબે રામનો ગુણ ન્યારોજ માનેલ છે અને આ ચોથા નિરાલંબ રૂપ રામનુંજ ભજન કરવાનું તેમનું કહેવું છે અને આથીજ તેમણે પોકારી પોકારી કહેલ છે કે રામના ભજન કરવાનું ખરૂં રહસ્ય વિરલા જ જાણી શકે અને જગત પણ જેને બ્રહ્મ માને છે તે પણ તેજ છે. કબીર સાહેબનો ઉપદેશ પારખ ભૂમિએ પહોંચવાનોજ છે. અને ત્યાં પહોંચે ત્યારેજ ખરૂં પારખ પદ પ્રાપ્ત થાય અને તેમ થયે મુકિત મળી શકે એવો અર્થ થઇ શકે છે.

## પદ ૧૦ મું.

### હરિ બિનુ ભરમ બિગુર્ચનિ ગંદા

જહાં જહાં ગયઉ આપન પૌ ખોયઉ, તેહિ ફંદે બહુ ફંદા,
યોગી કહૈં યોગ હૈ નીકા, દુતિયા ઔર ન ભાઈ,
નુંચિત મુંત મૌડિનિ જટાધારિ, તિન કહુ કહાં સિધિ પાઈ.
જ્ઞાની ગુણી શૂર કબિ દાતા, ઈ જો કહૈં બડ હમહીં.
જહાંસે ઉપજે તહાં સમાને, છૂટિ ગયે સબ તબહીં.

બાયેં દહિને તજૂ વિકારા, નિજુકૈ હરિપદ ગહિયા.
કહૈં કબીર ગૂંગે ગુર ખાયા, પૂછે સો કયા કહિયા.

અક્ષરાર્થ:—હરિ વગર ભ્રમમાં પડી ગંદો રહ્યો. ( આ ગંદા દેહથી જીવ છૂટો ન થયો અને ભ્રમમાં પડી રહ્યો. )

જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં પોતે પોતાનું પણ ખોયું અને ફંદામાં ફસાયો, યોગી લોકનું કહેવું છે કે યોગ સારો છે બીજું કાંઇ તેના જેવું ઉત્તમ નથી. નુંચિત, મુંડિત, મૌન ધારણ કરનારા અને જટાધારી તેમણે પણ કયાં સિદ્ધિ પ્રાપ્ત કરી છે ? જ્ઞાની, ગુણવાન, શૂરા, કવિ અને દાતા તેઓ કહે છે કે અમો સર્વથી મોટા છઇએ. જ્યાંથી ઉત્પન્ન થયા ત્યાંજ સમાયા અને તે વખતે તમામ છૂટી ગયા, અને જમણી ડાબી બાજુએ વિકારને છોડી દીધા તેમણે હરિપદ મેળવ્યું એમ માન્યું. કબીર સાહેબ કહે છે કે એ બાબત તો એવી છે કે ગુંગા માણસે ગોળ ખાધો હોય અને તેને પૂછવામાં આવે તો તે (તેનો સ્વાદ ) કેવી રીતે બતાવશે ? કબીર સાહેબનું આ પદ પણ ઘણુંજ ઉત્તમ છે. જો કે પદ નાનું છે પરંતુ તેનો ભાવાર્થ જોતાં તેમાં ઘણુંજ રહસ્ય સમાએલું છે. ઉપર આપણે સાધારણ રીતે અક્ષરાર્થ આપેલ છે હવે જરા વધારે ઉંડા ઉતરી તપાસીએ.

હરિ એટલે સર્વસ્વ હરણ કરનાર સર્વસ્વ હરણ કરનાર તે તુર્યા. હવે હરિ વિના એટલે તુર્યા વિના-જ્ઞાનવિના હું જીવ અજ્ઞાન એવું કહીને ભ્રમમાં ભરમાયો. ગંદા એ વિશેષણ જીવનું છે એટલે ગંદી દેહથી જીવ છૂટતો નથી, માટે ગંદા જીવ એમ

કહેલ છે. હવે કબીર સાહેબ આ ગંદા જીવને ઉદ્દેશી કહે છે કે અરે તું જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં તેં તારૂં પણ ગુમાવ્યું છે. કારણ કે સ્થૂલમાં ગયો ત્યારે હું સ્થૂલ, મારી મા, મારો બાપ, મારો ભાઈ, મારૂં ઘર, મારી સ્ત્રી, મારો પુત્ર, મારૂં કુટંબ; દ્રવ્ય સંપત્તિ આદિ સર્વ મારૂં મારૂં કહી તું માયાના ફંદામાં ખૂબ ફસાયો. વળી જ્યારે જુદા જુદા ઉપદેશો શ્રવણ કરી તેં જાણ્યું કે ગુરૂ વગર અને ભગવત ભજન વગર જીવનું (તારૂં) કલ્યાણ નથી ત્યારે ગુરૂવા લોકોના શરણે ગયો. [ કબીર સાહેબે ગુરૂવા શબ્દ જેઓ ખરા સાધુ નથી અર્થાત જે સાધુ પારખ ભૂમિએ પહોંચેલ નથી અને પોતાના સ્વાર્થ માટે કેવળ લોકોને અવળે રસ્તે અસત્ય ઉપદેશ આપી ચડાવે છે તેમના માટે વાપરેલ છે એમ સમજવું. ) હવે જ્યારે આવા લોકોના શરણે ગયો ત્યારે તેઓએ નાના પ્રકારના વેદાંતાદિના સિદ્ધાંતોના વિચારો બતાવ્યા, ત્યારે તું વિચાર કરવા લાગ્યો કે હું સ્થૂલનો જાણવાવાળો સ્થૂલ નથી કેમકે ઘરમાં રહેનાર પોતે ઘર નથી કારણ કે જો પોતેજ ઘર હોય તો પછી ઘર એ બીજો શબ્દ શા માટે વાપરત ! તો પછી જો હું સ્થૂલજ હોઉ તો સ્થૂલ કોણ કહે ! પણ તેમ નથી. કારણ કે સ્થૂલતો સાડાત્રણ હાથ લાંબું, પાંચ તત્વ, ત્રણ ગુણ, ચૌદ દેવતા, દશ ઇંદ્રીઓ અને જાગૃતિ અવસ્થાથી ઘેરાએલ છે. હવે જાગૃતિ અવસ્થા. હવે જાગૃતિ અવસ્થા હું જાણું છું. જે જે જોવામાં આવે તે જાગૃતિ. જાગૃતિ નેત્રસ્થાનમાં રહે છે અને વિશ્વ એ તેનું અભિમાન છે તેથી હું જાગૃતિ અને વિશ્વ પણ નથી. તેનો હું સાક્ષીભૂત છું. હવે

સ્થૂલના તત્વ પાંચ. આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી, હવે હું આકાશને પણ જાણુંછું અને આકાશની પ્રકૃતિ પણ જાણું છું, કામ કે જે શરીરમાં ફૂસ્રે છે તે પણ હું જાણુંછું; અને ક્રોધ જે ઉત્પન્ન થાય છે તે પણ હું જાણું છું, મોહ થાય છે તે પણ જાણું છું અને લોભ ઉત્પન્ન થાય છે તે પણ જાણું છું, હર્ષ ઉત્પન્ન થાય છે તે પણ જાણું છું. હવે જો કામ, ક્રોધ, લોભ, મોહ, હર્ષ તે પૈકી હું હોત તો પછી મને કામ સતાવે છે, ક્રોધ ઉત્પન્ન :થયો છે, મોહ થાય છે, લોભ થાય છે અને હર્ષ પણ થાય છે એમ કેમ કહેવાય ?

વળી હું આકાશની પ્રકૃતિ જાણનાર જુદોજ છું. તે એવી રીતે કે દીવાલનો જાણનાર દીવાલ નથી કારણ કે જો પોતેજ દીવાલ હોત તો દીવાલ એમ જુદું કોણ કહે ? બીજું વાયુતત્વ. હું વાયુતત્વને પણ જાણુંછું અને તેની પ્રકૃતિને પણ જાણુંછું. બળ કરવું, દોડવું, પગ પસારી બેસવું, સંકોચાઈ બેસવું અને બોલવું એ આદિ વાયુપ્રકૃતિ શું હું જાણતો નથી ? તે પણં હું જાણું છું જેથી હું તેનો પણ શાક્ષીભૂત છું. હવે અગ્નિ તત્વ. તેની પાંચ પ્રકૃતિ, નિદ્રા, સુષુપ્તિ, આળસ, ભૂખ અને તરસને જાણનાર હું જુદોજ છું. જળ અને તેની પ્રકૃતિ પણ જાણું છું. રૂધિર, પરસેવો, મૂત્ર, બિંદુ અને લાળ એનો પણ શાક્ષી હોઈ નિરાળોછું. પૃથ્વી અને તેની પ્રકૃતિ હાડકાં, માંસ, ત્વચા, નાડી, અને રોમ ( મોવાળા ) તેનો જાણનાર હું સ્થૂલથી અલગ સૂક્ષ્મ છું સ્થૂલ નથી. ત્રિગુંણ કહેનાર હું ત્રિગુણ નથી. કારણ કે સ્થૂલના દેવતા બ્રહ્મા અને ગુણ રજોગુણ તેનો પણ હું શાક્ષી. સ્થૂલના

દેવતા ચૌદ, મનના દેવતા ચંદ્રમા કે જેથી મન કલ્પના કરે છે, બુદ્ધિના દેવતા બ્રહ્મા કે જેથી બુદ્ધિ નિશ્ચય કરે છે, ચિત્તના દેવતા નારાયણ કે જેથી ચિત્ત ચંચળ થાય છે. અહંકારના દેવ-વતા શંકર કે જેથી અહંતા ઉત્પન્ન થાય છે. નેત્રના દેવતા સૂર્ય કે જેથી નેત્રથી જોઇ શકાય છે, કાનના દેવતા દિશા કે જેથી શ્રવણ થઇ શકે છે, જીભના દેવતા વરૂણ કે જેથી જીભને સ્વાદ લાગે છે. નાકના દેવતા અશ્વિનીકુમાર કે જેથી નાકને ગંધનું જ્ઞાન ઉત્પન્ન થાય છે, હાથના દેવતા ઇંદ્ર કે જેથી હાથ લઈ શકે છે. પગના દેવતા ઉપેન્દ્ર કે જેથી પગ હરી ફરી શકે છે, ત્વચા-ના દેવતા વાયુ કે જેથી સ્પર્શનું જ્ઞાન થાય છે, વાચા ઈંદ્રીના દેવતા અગ્નિ, શિશ્નના દેવતા પ્રજાપતી અને ગુદાના દેવના યમ કે જેથી ગુદા પ્રક્ષાલન થાય છે. આવી રીતે ચૌદ દેવતાથી આ સ્થુલનો વ્યવહાર થાય છે તેથી હું ચૌદ દેવતાને તેની ઈંદ્રી-ઓના વ્યવહાર સહિત જાણું છું. સ્થૂલનો કોશ અન્નમય અન્ન-મય અને અન્નમય કોશ જે છે તે સર્વનો હું જ્ઞાતા છું તેથી હું અન્નમય નથી. તારક નામ, ત્રિકુટી સ્થલ, બાલ્યાવસ્થા, બ્રહ્મ-ચર્યાશ્રમ, આદિ જેટલી સ્થૂલની સંપત્તિ છે તે સર્વનો જાણનાર હું સ્થૂલ નથી. કારણ કે જો ઘરનો રહેનાર ઘર હોય તો હું પણ સ્થૂલ હોઉં. પણ તેમ નથી તેથી હું સૂક્ષ્મ. હું આવી રીતે મારૂં પણ ખોઇને સૂક્ષ્મદેહ પોતાનો કરી—માની બંધનમાં પડ્યો. નાનાપ્રકારની ક્રિયા કરવા લાગ્યો, યોગ કરવા લાગ્યો, ખેચરિ આદિ મુદ્રા, સમાધિ, પ્રાણાયામ આદિ સૂક્ષ્મ દેહના ફંદામાં ફસી ઘણીવાર ફસાયો. કોઈ એવું પણ અનુમાન કરે કે સૂક્ષ્મનો

જાણનાર સૂક્ષ્મ કેવી રીતે ? કારણ કે સ્થૂલનો જાણનાર સ્થૂલ નથી તો સૂક્ષ્મનો જાણનાર સૂક્ષ્મ પણ નથી. સૂક્ષ્મ સબંધી જણાવે છે કે સૂક્ષ્મ એટલે અંગુષ્ઠ પ્રમાણ, સ્વપ્નાવસ્થા, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ [૫] ચિત્ત, મન, બુદ્ધિ, અહંકાર એ ( ૪ ) પ્રાણ, અપાન, સમાન, વ્યાન, ઉદાન એ (૫) દશ ઇંદ્રીય સૂક્ષ્મ, પચીસમું અંતઃકરણ છવીસમો જીવ. આવી રીતે છવીસ કળા એકત્ર થાય ત્યારે સૂક્ષ્મદેહ બને છે. હવે સ્વપ્નની ઉત્પત્તિ કંઠમાં છે તેથી હું સ્વપ્ન જોઉંછું તેથી હું સ્વપ્ન કેવી રીતે બનું ? સૂક્ષ્મ અને સૂક્ષ્મની તત્વ પ્રકૃતિ હું જાણું છું તેથી હું સૂક્ષ્મ પણ નથી. પાણીને જોનાર પાણી હોય તો હું સૂક્ષ્મ ગણાઉં. જેવી રીતે પાણીને જોનાર પાણીથી જુદોજ છે તેવીજ રીતે હું સૂક્ષ્મને જાણનાર સૂક્ષ્મથી અલગ છું. ગૃહસ્થ આશ્રમ, ગુરૂનિવાસ, પિશાચદશા, તૈજસ અભિમાન, વોહું દિક્ષા, યોગ આનંદર, અક્ષર માત્રા, વેદ છંદ, દ્રવ્ય શકિત, માર્તંડ દૈવત, કામઅગ્નિ, ભૂચરી મુદ્રા, ઉકાર માત્રા, મધ્યમા વાચા, વિષ્ણુ દેવતા, સત્વગુણ, કંઠસ્થાન, દંડકનામ, યજુર્વેદ, વરૂણદૈવત, મઠાકાશ આદિ જેટલી સૂક્ષ્મ દેહની સંપત્તિ છે તે સર્વનો જાણનાર હું સૂક્ષ્મ કેવી રીતે થઈ શકું ? આથી હવે હું સૂક્ષ્મ પણ નથી તેમ સ્થૂલ પણ નથી. સ્થૂલ સૂક્ષ્મ ઉભયને જાણનાર હું તે સર્વથી ન્યારો, પર ઈશ્વર. ( ત્વં પદ સંપૂર્ણ. ) આવી રીતે જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં પોતાનું પણ ખોયું અને તેના ફંદામાં ફસાયો.

હવે વળી એવું પણ અનુમાન કર્યું છે કે હું ઈશ્વર પણ નથી પણ હું ઈશ્વરનો સાક્ષી. જે સુષુપ્તિ અવસ્થાનો શાક્ષી. જેસુષુપ્તિ

અવસ્થાનું સુખ છે તે હું હૃદયમાં જાણું છું. જો ન જાણતો હોત તો કેવી રીતે કહી શકત ! માટે સુષુપ્તિનું કહું છું તો તે પણ કેવી રીતે ? સુષુપ્તિ અવસ્થા કારણ દેહ. જ્યાં પ્રાણ, અપાન, સમાન, વ્યાન અને ઉદાન હૃદયસ્થાનમાં આ તત્વ મિશ્ર થાય ત્યારે સુષુપ્તિ થાય છે. તેથી હું જાણનાર ચૈતન્ય બ્રહ્મ. મારી અવસ્થા તુર્યા. આ જગત સર્વ ઇંદ્રજાલવત્ અજ્ઞાન અને હું જ્ઞાન સર્વનો શાક્ષી. જ્યારે અપાનમાં ગંધ મળી, ગંધમાં પૃથ્વી મળી, પ્રાણમાં રસ મળ્યો, રસમાં જળ મળ્યું, ઉદાનમાં રૂપ મળ્યું અને રૂપમાં અગ્નિ મળી; સમાનમા સ્પર્શ, સ્પર્શમાં વાયુ, વ્યાનમાં શબ્દ, શબ્દમાં આકાશ મળ્યાં; આવી રીતે જ્યારે દશ તત્ત્વનું મિશ્રણ થયું ત્યારે સુષુપ્તિ અવસ્થા થઇ. તેથી હું સુષુપ્તિ અવસ્થાને જાણનાર ચૈતન્ય. સુષુપ્તિ અચેત અને હું ચૈતન્ય. કોઈ કહેશે કે જ્યારે સુષુપ્તિ થાય છે ત્યારે કાંઇકં ખબર રહે છે. તો પછી ખબર રહેવી, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આદિ દશ તત્ત્વ જ્યાં મિશ્ર છે ત્યાં ખબર કઇ વસ્તુની પડે ? જેમકે દૃષ્ટાંત તરીકે વિશ્વનો પ્રલય થયો અને માત્ર એક સન્યાસી બાકી રહ્યો તો પછી તેણે શું કહેવું અને કોને કહેવું ? વસ્તુત; કાંઇ અન્ય વસ્તુ નહોતી. તેવીજ રીતે હું ચૈતન્ય અને જગત્ સર્વ ઇંદ્રજાળવત્. હું અવિનાશી અને જગત સર્વ નાસ્તી. કારણ કે દેહ અને તેને લંગતી જેટલી સંપત્તિ છે તે સર્વનો હું શાક્ષી. કારણ કે દેહ અર્ધ પર્વ, પ્રાજ્ઞ અભિમાન, હૃદયસ્થાન, મનોમય કોશ, વાનપ્રસ્થ આશ્રમ, આત્મલીંગ, વિશ્વ પ્રલય, ઉન્મત્તદશા, સુષુપ્તિ અવસ્થા, શિવોહં દિક્ષા, અદ્વૈતાનંદ, નિદિધ્યાસ સાધન,

અજ્ઞાનશકિત, ક્ષેત્રજ્ઞ નિર્ણય, રૂદ્ર દૈવત, મંદાગ્નિ, તમોગુણ, તૃતીયપાદ ગાયત્રી, ચાંચરી મુદ્રા, મકારમાત્રા, મધ્યમાવાચા, મહાદાકાશ, કપી માર્ગ, વિશ્વ પ્રલય, અગ્નિ તત્વ, સામવેદ, બુદ્ધિ બોધવ્ય વ્યવહાર, સૌલેષ્ટતા ભૂમિકા, આનંદમય આદિ જેટલાં કારણો દેહની સંપત્તિનાં છે તે સર્વ હું જાણનાર છું. આવી રીતે ત્રિગુણ ત્યાગ કરી બ્રહ્મનિષ્ઠામાં જીવ બંધાયો અને જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં તેણે પોતાનું પણ ખોયું એ અર્થ. [તત્પદાર્થ ] આગળ જતાં વળી કોઇએ ઉલટી રીતે તત્પદનું શોધન કરવાનું ધાર્યું. કે જો હું ચૈતન્ય હોત તો પછી ચૈતન્ય કોણ કહેત ? હું તુર્યાવસ્થાનો જાણનાર તુર્યા નથી. જ્ઞાન એ મારો વિકાર છે. અરે હું તો તુરીયાતીત કૈવલ્ય આત્મા. જ્ઞાન અજ્ઞાન એ બે ઉપાધિ એતો શાક્ષી. હું વિજ્ઞાન રૂપી, અરે જગત બ્રહ્મ ઉપાધિ અને હું નિરૂપાધિ આત્મા, તો પછી જે તુર્યાનો કહેનાર તુર્યા નથી તો પછી જ્ઞાનનો કહેનાર જ્ઞાન નથી, જેમ ગણો તેમ સર્વ સમાનજ છે. જેવી રીતે નદીનું પાણી નદી નથી, સમુદ્રનું પાણી સમુદ્ર નથી પરંતુ પાણી સત્ય અને નામરૂપ ઉપાધિ મિથ્યા. આવીજ રીતે આત્મા સત્ય અને બ્રહ્મ જગત એ બને ઉપાધિ. તુર્યા મહા કારણ રૂપ પ્રમાણ, નાભીસ્થાન, નીલવર્ણ, પરાવાચા, વાયુતત્વ, ચિત્ત, મન, બુદ્ધિ, અહંકાર, આપાન બુદ્ધિમાં, પ્રાણ મનમાં, ઉદાન અહંકારમાં, સમાન ચિત્તમાં, વ્યાન અંતઃકરણમાં મળેલ છે. આવી રીતે મહા કારણ રૂપ તુર્યા અવસ્થા. ચતુર્થ આશ્રમ, મહા પ્રલય, મૌનદશા, સાયુજ્ય મુકિત, પ્રત્યગાત્મા અભિમાન, સોહં દીક્ષા, વિદેહાનંદ, સાધાન સાક્ષાત્કાર, ઈચ્છા શકિત, ૐપદ, વડવાગ્નિ, અગોચરી મુદ્રા, શુદ્ધ સતોગુણ, ઈશ્વર

દેવ, ઇકાર માત્રા, અર્ધચંદ્ર, સુર્યક્રિયા, અથરવણ વેદ ચિદાકાશ, મીન માર્ગ, સુલીન ભૂમિકા આદિ જેટલી ઉપાધિ છે તે આત્માની જગાએ નથી. આ સર્વ ઉપાધી મારે શા માટે જોઇએ? હું શુદ્ધબુદ્ધ નિરંજન નિરવિકાર. મારી સ્ફૂર્તિ માત્રથી જગત નિર્માણ થયું. ( જલતરંગ ન્યાય ) અહંપરમહંસ, ન દુઃખ ન સુખ ઉન્મની વાચા, સ્વસંવેદ, નિર્ગુણ, ન હું મુકત કે ન હું બંધન મુકત, સર્વોપરી આનંદ, અનામયોહં જાન, કૂટસ્થ શદાશિવ, પુણ્યગિરિ, બ્રહ્માગ્નિ, સર્વશાક્ષી, દૃષ્ટાદૃષ્ટિ રહિત નિર્વિકલ્પ, કળાતીત કળા, ભાવાતીત ભાવ, આકાશવત્ નિજાકાશ, માત્રાશુન્ય, શિખાસ્થાન, શેષમાર્ગ, સચિદાનંદ અસિપદાર્થ. આવી રીતે મહાત્મા કહે છે કે જ્યાં જ્યાં જીવ વગર પારખે ગયો ત્યાં ત્યાં ફસાયો. એ ભાવાર્થ. વળી જ્યાં સુધી બુદ્ધિથી અનુમાન થઇ શક્યું ત્યાં સુધી વધતોજ ગયો અનુમાન ક્રમશઃ થતાંજ ગયા. અને જ્યારે બુદ્ધિ આગળ ન પહોંચી ત્યારે હારીને એકજ આત્મા કહ્યો. યોગી કે જેણે યોગધ્યાન સમાધિ આદિ કરી પૂર્વોકત મન શાંત કરેલ છે તે શું કહે છે? તેઓ કહે છે કે યોગજ સારો છે કે જ્યાં એકાનંદ વગર અન્ય નથી. નુંચિત એટલે જૈની, મુંડિત એટલે સન્યાસી તેમણે કઇ સિદ્ધિ પ્રાપ્ત કરી! મૌની [ મૌન્ય ધારણ કરનાર ] બોલતા નથી પરંતુ તેમના મન ઉન્મુન ( ચોખા ) થયાં નહીં તો પછી તેમણે કઇ સ્થિતિ પ્રાપ્ત કરી! જટાધારી, તપસ્વી કાંઇ પણ સ્થિતિ વગર આમતેમ જંગલમાં પશુવત્ ભટકયા કરે છે. અને જગતને કહે છે કે અમે યોગી છઇએ, અમે સિદ્ધ છઇએ અને

અમોને સહજ સિદ્ધિ મળી શકે છે. જ્ઞાની કહે છે કે એક આત્મા નિરંતર સોહં બીજું કાંઈ નથી. સદા એકરસ અદ્વૈત. ગુણી એટલે ભકત. તે કહે છે કે અમે હમેશાં ભગવાનના ભજનમાંજ પ્રેમથી મશગુલ રહીએ છઇએ જેથી અમેજ મુકત થવાના. શૂરા કહે છે કે અમે સર્વ આશા તૃષ્ણા ત્યાગી અમે અમારૂં શરીર છોડીએ છઇએ જેથી અમે મુકત થવાના. કવિ કહે છે કે અમેજ સર્વથી મોટા છઇએ. કારણુ કે તમામ વેદ શાસ્ત્ર આદિનું દોહન કરી જુદી જુદી જાતની કવિતાઓ બનાવી, દાતા કહે છે કે અમે સર્વથી મોટા. પરંતુ સર્વ ગર્ભવાસમાં પેદા થયા અને પાછા તેમાંજ સમાયા. આવે વખતે પારખ વગર જ્ઞાન, ગુણુ આદિ તમામ છૂટી જવાના અર્થાત મનુષ્ય ગર્ભવાસમાં પેદા થાય છે ત્યારથી મરણુ પર્યંત પારખ વગર–ખરૂં રહસ્ય જાણ્યા વગર મરણુને શરણુ થઈ પુનઃ ગર્ભવાસમાં પડે છે પુનર્જન્મ ધારણુ કરે છે અને અંતકાળે મરણુ થયે જ્ઞાન ગુણુ આદિ સર્વ તેમના તેમ પડયા રહે છે એ ભાવાર્થ. બાયેં એટલે વામમાર્ગ દહિને એટલે દક્ષિણુ માર્ગ; તે બંને છોડી નિશ્ચય જ્ઞાન પદ લીધું અને મૌની કહેવાયા અને મનમાં નિશ્ચય કર્યો કે અમારા વગર બીજું કોઇ છેજ નહીં માટે હવે કોની સાથે બોલવું ! આમ મનમાં નિશ્ચય કરી મૌની બન્યા. જેમ મુંગા માણસે ગોળ ખાધો હોય અને તેને પૂછવામાં આવે તો તે ગોળનો સ્વાદ કેવી રીતે બતાવી શકે ! તેવાજ રીતે જ્ઞાની આપોઆપ સમજી મૌની બન્યા. કબીર સાહેબનું કહેવું છે કે જો તેઓ ખરૂં રહસ્ય જાણી શકતા હોય તોજ અન્યને બતાવી શકે ને ? ઉપલા

સ્પષ્ટીકરણમાં કબીરં સાહેબે જુદા જુદા ધર્માવલંબીઓના મતનું સ્પષ્ટીકરણ કરી કેવલ પારખભૂમિએ પહોંચ્યા સિવાય મુક્તિ મળતી નથી એવું તાત્પર્ય બતાવેલ છે.

આ પદને અતિ મહત્વનું અને ગૂઢાર્થવાળુ ગણી કબીર પંથી મહાત્મા પૂરણ સાહેબ કે જેઓ લગભગ મહાત્મા કબીર સાહેબની બરોબર થઇ ગએલ છે તેમણે આ પદ ઉપર પોતાના વિચારો ટુંકામાં કવિતામાં દર્શાવેલ છે જે કવિતા મનન કરવા જેવી હોવાથી અમો આ નીચે આપીએ છઇએ અને તે વાંચવાથી મહાત્મા કબીર સાહેબના આ પદનું તેમજ અમોએ આપેલ સ્પષ્ટીકરણનું રહસ્ય પણ તરત સમજી શકાશે.

### કવિત્ત.

હરિ કહિયે વિદ્યા માયા, જાસે સકલ અવિદ્યા હરે,
તેહિં બિનુ કહીં જીવં મૂર્ખ સકલ ભર્મમેં નસાયો હૈ.
ગંધા કહિયે જીવકો, ગંધી દેહ મેરી કહ્યો,
વિષયનમેં લંપટ ભયો, તાતે ગોતા ખાયો હૈ.

વળી:—

### કબિત્ત.

ઐસી ઐસી બાતેં સુનીં જહાં જહાં જીવ ગયો,
તહાં તહાં ગુરવનને, ફંદમેં ફંદાયો હૈ
આમન પૌ આપ ખોયો થાપ રખી ઔરનકી,
તેહીતે બારબાર બહુ તેં ઠગાયો હૈ.

તુર્યાતીત અવસ્થા આતમ જૈસેક તૈસા હૈં જાનિકે,
અજાન ભયો અસ દેખત ભૂલિ દેખતે ભુલાયો હૈ.
કહૈં પૂરન પરખ ન લહ્યો ઐસો ગવાંર પારખ બિના,
ફિરિ ફિરિ ભયો બુદ્ધિહીન જહાં કો કહાં સમાયો હૈ. (૧)
યોગી કહિયે કપિલ મુની જીન સિદ્ધ ઐસો નામ ધર્યો,
જૈની સંન્યાસી બૌધ તપસીતુ છાયો હૈ.
જ્ઞાની સનકાદિ ઔ ગુની નારદાદિ ભયે,
શૂર ભીષ્માદિ જીન્હ શૂરતા જનાયો હૈ.
કબી વ્યાસાદિ જીન્હ અષ્ટાદશ પુરાણ ગાયે,
વેદનકે સૂત્ર બનાયે મહિમા બહુ ભાયો હૈ.
દાતા કહિયે કર્ણ જો જગમેં સમર્થ ભયે,
સબૈ કરની પાછે રહી જબ ગર્ભબાસ પાયો હૈ.
જગત બ્રહ્મ દોઉ છોડિ, આતમ પર ટિકા રહ્યો,
જૈસે ગૂંગા ખાયો ગુર પૂછેસે કયા બતાયો હૈ.

---

## પદ ૧૧ મું.

બુઝ બુઝ પંડિત કરહુ બિચારા, પુરૂષા હૈ કી નારી.
બ્રાહ્મણ કે ઘર બ્રાહ્મણી હોતી, યોગી કે ઘર ચેલી;
કલમા પઢિ પઢિ ભઈ તુરકની, કલમેં રહત અકેલી.
બર નહિં બરે, વ્યાહ નહિં કરે, પુત્ર જન્માવન હારી;

કારે મૂંડકો એકહુ ન છાંડી, અજહૂં આદિ કુમારી.
મૈકે રહે જાઈ નહિં સસુરે, સાંઈ સંગ ન સોવેં;
કહેં કબીર મેં યુગ યુગ જીવેં, જાતિ પાંતિ કુલ ખોવેં.

અક્ષરાર્થ:—

હે પંડિત, જે કાંઈ વિચાર કર્યો છે તે પૂરતી રીતે સમજી લીયો તે પુરૂષ છે કે નારી. બ્રાહ્મણને ઘેર તે બ્રાહ્મણી બની છે અને યોગીને ઘેર ચેલી ( સિદ્ધિ ) થઇ છે. વળી કલમા ભણી ભણીને તુરકની ( મુસલમાન ) થઇ છે અને સંસારમાં એકલીજ રહે છે. તે વરને વરતી નથી તેમજ વિવાહ કરતી નથી છતાં પુત્રને જન્મ આપવાવાળી છે. કાળા માથાના એકે માનવીને છોડયો નથી તો પણ તે અદ્યાપિ કુંવારીજ છે. માવતંરને ત્યાં રહે છે.પણ સાસરે જતી નથી અને સાંઈ (પતિ)ની સાથે સૂતી નથી, કબીર સાહેબ કહે છે કે આ નારીનું કહેવું છે કે હું નાત, જાત કુલ આદિનો ત્યાગ કરી યુગેયુગ જીવુંછું.

આ પદનું ઉપર ટપકે અવલોકન કરીશું તો તેનો ભાવાર્થ જગતના ચાલતા વ્યવહાર વિરૂદ્ધ જણાય છે જે બનવું તદન અસંભવિત જણાય છે. પરંતુ કબીર સાહેબ પ્રથમથીજ કહે છે કે હે પંડિત આ વિચાર પૂરતી રીતે સમજો. આ ઉપરથીજ આપણને પૂર્ણ વિચાર કરવા ફરજ પડે છે અને આથીજ આપણને સહજ જણાશે કે આ પદ ખાસ કરીને કોઇને પણ સંબોધી બનાવેલ હોવું જોઇએ. અક્ષરાર્થ જોતા તે કાંઇ પુરૂષને સંબોધી લખાએલ નથી પરંતુ નારીને સંબોધી લખાએલ છે. આ

ઉપરથી તપાસીશું તો તેનો ભાવાર્થ વાણી અર્થાત જીવની કલ્પના ઉપરજ ઘટાવેલ જણાય છે. કારણ કે જે વાણી બ્રહ્માને ઘેર ગાયત્રી થઈ તેજ વાણી યોગીને ઘેર સિદ્ધિ થઈ અને મુસલમાનને ઘેર કલમા બની. બ્રાહ્મણ લોકો ગાયત્રી પ્રધાન માને છે અને યોગી લોકો સિદ્ધિ પ્રધાન માને છે અને મુસલમાનો કલમા પ્રધાન ગણે છે. અર્થાત તમામ મનુષ્યની વાણી જીવની કલ્પનાજ છે એમ માની શકાય છે. વળી તેતો સંસારમાં એકલીજ રહે છે અર્થાત બ્રહ્મ ખુદા એ કાંઈજ નથી. વળી જે વાણીએ એક વખત એક ધણી બનાવ્યો છતાં વિવાહ કરેલ નથી. પરંતુ તેની આશામાં અને આશામાં વિરહિણી બની છતાં કુંવારીજ રહી છે અને આથી અનુમાનથીજ તેને પુત્ર થવા લાગ્યા. મતલબ વિવિધ વાણીના ઉપદેશથી શિષ્ય વર્ગની સંખ્યા વૃદ્ધિ ગત થવા લાગી. આથી કહે છે કોઈ પણ મનુષ્યને તેણે છોડ્યો નથી અર્થાત દરેકને ભરમાવ્યા છે અને કોઇને પણ સ્થિર રાખેલ નથી; આથી તે કુંવારીજ છે. ( ગાયત્રી (વાણી)નું નામ કુંવારી–બ્રહ્મચારિણિ શાસ્ત્રકારોએ બતાવેલ છે ) મૈકે અર્થાત પિયર જ્યાં પેદા થઇ, અને સાસુરે અર્થાત જ્યાં આશક રહેતો હોય. મતલબ વાણી જગતમાં પેદા થઈ છે પરંતુ જેણે તેની આશા કરી અર્થાત જે આશકી થયો ત્યાં તે જતી નથી એટલે તે સદા જગતમાંજ રહે છે. ( પિયર રહે છે ) સાંઇ એટલે બ્રહ્મ. જીવ કહે છે કે હું બ્રહ્મ, વિચાર કરી કરી બ્રહ્મ બન્યો અને હવે ચૈતન્ય થયો. સોવના એટલે અજ્ઞાન તેથી હું અજ્ઞાન નથી પણ જ્ઞાનરૂપ યુગયુગ અવિનાશી ચૈતન્ય. મારી નાત, જાત,

કુટુંબ કબીલા કાંઈ નથી. હું સર્વ નાસ્તિમા આસ્તિ ચૈતન્ય. ( નારી એટલે વાણી, નારી સ્ત્રી ) આ પદ ખાસ કરી વાણી ઉપરજ લખાએલ હોય એમ ઉપર બતાવેલ અર્થથી સહજ જણાય છે.

## પદ ૧૨ મું.

પંડિત બાદ બદે સો ઝૂડા,

રામકે કહે જગત ગતિ પાવૈ, ખાંડ કહે મુખ મીઠા,
પાવક કહે પાંવ જો ડાહે, જલ કહૈ તૃષા બુઝાઈ,
ભોજન કરે ભૂખ જો ભાજે, તોં દુનિયા તર જાઈ.
નરકે સંગ સુવા હરિ બોલૈ, હરિ પરતાપ ન જાનૈ;
જો કબહીં ઉડિ જાય જંગલમેં, તો હરિ સુરતિ ન આનૈ.
બિનુ દેખે બિનુ અર્સ પંર્સ બિનુ, નામ લિયે કયા હોઈ;
ધનકે કહે ધનિક જો હોવૈ, નિર્ધન રહે ન કોઇ.
સાંચી પ્રીતિ વિષય માયા સો, હરિ ભક્તનકી ફાંસી;
કહહિં કબીર એક રામભજે બિનુ, બાંધે યમપુર જાસી.

અર્થ:—દરેક ધર્મમાં મોક્ષ સંપાદન કરવાના રસ્તા બતાવ્યા છે. યમપુર ન જાવા માટે પ્રથક પ્રથક ઉપદેશ આપવામાં આવેલ છે અને આના માટે ભજન મુખ્ય ગણેલ છે. આધુનિક કાળમાં લેભાગુ લોકો ભજનો અર્થ કેવળ રામ (પરમાત્મા) નામની ધુન લગાવવી એજ ગણે છે, પરંતુ સમજ્યા વગર ભજન કરનારાઓના માટે આ પદ કબીર સાહેબે લખેલ હોય એમ જણાય છે. તેઓ જણાવે છે કે પંડિત એટલે જ્ઞાની, જેણે વેદ-

શાસ્ત્ર આદિનો અભ્યાસ કરી બુદ્ધિ સુધારી છે તે પંડિત. આ પંડિતો જે વાદવિવાદ કરે છે તે અસત્ય છે. કારણ કે માત્ર રામજ કહેવાથી સંસારની ગતી થતી હોય તો પછી ખાંડ કહેવાથી મહોડું મીઠુંજ થવું જોઇએ. પરંતુ તેમ નથી. માત્ર ખાંડ એ શબ્દનો ઉચ્ચાર કરવાથી મહોંડું મીઠું થતું નથી. તેવીજ રીતે માત્ર રામ રામ એ શબ્દનો ઉચ્ચાર કરવાથી શું વળવાનુ ! જો અગ્નિ શબ્દના ઉચ્ચારથી પગ બળી જતો હોય, જલ શબ્દનો ઉચ્ચાર કરતા તરસ મટતી હોત અને ભોજન શબ્દના ઉચ્ચારથી ક્ષુધા શાંત થતી હોત તો દુનિયા સહજ તરી જાત. જેવી રીતે પાંજરાંમાં પૂરેલ પાળેલ પોપટ ઘરના માણસ સાથે રામ કોણ છે, રામનો પ્રતાપ શું છે તે જાણ્યા વગરજ સંગતને લઇ રામ રામ બોલ્યા કરે છે પરંતુ જો કદાચ તે પાંજરામાંથી મુકત થઈ જંગલમાં ઉડી જશે તો તેને રામ શબ્દ યાદ પણ નહીં રહે. આવી રીતે જ્યાં સુધી જીવ નરદેહની સાથે રહે છે, ત્યાં સૂધી તે તેની સાથે જ્ઞાનભકિત, યોગ આચરણ આદિ કહે છે પરંતુ તે નરદેહ છોડી ચોરાશી યોનિમાં ભટકશે તે વખતે તેને ઉપલી બાબતનું સહજ પણ જ્ઞાન નહીં રહે. જેનું દર્શન થયું નથી, જેનો સ્પર્શ પણ થયો નથી તેનું માત્ર નામ લેવાથી શું થવાનું હતું ? ધન શબ્દના ઉચ્ચારથી ધનિક થવાતું હોત તો દુનિયામાં કોઈ નિર્ધન રહેતજ નહી. તેવીજ રીતે જો રામ રામ કહેવાથી જ્ઞાની થવાતું હોત તો પછી દુનિયામાં કોઇ અજ્ઞાની રહેતજ નહીં. વાણીની માયા સાથે જે સત્ય પ્રીતિ લગાવે છે તેજ હરિભકતજનને ફાંસી છે. અર્થાત ગુરૂવા લોકો

અનેક પ્રકારે વાણી ઉપદેશ આપે છે અને આથી લોકો સત્ય શું છે તે ખરી રીતે જાણી શકતા નથી જેથી કહે છે કે હરિભક્તોને વાણીની માયાજ ફાંસી રૂપ બને છે. કબીર સાહેબ કહે છે કે માત્ર રામ એવું જે માત્ર અનુમાનજ છે તે અનુમાન તોડયા વગર જીવ બંધનમાંજ રહે છે અને તેથી તે યમપુર જાય છે અર્થાત તેનો મોક્ષ ન થતા તેને ચોરાસી લક્ષ યોનિમાં અવતાર લેવો પડે છે. રામ નામનું અનુમાન તોડવું એટલે કે પારખ ઉપર પહોંચવુ.

કબીર સાહેબનું કહેવું એવું છે કે દરેક મનુષ્યને રામ ભજનની જરૂર છે અને તેજ મોક્ષનું સાધન છે પરંતુ તે સાધન કાંઈ કેવળ રામ રામ શબ્દોચ્ચારથી પ્રાપ્ત થતું નથી. આ સાધન પ્રાપ્ત કરવા મનુષ્યે ખરા અંતઃકરણથી રામને ઓળખવા જોઇએ અને ઉપરછલા દેખાવથી ડોળઘાલુ સાધુની માફક દુનિયાને ઠગવા માટે માત્ર રામ રામ કરવું અને મોટી મોટી માળાઓ હાથમાં રાખી એક પછી એક મણકા મૂકવા એ નથી પરંતુ શુદ્ધ અંતઃકરણથી અને હૃદયને દૃઢ રાખી ખરો ઉપદેશ ગ્રહણ કરી-પારખભૂમિએ પહોંચી ખરી રીતે સત્ય રામનું ભજન કરવું એજ સાધન છે અને આથીજ છેવટે કહેલ છે કે રામના ભજન વિનાં યમપુરજ છે. મતલબ ખરા અંતઃકરણથીજ રામનું ભજન કરવું અને તેમ થાય તોજ મોક્ષ પમાય છે. એ તાત્પર્ય.

## પદ ૧૩ મું.

ભૂલા લોગ કહૈં ઘર મેરા,

જા ઘરમેં તૂ ભૂલા ડોલે, સો ઘર નાહીં તેરા.
હાથી ઘોડા બૈલ બાહના, સંગ્રહ કિયો ઘનેરા;
બસ્તીમાસે દિયો ખદેરા, જંગલ કિયો બસેરા.
ગાંઠિ બાંધિ ખર્ચ નહિં પઠવો, બહુરિન કીયો ફેરા;
બીબી બાહર હરમ મહલમેં, બીચ મિયાંકા ડેરા.
નૌ મન સૂત અરૂઝિ નહિં સરઝૈ, જન્મ જન્મ ઉરઝેરા;
કહહિં કબીર સુનો હો સંતો, યહ પદકા કરહુ નિબેરા.

અર્થ—"ભૂલા લોક કહે ઘરમેરા" ભૂલા પડેલા-અજ્ઞાન લોકો માટી, પાણી, કાષ્ટ અને પાષાણાદિથી બનાવેલા ઘરને તે ઘર મારૂં છે એમ કહ્યા કરે છે. જે ઘરમાં તું મસ્ત થઈ ડોલે છે અર્થાત તું આ સ્થૂલદેહમાં રહી અમન ચમન કરે છે તે દેહ પણ તારો નથી કારણ કે તે પણ પાંચ તત્ત્વનો બનેલો છે અને પાંચે તત્ત્વો પાંચે તત્ત્વમાં ભળી જવાનાજ છે તો તે પણ તારો ક્યાંથી થવાનો! હવે ત્યારે આ તારો સ્થૂલદેહ પણ તારો નથી તો પછી તેને અંગત તેના સબંધી લોકો તારા ક્યાંથી થવાનાં હતાં! તું તો મિથ્યા જાળમાંજ ફસાણો છો. હાથી, ઘોડા, બળદ, વાહન આદિ અનેક વસ્તુઓ આ સ્થૂલદેહના હિતાર્થે એકત્ર કરેલ છે; પરંતુ અવસાન સમયે દેહ જીવથી અલગ થાય છે ત્યારે જેનું તે જ્યાંનું ત્યાં પડી રહેવાનું. કારણ કે જીવનું

ક્યાં ઠેકાણું છે! તે તો આ એક ઘરનો ત્યાગ કરી અન્ય ઘરમાં જઇ વસશે. તે પુનઃ કદીપણ પુરાણા ઘરની ખબર લેશે નહીં એટલુંજ નહીં પણ તે ખર્ચ પણ મોકલશે નહીં તેમજ પત્ર પણ લખશે નહીં. સર્વ મિથ્યા જાળરૂપજ છે. સર્વ તું છોડીજ દેવાનો છું. પરંતુ તને અધ્યાસને વશ થવાથી ઘણું દુઃખ થશે. આમ છે તો પછી તું તેનો ત્યાગ અગાઉથીજ શા માટે કરતો નથી? 'બીબી બહાર હરમ મહેલમેં, બીચ મિયાંકા ડેરા!' બીબી એટલે પોતાની સુરત, હરમ એટલે વેદની સુરત વાણી, એટલે કે સર્વ વેદ પુસ્તક આદિની વાણી ઘટમાં બેઠી ત્યારે પોતાની સુરતને બહાર કાહાડી અને તે વાણીના વચમાં ઘર કર્યું—સ્થિતિ કરી. 'નૌ મન સુત અરૂઝિ નહિં સરઝૈ' નોમન એટલે નવ તત્ત્વનો લીંગ દેહ તેની વાસનામાં અત્યંત ગુંથાયો. બારીક માયાથી કોઇ છુટવા પામતું નથી. તીર્થ, વ્રત, હોમ, હવન, યજ્ઞ, દાનપૂણ્ય અને સંધ્યા આદિ કર્મમાં સૂતરૂપી જીવ ગુંચાયો છૂટો થઇ શકયો નહીં—છૂટી શકતો નથી. જ્યારે જ્યારે જન્મ ધારણ કર્યો ત્યારે ત્યારે ગરૂવા લોકોના ઉપદેશમાં અને પ્રપંચ આદિ વિષયોમાં ગુંચાઇ રહ્યો. કબીર સાહેબ કહે છે કે આવાગમનનું કારણ વાણી અને વિષય અધ્યાસ છે. તેથી તે પદનું નિરાકરણ કરો અને તેનો ત્યાગ કરી પારખપદને ગ્રહણ કરો.'

તાત્પર્ય એવું છે કે આ સ્થૂલ દેહ પોતાનો નથી તોપછી તેના અંગે જે જે ભોગ્ય વસ્તુઓ લબ્ધ છે તેતો કયાંથીજ પોતાની હોય! આ સ્થૂલદેહ ધારણ કર્યા પછી તેને આડે રસ્તે દોરનાર પ્રથક પ્રથક વાણી અને અસાધુના ઉપદેશો કબીર

સાહેબે મુખ્ય ગણેલ છે અને આથીજ સ્થુલદેહમાં રહેનાર જીવને ખરો ઉપદેશ પ્રાપ્ત નહીં થવાથી તેને વારંવાર વિષય, ભોગ, અને લાલસાના અંગે જન્મ ધારણ કરવો પડે છે, તેથી મુકત થવાના માટે મુખ્ય સાધન પારખપદે પહોંચવાનું છે અર્થાત પારખ ભૂમિએ પહોંચવા સત્ય ઉપદેશની આવશ્યકતા છે અને તેજ પ્રાપ્ત થતાં ઉપરોકત અસત્ય પદથી મુકત થવાય છે. એવું કબીર સાહેબનું કહેવું છે.

## પદ ૧૪ મું.

### કહો હો નિરંજન કૌને બાની.

હાથ પાંવ મુખ શ્રવન જીભ્યા નહિં, કા કહિ જપહુ હો પ્રાની.
જ્યોતિહિ જ્યોતિ, જ્યોતિ જો કહિયે જ્યોતિ કૌન સહિદાની;
જ્યોતિહિજ્યોતિજ્યોતિ દૈ મારૈ, તબ કહુ જ્યોતિ કહાં સમાની.
ચારિવેદ બ્રહ્મા જો કહિયા, ઉનહું ન યા ગતિ જાની;
કહહિં કબીર સુનો હો સંતો, બૂઝો પંડિત જ્ઞાની.

અર્થઃ—કહો કે નિરંજન શું છે? હાથ, પગ, મહોડું કાન, જીવ્હા (જીભ) નથી તો શું વસ્તુ છે? અને શું કહીને હે પ્રાણી જપ કરો છો? કારણકે રૂપ વગર નામ નહિ અને નામ વગર કાંઈ જપ નહીં. 'જ્યોતિહિ જ્યોતિ જ્યોતિ જો કહિયે' જ્યોતિ સ્વરૂપ પરમાત્મા એવું કહી તમે જે સુરત જ્યોતિ બાંધી છે તે જ્યોતિની શું નિશાની? જે જ્યોતિમાં તમે સુરત લગાવી તેજ તમારી કલ્પના, તમારો કાળ. જ્યારે દેહનો નાશ

થશે અને સ્થૂલદેહથી જીવ મુક્ત થશે ત્યારે તે જ્યોતિ ક્યાં રહેશે? બ્રહ્માએ ચાર વેદ કહ્યા અને સર્વ સિદ્ધાંત કર્યા. જ્યોતિ, તદ્યોતિ, સ્વયંજ્યોતિ. જ્યોતિ અર્થાત જે દ્રશ્ય થાય તે, અને જેનાથી જોવામાં આવે તે તદ્યોતિ અને જેના જોવામાં આવે તે સ્વયંજોતિ; અને સચ્ચિદાનંદ આદિ તત્ત્વમસ્યાદિ અનેક સિદ્ધાંતો દેહ ધારણ કરી કર્યા. પરંતુ જ્યારે દેહ છૂટી જશે ત્યારે અસિ, આનંદ અને જ્યોતિ કયાં રહેશે? એ ગતિ બ્રહ્માએ પણ જાણી નથી. તોપછી આનંદ, અસિ અને જ્યોતિ હે સંતો, કયાં છે? એ તો સર્વ દેહના વિકાર અને તત્ત્વોના સ્વભાવ. તત્વ છૂટે તે વખતે કાંઇ રહેશે નહીં સર્વ મિથ્યા છે એમ સમજવું. હે પંડિત, હે જ્ઞાની તમે વિચાર કરો. પંડિત બ્રહ્મા અને જ્ઞાની શંભુ તેની મતિનો વિચાર કરો. સર્વ પારખ વગર ધોખામાં પડેલ છે. અર્થાત્ ખરી પારખ વગર સત્ય જણાતું નથી અને કોઈને જણાયું પણ નથી.

## પદ ૧૫ મું.

તનધરી સુખિઆ કાહુ ન દેખા, જો દેખા સો દુખિયા,
ઉદય અસ્તકી બાત કહત હૈ, સબકા કિયા બિબેકા.

બાટેબાટે સબ કોઇ દુખિયા, કયા ગેહી કયા બૈરાગી;
શુકાચાર્ય દુખહીકે કારણ, ગર્ભહિ માયા ત્યાગી.

યોગી જંગમ તે અતિ દુખિયા તાપસકે દુખ દૂના;
આશા તૃષ્ણા સબ ઘટ બ્યાપી, કોઈ મહલ નહિ સૂના.

સાંચ કહોં તો સબ જગ ખીજે, ઝૂઠ કહા ન જાઈ;
કહહિં કબીર તેઇ ભૌ દુખિયા, જીન યહ રાહ ચલાઈ.

અર્થ:—'તનધરી સુખિયા કાહુ ન દેખા' દેહ ધારણ કરનાર કોઇનેપણ સુખી જોએલ નથી, કારણ કે જે સંપૂર્ણ દુઃખનું સ્થાન છે તે દેહજ છે. જે કાંઇ સુખદુઃખ થાય છે તે તમામ દેહથીજ થાય છે. સુખ અને દુઃખનું કારણ દેહજ છે અને તેથી દેહધારી જે કોઈ દેખાય છે તે તમામ દુખિયાજ છે. 'ઉદયઅસ્તકી બાત કહત હૈં, સબકા કિયા બિબેકા.' જે મહા સિદ્ધ વ્યાસ, અને વાલ્મિકી આદિ તે સર્વનો વિવેકથી વિચાર કરશો તો તે તમામ દેહથી દુખીયાજ છે. 'કયા ગેહી કયા બૈરાગી' વૈરાગીને વૈરાગ્યનું દુઃખ રહેલું છે તેને એમજ વિચાર થયા કરશે કે મારો વૈરાગ્ય ન છુટે તો સારૂં કારણ કે જો વૈરાગ્યપદથી ખસી જવાશે તો ઇશ્વર પ્રાપ્તિ થશે નહીં. એવા નિશ્ચયથી તે હમેશા વૈરાગ્યમાંજ મચી રહે છે અને કનક કામિની તરફ દ્રષ્ટિ કરતા નથી, કદાચ ઉત્તમ ષટરસ ભોજન પ્રાપ્ત થશે તોપણ તે ગ્રહણ કરશે નહીં અને કડવા મીઠા ફળ પાન ખાઇ શરીરનું પોષણ કરશે, સુંદર વસ્ત્ર ધારણ નહીં કરતાં વલકલ પહેરશે અને માત્ર લંગોટ મારી ધુની તાપ્યા કરશે; માત્ર એજ હેતુથી કે વૈરાગ્ય દ્રઢ થાય. મતલબ વૈરાગ્ય છૂટવાની ભીતિથી પણ તે હમેશા દુઃખી રહે છે. ગૃહસ્થી પણ દુઃખી છે! કારણ કે તેને હમેશા ચિંતા રહ્યા કરે છે કે મારી ગૃહસ્થાઈ કેવી રીતે નભી રહેશે! મારા કુટુંબનું કેવી રીતે પાલન થશે? અને દ્રવ્યની પ્રાપ્તિ કેવી રીતે થશે?

આવાજ વિચારથી તે હમેશા દુ:ખી રહે છે. આવાં આવાં અનેક કારણોને લેઇ શુકાચાર્યે ગર્ભમાંથીજ માયાનો ત્યાગ કર્યો. બાર વરસ સૂધી ગર્ભમાંજ વાસ કર્યો છતાં પણ તે દેહ ધારણના દુ:ખથી મુક્ત ન થયા. યોગી લોકો યોગ ક્રિયાના દુ:ખમાં ડુબેલા છે અને વિવિધ પ્રકારના દુ:ખ સહન કરે છે. જંગમને શિવાચારનું દુ:ખ લાગેલું છે કારણ કે તેઓ એમ સમજે છે કે શિવાચાર છોડીશું તો નર્કમાં જઇશું. આથી આવા દુ:ખથી તેપણ દુ:ખીજ છે. 'તાપસકે દુ:ખ દૂના:' ગર્મીની મોસમમાં પંચ અગ્નિ તાપવી, શીત સમયમાં જળશયન કરવું, વર્ષા ઋતુમાં અરણ્યમાં રહેવું, વૃક્ષના પાંદડા વીણી વીણી ખાવાં આદિ બેવડાં દુ:ખ તેમને સહન કરવાં પડે છે. 'આશા તૃષ્ણા સબઘટ વ્યાપી' આશા એટલે બ્રહ્મ બનવાની અગર તો સ્વર્ગ પ્રાપ્ત કરવાંની આશા તે; તૃષ્ણા એટલે જગતના લૌકિતક પદાર્થો પ્રાપ્ત કરવાંની તૃષ્ણા તે; અર્થાત્ ધન, દારા, પુત્ર, ઘર, રિદ્ધિ સિદ્ધિ, આદિ પ્રાપ્ત કરવાની વારંવાર ઉદ્ભવતી ઇચ્છાઓ–આ ઉભય( આશા અને તૃષ્ણા ) સર્વ સ્થળે વ્યાપેલ છે કોઈ પણ ઘર ( દેહ ) તેના વગર ખાલી નથી. કારણ કે કોઇપણ એવો દેહ પારખસ્થિતિએ પોંહોંચેલ નથી. સત્ય રીતે કહેવા જાઓ કે આ સર્વ સમસ્ત જીવની કલ્પના છે. જીવ સત્ય છે એમ કહીશું તો સર્વ ગુસ્સે થાય છે અને મિથ્યા અવળો પક્ષ ગ્રહણ કરે છે. કદાચ પ્રશ્ન કરશો કે બ્રહ્મ કયાં છે? અને તે કેવો છે? તો તરતજ મૌન્યવ્રત ધારણ કરશે પરંતુ અમારાથી તો અસત્ય કહેવાશે નહીં. કબીર સાહેબ કહે છે કે જે કાંઇ વસ્તુજ નથી તો પછી તેનું

શું કહેવું ? જેણે આ વિવિધ પ્રકારની વાણી ઉત્પન્ન કરી અને વિવિધ પ્રકારના રસ્તા ચલાવ્યા તેઓજ આ વિવિધ પ્રકારના માર્ગ અને વાણીમાં ફસાય છે, ફસાવે છે, દુઃખી થાય છે અને દુઃખી કરે છે. મતલબ મનુષ્યને સત્ય રસ્તો પ્રાપ્ત ન થવાથી ખરૂં પારખપદ પ્રાપ્ત ન થવાથી ગરૂવા લોકોના જુદા જુદા ઉપદેશોને વશ થવાથી મનુષ્ય દુઃખી બને છે એવું મહાત્મા કબીર સાહેબના ઉપલા કથનનો હેતુ હોય એમ જણાય છે. કારણ કે કબીર સાહેબનું કહેવું છે કે જે કોઇ પોતાનુંજ દુઃખ મટાડી શકતો નથી તો પછી તે અન્યનું દુઃખ કેવી રીતે મટાડી શકે ? ઉપર વર્ણવેલ તમામ સ્થિતિવાળા પારખપદે પહોંચેલ ન હોવાથી પ્રથક પ્રથક સ્થિતિમાં અટવાઈ દુઃખી થાય છે; કારણ કે તે સ્થિતિ બતાવનારજ સત્ય જાણી શકયા નથી અર્થાત પોતેજ સત્યનું શોધન કરી શકયા નથી તો પછી તેના અનુયાયી દુઃખી હોય તેમાં શું નવાઇ? તેઓ કર્મથી કયાં મુક્ત થયા છે ? કર્મના સબંધમાં વધારે દ્રઢતાથી નીચેનું પદ આપણે વાંચીશું.

## પદ ૧૬ મું.

### આપન કર્મ ન મેટો જાઈ.

કર્મકા લિખા મિટૈ ધૌ કૈસે, જો યુગ કોટિ સિરાઈ,
ગુરૂ વશિષ્ઠ મિલિ લગન સુધાયો, સૂર્યમંત્ર એક દીન્હા,
જો સીતા રઘુનાથ બિયાહી, પલ એક સંચ ન કીન્હા,
તીન લોકકે કૃર્ત્તા કહિયે, બાલિ બધો બરિયાઇ,
એક સમય ઐસી બની આઇ, ઉનહૂં ઔસર પાઈ,

નારદ મુનિકો બદન છિપાયો, કીન્હો કપિકો સ્વરૂપા;
શિશુપાલકી ભુજા ઉપારી, આપુ ભયે હરિ ઠૂઠા,
પારબતીકો બાંઝન કહિયે, ઈશ્વર ન કહિયે ભિખારી,
કહહિ કબીર કર્ત્તાકી બાતેં, કર્મકી બાત નિરારી.

અર્થઃ—**કર્મના ગહનો ગતિઃ** આ વાકયને અવલંબી ઉપલું પદ કબીર સાહેબે બનાવ્યું હોય એમ જણાય છે. કોઇ પણ બાબત વધારે દૃઢિભૂત કરવા હમેશાં દૃષ્ટાંતની જરૂર રહે છે અને લોકોનાં અંતઃકરણમાં ખરી બાબત ઠસાવવાના ઉદ્દેશથી સત્ય દૃષ્ટાંતો આપવામાં આવે અગર તો આપણા આર્ષ ગ્રંથો-માંથી આપવામાં આવે તો તે બાબત લોકોના હૃદયમાં વધારે ઠસે છે અને આથીજ કબીર સાહેબે આ પદમાં તેવાંજ દૃષ્ટાંતો આપણને આપી પોતાના કથનનું વધારે દૃઢ રીતે પ્રતિપાદન કરેલ છે. તેઓ જણાવે છે કેઃ—

પોતાના કર્મ મટાડી શકતા નથી. જેઓ પોતાના કર્મો મટાડી શકતા નથી તેઓ અન્યની કર્મ રેખા શી રીતે ફેરવી શકે ? જેનાથી પોતાનાં કર્મ મટતાં નથી તેઓથી કોટિ યુગ વ્ય-તીત થાય તો પણ અન્યના કર્મનાં ફળ ફેરવી શકાતા નથી. 'ગુરૂ વશિષ્ઠ મિલિ લગન સુધાંયો, સૂર્ય મંત્ર એક દીન્હા, 'જો સીતા રઘુનાથ બિયાહી, પલ એક સંચ ન કીન્હા' વશિષ્ઠ મુનિ કે જેઓ મહાન બુદ્ધિવાન, જ્ઞાની અને યોગક્રિયામાં સિદ્ધ હતા તેમણે શુદ્ધ મૂહૂર્ત્ત જોઈ શ્રી રામચંદ્રજીને સૂર્યનો મંત્ર ( સૂર્ય ઉપાસના ) આપ્યો. રામચદ્રજી પણ ઇશ્વરજ મનાય છે પરંતુ

તેઓને પણ પોતાના કર્મનું ફળ ભોગવવું પડયું. તેઓ પણ કર્મ મટાડી શક્યા નહીં. તો પછી તેમના માત્ર નામ સ્મરણથી શું અન્યનાં કર્મ મટશે! દુનિયા સર્વ કહે છે કે શુભ મૂહૂર્ત્ત શુભ લગ્ન જોઇ કોઈ પણ કાર્યનો આરંભ કરવો. ત્યારે શું વશિષ્ઠ મુનિએ શુભ મૂહૂર્ત્ત જોયું નહીં હોય! સતી સીતાનું લગ્ન રઘુનાથ સાથે થયું હતું છતાં પણ તેમને એક પળ પણ સુખ આવ્યું નહીં. હવે પોતેજ ભગવાન હતા અને મૂહૂર્ત્ત પણ શુભ હતું તો પછી તેમને અનેક કષ્ટ સહન કરવાનું પ્રયોજન શું હતું? મતલબ મૂહૂર્ત્ત જોવું એ પણ કેવળ મિથ્યાજ છે. જેઓ ત્રણે લોકના કર્ત્તા કહેવાયા અને વાલીને જબરદસ્તીથી માર્યો. પરંતુ એક સમય એવો આવ્યો કે વાલી પારધી થયો અને રામચંદ્રજીએ કૃષ્ણાવતાર ધારણ કર્યો તે વખતે તેજ વાલીએ પારધીરૂપે પરમાત્મા શ્રીકૃષ્ણને માર્યા (આ હકીકત શ્રીમદ્ ભાગવતમાં વધારે સ્પષ્ટ રીતે વર્ણવેલી છે) વળી શિશુપાળની ભૂજા શ્રીકૃષ્ણે પાડી નાંખી હતી જેથી અવસાન સમયે શ્રીકૃષ્ણ-ની ભૂજા પણ કપાઇ ગઈ અને પોતે જગન્નાથ રૂપે ઠુંઠા થયા. (આ વાત પણ પુરાણ પ્રસિધ્ધ છે.) શું પાર્વતીજીને બાંઝન (અપુત્ર) કહેવા અને શંકરને ભીખારી કહેવા? વિવાહ સ-મયે દક્ષ પ્રજાપતિના યજ્ઞમાં મહાદેવજીએ બ્રહ્માનું માથું ઉડાડી દીધું હતું જેથી બ્રહ્મહત્યા મહાદેવજીની પછવાડે લાગી. આથી મહાદેવજી અત્યંત દુઃખી થયા. હવે મહાદેવજી પોતેજ ઈશ્વર છે તો તેમણે બ્રહ્મહત્યા શા માટે દૂર ન કરી? આ બ્રહ્મહત્યા-થી મહાદેવજી અત્યંત દુઃખી થયા અને આથી હાથીનું ચામડું

ગળામાં નાંખી વ્યાઘ્રચર્મ શરીરે લપેટી લીધું અને મનુષ્યની ખોપરીમાં ભીખ માંગવા લાગ્યા, ચિતાભસ્મ ચોળવા લાગ્યા, સ્મશાનમાં નિવાસ કરવા લાગ્યા, અને ખોપરીની માળા ગળામાં ધારણ કરવા લાગ્યા, આવી ગતિ તેમની બ્રહ્મહત્યાના પાપને લીધે થઈ. (આ વાત પણ પુરાણ પ્રસિદ્ધ છે.) આવા આવા દેવતાઓ પણ કર્મથી મુક્ત થઈ શક્યા નથી ? પછી તેઓ અન્યના કર્મ કેવી રીતે મટાડશે એમ કબીર સાહેબનું કહેવું છે. કબીર સાહેબ કહે છે કે આપણે કર્ત્તાના કર્મ સંબંધીની હકીકત જાણી તો પછી મનુષ્ય કે જેણે પોતાના વિષય ભોગ અને જીહ્વા સ્વાદના માટે મંત્ર અને શાસ્ત્ર બનાવ્યા અને તેમનું પ્રતિપાદન કરવા તેમાં અનેક જાતના દૃષ્ટાંતો મેળવ્યાં અને મહાન્ અકર્મની વાતો જગતમાં ફેલાવી તેઓને તો નાના પ્રકારના જન્મ ધારણ કરી કર્મનો બદલો ભોગવવોજ પડશે. તેઓ કોઇ પણ પ્રકારે મુક્ત થઇ શકશે નહીં. તાત્પર્ય જોતા કબીર સાહેબનું કહેવું છે કે માત્ર દેવતાઓની ઉપાસના કરવા જે કાંઇ કર્મ કાંડ આદિ કરવામાં આવશે તે તમામ કર્મનો બદલો મનુષ્યને ભોગવવોજ પડશે. આથી ગુરૂવાલોકોના ઉપદેશમાં મુગ્ધ થઇ ન ફસાવવાનો હેતુ ખાસ રીતે બતાવેલ છે. કારણ કે પારખપદ પ્રાપ્ત થયા સિવાય જે કાંઈ કર્મ કરવામાં આવશે તે તમામ કર્મનું ફળ ભોગવવાનુંજ છે અર્થાત તે કાંઈ મુકિતનું સાધન નથી. હવે વધારે સ્પષ્ટિકરણ તેઓ નીચેના પદમાં બતાવે છે.

## પદ ૧૭ મું.

હૈ કોઈ ગુરૂજ્ઞાની જગત, ઉલટિ બેદ બૂઝૈ
પાનીમેં પાવક બરે, અંધહિ આંખિન સૂઝૈ,
ગાઈ તો નાહર ખાયો, હરિન ખાયો ચીતા,
કાગ લંગર ફાંદિ કે, બટેર બાજ જીતા,
મૂસ તો મંજાર ખાયો, સ્યાર ખાયો શ્વાના,
આદિ કોઊ ઉદેશ જાને, તાસુ બેશ બાના,
એકહિ દાદુરિ ખાયો, પાંચહિ ભુવંગા,
કહહિં કબીર પુકારિ કે, હૈં દોઉ એકૈ સંગા.

અક્ષરાર્થ:—મહાત્મા કબીર સાહેબે કેટલાક પદો ઉલટી વાણીમાં લખ્યા છે, એટલે કે પદ વાંચતાં તેનો અર્થ વ્યવહાર વિરૂદ્ધ જણાય છે પરંતુ તેનું અધ્યયન કરતા તે પદનો અર્થ ઘણોજ ગંભીર અને મનનયુકત હોય છે. આવાં પદોના તાત્પર્ય સમજવા જરા મુશ્કીલ હોય છે કારણ કે તેવાં પદો કેવળ અધિકારી વર્ગના માટેજ લખાએલ હશે એમ અમારૂં માનવું છે. આ પદ પણ તેવીજ જાતનું છે. આ પદનો અક્ષરાર્થ ભાવાર્થ એવો છે કે જે કોઇ પુરો ગુરૂજ્ઞાની જગતમાં હશે તેજ આ ઉલટી વાણી સમજશે. પાણીમાં અગ્નિ બળે છે અને આંધળાને આંખે સૂજે છે; ગાયએ નહારનું ભક્ષણ કર્યું અને હરણે ચિતાને ખાધો. કાગડે જાળ પાથરી, તેતરે બાજ પક્ષીને જીત્યું. ઉંદરે બિલાડી ખાધી અને સિયાળે કુતરાને ફાડી ખાધો. એક

દેડકે પાંચ સર્પને ખાધા. કબીર સાહેબ કહે છે બે છે છતાં એક જ છે. મતલબમાં તમામ બાબત જગતના વ્યવહાર વિરૂદ્ધ છે. કારણ કે ભક્ષક ભક્ષ્ય બને છે અને ભક્ષ્ય ભક્ષક બને છે. હવે આપણે ઉંડા ઉતરી જોઇશું તો નીચે પ્રમાણે તાત્પર્ય નીકળે છે.

'હૈ કોઇ ગુરૂજ્ઞાની, જગત ઉલટી બેદ બુઝૈ' મહાજ્ઞાની-અનુભાવિક જે કોઈ જગતમાં છે તે ઉલટ શ્વાસથી જગતને જુવે છે. રાજયોગ વિધિથી, અથવા તો હઠયોગ વિધિથી, અથવા જ્ઞાનયોગ વિધિથી, અથવા સાંખ્ય યોગ વિધિથી, તે એકજ આત્મા જાણે છે. આ યોગની ચાર વિધિ સિવાય આત્મસ્થિતિ પ્રાપ્ત થતી નથી અને જીવ મુકત નહીં થતાં બંધનમાં રહે છે. 'પાનીમેં પાવકબરે, અંધહિ આંખિન સૂઝૈ,' પાણી એટલે વાણી અને આ વાણીમાં અનેક પ્રકારની અગ્નિ પ્રજ્વલિત કરી. અર્થાત ગુરૂવાં લોકોએ વાણીને જુદા જૂદા અસત્ય ઉપદેશમાં મૂકી અને આવા અસત્ય ઉપદેશથી જીવ અજ્ઞાનથી આંધળો થાય છે જેથી તે વારંવાર ધોખામાં ફસાય છે. 'ગાઇતો નાહર ખાયો, હરિન ખાયો ચિતા' ગાઈ એટલે વાણી નાહાર એટલે મન, હરિન એટલે પરમાત્મા, પરમાત્મા એટલે સર્વ મળી એકરૂપ થાય તે, ચીતા એટલે ચૈતન્ય, આથી જ્યારે એવી વાણી શ્રવણ કરી કે કોઈ આપણો કર્ત્તા છે ત્યારે જીવ તે વાણીમાં લીન થયો, અને શ્રવણ મનન કરી, અથવા યોગ ધારણ કરી, તત્ત્વમાં તત્ત્વ, દેહમાં દેહ, અવસ્થામાં અવસ્થા, લય કરી એક ગોળાકાર કરી તેને પરમાત્માનું નામ આપ્યું તેણે જીવ ચૈતન્યનું ભક્ષણ કર્યું. 'કાગ લંગર ફાંદિકે, બટેર બાજ જીતા. કાગ એટલે ગુરૂવા

લોકો એટલે ગુરૂવા લોકોએ જીવને નાના પ્રકારના ફંદામાં અર્થાત ઉપદેશરૂપી જાળમાં બટેર વાણી. તેણે બાજ એટલે જીવને જીત્યો. મતલબ જીવ વાણીને વશ થયો. 'મૂસ તો મંજાર ખાયો' મૂસ એટલે જીવ અને મંજાર એટલે માયા એટલે માયાનું જીવે ભક્ષણ કર્યું અને પોતે બ્રહ્મ બન્યો. 'સ્યાર ખાયો શ્વાના' સ્યાર એટલે વ્યાસાદિ પંડિત તેને શ્વાન એટલે વેદે ખાધા અર્થાત કોઉ ઉદેશ વાણીથી ભરમાયા! આદિ જાને, તાસુ બેશમાના, આદિકોઉ ઉદેશ તે બ્રહ્મ, તેને જે જાણે તે બ્રાહ્મણ એવો માયાનો ઉપદેશ છે. 'એકહિ દાદુરખાયો, પાંચહિ ભુબંગા, દાદુર એટલે બ્રહ્મ, બ્રહ્મ એટલે ૐકાર, એટલે ૐકારે પાંચ અભિમાનનું ભક્ષણ કર્યું. (પાંચ અભિમાન તે (૧) વિશ્વ, (૨) તૈજસ, (૩) પ્રાજ્ઞ, (૪) પ્રત્યગાત્મા અને (૫) નિરંજન.) આથી બને એક થયા એટલે કે જીવ અને બ્રહ્મ એકરૂપ બન્યા. કબીર સાહેબ કહે છે કે હવે તમો પૂર્ણ વિચાર કરો અને જૂઓકે શું છે. મતલબ પારખ વિના તમામ જીવ મિથ્યાધોખા અનુમાનમાં પડયા છે એ ભાવાર્થ. આવાજ ગંભીર અર્થવાળું આપણે બીજું પદ આ સ્થળે લઈશું.

---

## પદ ૧૮ મું.

દેખિ દેખિ જીય અચરજ હોઇ, યહપદ બુઝૈ બિરલા કોઈ
ધરતી ઉલટિ અકાશૈ જાય, ચિઉંટીકે મુખ હસ્તિ સમાય.
બિના પવન સો પર્વત ઉડે, જીવ જંતુ સબ વૃક્ષા ચઢે.
સૂખે સરવર ઉઠે હિલોરા, બીનુ જલ ચકવા કરત કિલોરા.

બૈઠા પંડિત પઢૈ પુરાના, બીનુ દેખેકા કરત બખાના.
કહહિં કબીર યહપદ કો જાના, સોઈ સંત સદા પરખાના.

અક્ષરાર્થ:—આ પદનો અક્ષરાર્થ પણ વ્યવહારિક રીતથી વિરૂદ્ધ છે. જોઇ જોઇને જોતા જીવને અચરજ થાય છે પરંતુ આ પદનો અર્થ કોઇ વીરલો મનુષ્યજ સમજી શકશે. ધરતી ઉપર આકાશ તરફ જાય છે અને કીડીના મહોડામાં હાથી સમાઇ જાય છે. પવન વગર પર્વત ઉડે છે અને તમામ જીવ જંતુ ઝાડ ઉપર ચઢે છે. શાંત શરોવરમાં હિલોરા—મોજા ઉપડે છે અને પાણી વગર ચક્રવાકપક્ષી કલોલ કરે છે. પંડિત બેઠા બેઠા પુરાણ વાંચે છે અને વગર જોયેલ વસ્તુના ખોટાં વખાણ કરે છે. કબીર સાહેબ કહે છે કે આ પદ કોઇકજ સંતસાધુ સમજી શકશે કે જે સંતસાધુ પારખપદને પ્રાપ્ત થયો હશે. ઉપર મુજબ આ પદનો અક્ષરાર્થ માની શકાશે. પરંતુ વધારે ઉંડા ઉતરી વિચાર કરી અર્થ કરીશું તો કબીર સાહેબના કહેવાની મતલબ સમજી શકાશે. કબીર સાહેબનું કહેવું છે કે જોવાથી હે જીવ! અત્યંત આશ્ચર્ય થાય છે. કારણ કે જીવને કલ્પના થઈ કે મારો કર્ત્તા કોઈ મહાન બ્રહ્મ છે. આવી કલ્પનાને બ્રહ્મ બનાવી તેને આધીન થયો. તેનીજ વાણી અને તેની સ્તુતિ ઘણીજ કરવા માંડી. જ્યારે તેથી થાકયો ત્યારે કલ્પનારૂપ બન્યો. આવું જોવાથી જીવને અત્યંત આશ્ચર્ય ઉદ્દભવે છે. 'યહપદ બુઝે વિરલા કોઈ' આ પદ એટલે જેનાથી સકલ બ્રહ્મ ઇશ્વર આદિ કલ્પના ઉદ્દભવી અને સંપૂર્ણ વાણી ઉભી થઈ એવું માનુષપદ સ-

મજનાર કોઈ વિરલાજ છે. 'ધરતી ઉલટી અકાશે જાય, ચિઉંટીકે મુખ હસ્તિ સમાય,' તેવી વાણી શ્રવણ કરી કરી ધરતીના જીવ આકાશમાં ગયા. કોઈ યોગ સાધના કરી, કોઇ નાના પ્રકારના કર્મ, ધર્મ કરી, કોઈ ઉપાસના કરી આકાશમાં ગયા એ સર્વ મિથ્યા. ચિઉંટી એટલે વાણી, હસ્તિ એટલે મન એટલે વાણીના મહોડામાં મન સમાયું. અર્થાત્ કયાંય તે દાસ બન્યુ, અને કયાંય તે બ્રહ્મ બન્યું. 'બિના પવન સો પર્વત ઉડે.' પર્વત એટલે કલ્પના અને પવન એટલે વિચાર એટલે વિચાર વગર કલ્પના એમની એમ ઉડવા લાગી. 'જીવજંતુ સબ વૃક્ષાચઢે, "વૃક્ષ એટલે બ્રહ્મ, બ્રહ્મ એટલે અનુમાન. એટલે અનુમાનમાં જીવ બ્રહ્મ બન્યો. 'સૂખે સરવર ઉઠે હિલોરા, સૂખાસરવર એટલે શુન્ય અને શૂન્ય એટલે જે કાંઈજ નથી. જે કાંઇજ નથી તે બ્રહ્મ. એટલે બ્રહ્મ બની અનુભવના હીલોરા ઉપસ્થિત થવા લાગ્યા અર્થાત અનુમાનના સ્ફૂર્ણો થવા લાગ્યા. 'બિનુ જલ ચકવા કરત કિલોરા' જલ એટલે વાણી, ચકવા એટલે જીવ; આથી જીવ, જ્યાં વાણી નહીં, રૂપ નહીં ત્યાં અનુમાનમાં કલોલ કરવા લાગ્યો, એટલે વિવિધ પ્રકારના કલોલ–કલ્પનાની વાણી બન્યો. તેજ વાણી પૌરાણિક લોકો પુરાણમાં શ્રવણ કરાવવા લાગ્યા અને વગર જોયેલ વસ્તુના વખાણ વાણીથીજ કરવા લાગ્યા. અર્થાત્ સ્વર્ગ, નર્ક, લોક, પરલોક, દેવતા, બ્રહ્મ, ઇશ્વર વિગેરેના વખાણ કરવા લાગ્યા. આ પદ એટલે માનુષપદ કે જેનાથી તમામ સિદ્ધાંત બન્યા અને સમસ્ત વાણી વિચાર બની અને કલ્પના અનુમાન બ્રહ્મ આદિ સર્વ બન્યાં. તેથી સર્વ મિથ્યા (ધોખા) અને મનુષ્ય સત્ય એવું

જેણે જાણ્યું જેની કલ્પના અને જેનું મિથ્યાત્વ સર્વ નષ્ટ થયું અને જેને સમસ્ત વાણીનો અભાવ થયો તેનેજ પરમશાંતી પ્રાપ્ત થઈ અને તેણેજ સત્યતા ગ્રહણ કરી. તેવે વખતે સંત હમેશાં પારખરૂપ બને છે. પારખરૂપ બનતા કાંઇપણ ભાવ અને તત્વમસ્યાદિનું અસંભત્વ રહે છે. તેજ પારખ છે એમ સમજવું. ટુંકામાં એટલુંજ કે સંત લોકોએ આવા કલ્પનાદિ ધોખામાં નહી ફસાતા સત્ય પારખપદને પહોંચવું આવશ્યક છે એવી મતલબનું કહેવું મહાત્મા કબીર સાહેબનું હોય એમ જણાય છે.

## પદ ૧૯ મું.

હરિ ઠગ ઠગત ઠગૌરી લાઈ, હરિકે વિયોગ કૈસે જીવહુરે ભાઇ,
કો કાકો પુરૂષ કૌન કાકી નારી, અકથ કથા યમ દૃષ્ટિ પસારી,
કો કાકો પુત્ર કૌન કાકો બાપ, કોરે મરૈ કો સહૈ સંતાપ,
ઠગિ ઠગિ મૂલ સબનકા લીન્હા, રામ ઠગૌરી કાહુ ન ચીન્હા,
કહિં કબીર ઠગસો મન માના, ગઈ ઠગૌરી જબ ઠગ પહિચાના.

અર્થ:—હરિજન એટલે અસાધુ, ગુરૂ વા લોક ઠગોરી એટલે વાણી અસહ્ય ઉપદેશ ગુરૂ વા લોક અર્થાત લેબાશુ સાધુનું રૂપ ધારણ કરી અસત્ય ઉપદેશ આપી દુનિયાને તેઓ ઠગે છે. તેમના ઉપદેશમાં લુબ્ધ થનાર જન તેના વિયોગથી કેવી રીતે જીવી શકશે ? અર્થાત પારખ વગર વિયોગથીજ મરી જવાના. કોણ કેનો પુરૂષ અને કોણ કેની સ્ત્રી ? જે કાંઇ પુરૂષ અનુમાન થયું તે જીવેજ કર્યું છે જેથી જીવ પોતે નારી થયો. પોતાના મનથી જે

કાંઇ કલ્પના થઈ તે નારી. તેનેજ પુરૂષ બતાવ્યો એ અકથ વાણી છે. કહેવાયોગ નથી કલ્પના એટલે ગુરૂવા લોકોએ દૃષ્ટિ પ્રસારી જે કાંઇ કહ્યું—ઉપદેશ આપ્યો તે તમામ કલ્પના. 'કો કાકો પુત્ર કૌન કાકો બાપ' જે જેનો કર્ત્તા તે તેનો બાપ. કર્ત્તા પોતે મનુષ્ય થઇ પોતે જે અનુમાન કર્યું તે તેનો પુત્ર તેનેજ પોતાનો બાપ બનાવ્યો અને પોતે પુત્ર બન્યો. હવે જે જીવે કલ્પના કરી, ઇષ્ટ દેવતા સ્વર્ગાદિ તે સર્વ નિર્જીવ તેનો સંતાપ જીવને લાગ્યો. આથી અનુમાન કલ્પના કરનાર જીવ અને અનુમાન કલ્પના નિર્જીવ બનેલ છે. આવી રીતે ગુરૂવા લોકોએ નાના પ્રકારના ધોખા આપી ઠગી ઠગીને સર્વનો જીવ લીધો. પરંતુ રામ ઠગોરી જે વાણી છે અને સ્ત્રી છે તેતો કોઇ વિરલાએજ પારખી લીધી. કબીર સાહેબ કહે છે કે હે જીવ, જે ઠગથી તારૂં મન માન્યું તે ક્યાં સુધી છે કે જ્યાં સુધી આ ગુરૂવા લોકોની ઠગોરી પરખાઇ નથી ત્યાં સૂધી. અને જ્યારે પારખવામાં આવશે ત્યારે તે તમામનું ખરૂં સ્વરૂપ જણાશે. તાત્પર્ય કે જ્યારે સ્ત્રી—વાણી ( અસાધુની ) ધોખારૂપ જણાશે ત્યારેજ તે ઠગ અને ઠગોરી ઉભયનું ખરૂં જ્ઞાન પ્રાપ્ત થશે.

---

## પદ ૨૦ મું.

### સંતો જાગત નીંદ ના કીજૈ.

કાલ ન ખાય કલ્પ નહિ વ્યાપૈ, દેહ જરા નહિ છીજૈ., સંતો.
ઉલટી ગંગ સમુદ્રહિં સોખૈ, શશિ ઔ સૂરહિ ગ્રાસૈ;

નૌ ગ્રહ મારિ રોગિયા બૈઠા, જલમેં બિમ્બ પ્રકાશે. સંતો.
બિનુ ચરણનકો દુહું દિશિ ધાવૈ, બિનુ લોચન જગ સૂઝૈ;
સંશય ઉલટિ સિંઘકો ગ્રાસૈ, ઈઅચરજ કોઇ બૂઝૈ. સંતો.
ઔંધે ઘડા નહિં જલ બૂડે, સીધેસોં જલ ભરિયા;
જેહિ કારણ નર ભિન્ન ભિન્ન કરેં, સો ગુરૂપ્રસાદે તરિયા. સંતો.
બૈઠિ ગુફામેં સબ જગ દેખે, બાહાર કિછુઉ ન સૂઝૈ;
ઉલટા બાણ પારધિહિ લાગૈ, સૂરા હોય સો બૂઝૈ. સંતો.
ગાયન કહૈ કબહું નહિં ગાવૈ, અનબોલા નિત ગાવૈ;
નટવર બાજા પેખની પેખૈ, અનહદ હેત બઢાવૈ. સંતો.
કથની બદની નિજુકૈ જોવૈ, ઇ સબ અકથ કહાની;
ધરતી ઉલટી અકાશહિ બેધૈ, ઇ પુરૂષનકી બાની. સંતો.
બિના પિયાલા અમૃત અંચવૈ, નદી નીર ભરી રાખૈ;
કહૈં કબીર સો યુગયુગ જીવૈ, જો રામ સુધારસ ચાખૈ. સંતો.

અર્થ:—જાગૃતિ જીવ તું ચૈતન્ય છો, ચૈતન્ય એટલે સ્વપ્ન, સુષુપ્તિ, જ્ઞાન, વિજ્ઞાન. દુઃખ, સુખ આદિ જાણનાર હે જીવ, તું જાગૃત થઈ અચેત નિદ્રા કરમાં. તેને કાળ ખાતો નથી તેમજ કલ્પના પણ વ્યાપતી નથી. કારણ કે તું ચૈતન્ય છો અને કાળ કલ્પના આદિ સર્વ જડ છે તેથી જડ તેને કેવી રીતે ખાઇ શકશે ? તું અચેત થા માં. તું તો ચૈતન્ય અને તારી દેહ અર્થાત સ્વરૂપ જે પારખ છે તે પણ જરા મરણ રહિત છે તેથી તું તારા સ્વરૂપમાં

રહે અને સર્વને પારખ. શત્યનું શોધન કર. ગંગ એટલે વાણી. આ નાના પ્રકારની વાણી તારાથીજ ઉદ્દભવી તેજ ઉલટી થઇ તેને ફસાવવા લાગી તેનો તું વિચાર કર. શશિ એટલે યોગી, સૂર એટલે જ્ઞાની, આવી રીતે કયાંય જ્ઞાન દૃઢ કર્યું અને કયાંય યોગ દૃઢ કર્યો અને ઉભયને ભ્રમાવ્યા. જ્યાં યોગ દૃઢ થયો ત્યાં ચંદ્ર સૂર્ય ઉભય ખેંચી નૌ દ્વાર બંધ કરી બ્રહ્મરોગમાં તે ગ્રસિત થયો. એક આસને બેસી ધ્યાન લગાવ્યું ત્યારે દેહમાં એક પ્રતિબિમ્બ પ્રકાશ ઉદ્દભવ્યો. તેથી તે પ્રતિબિમ્બનો પ્રકાશ કર્ત્તા પ્રતિબિમ્બમાં મગ્ન થયો તે પણ ધોખારૂપ છે. અને જ્યાં જ્ઞાન દૃઢ થયું ત્યાં શ્રવણ મનન કરી પંચ વિષય અને અંતઃકરણ ચતુષ્ટય એ નવેનું નિદિધ્યાસ કરી સાક્ષાત્કાર થઇ જાણ્યું કે હું આત્મા છું. આ વખતે જીવને આનંદ પ્રાપ્ત થયો અને તે આનંદમાં તે ભૂલ્યો. આવી રીતે તારામાં વિકાર ઉત્પન્ન થાય છે અને તને ખાય છે તેથી તું ગાફિલ થામાં. 'બીનુ ચરણનકી'—કલ્પનાને પગ નથી જેથી વગર પગની કલ્પના દશે દિશામાં દોડે છે. પુનઃ નાના પ્રકારના અનુમાન કરી આનંદ માને છે. આંખ વીંચી કહે છે કે સર્વ જગત મને આત્મા સમજે છે અને પ્રત્યક્ષ અનુમાનમાં આંધળો બનેલ છે. સંશય એટલે વાણી, સિંહ એટલે જીવ. તેથી સંશય આ જીવથી પેદા થાય છે અને પુનઃ આ જીવને ઘેરે છે, અને ઉલટી તેની કલ્પના તેનેજ બંધનરૂપ થાય છે એ આશ્ચર્ય. ઔંધા ઘડા એટલે બ્રહ્મ તે કદી પણ જીવમાં બૂડતો નથી કારણકે બ્રહ્મ એ જીવનું અનુમાન છે એટલે જીવજ અનુમાનમાં બુડેલ છે અને ઘટઘટમાં ભરાઇ બોલવા લાગે છે કે સર્વથી ન્યારા ઇશ્વર, ન્યારો બ્રહ્મ.

તેથી ગુરૂ બ્રહ્મા, ગુરૂ વિષ્ણુ અને ગુરૂ મહેશ તેના પ્રસાદેથી વેદાંત અનુભવથી જાણ્યું કે એક આત્મા અદ્વૈત એકરસ સદાનિરંતર છે. ભંવર ગુફામાં અનુમાન કરી કરી સમાધીમાં જાણે છે કે એક આત્મા છે, અને જ્ઞાન ગુફામાં શ્રવણ, મનન, નિંદિધ્યાસ કરી જાણે છે કે એક આત્મા સત્ય છે પણ બહાર તો અનેક માલમ પડે છે. કાંઈ પણ માલમ પડયું નહીં ત્યારે કહે છે કે જે છે તેજ તેવીજ રીતે પૂર્ણ છે એમ નિશ્ચય કર્યો. હે સંતો, હવે જુઓ કે તેનું અનુમાન તેનેજ લાગુ પડે છે અર્થાત તેનો જ તર્ક ઉલટો તેનેજ બાધ કર્ત્તા થાય છે. પારધી એટલે જ્ઞાની, બાન એટલે જ્ઞાન, તેથી જેનાથી જ્ઞાન થયું તેનેજ ઉલટું લાગ્યું. અને ઉપદેશથી નિશ્ચય કર્યાવગર પારખ જે કોઈ પારખી હશે તેજ સમજશે. ગાયન એટલે વાણી તેથી તમામ પ્રકારની વાણી કહેનાર જીવ તે જીવનું કોઇ ગાન કરતું નથી પણ જે અનુમાન મૌન્ય છે તેનું જગત હમેશાં ગાન કરે છે. નટવર એટલે ચોરાસી આસન તે પણ જીવની કલ્પના છે. બાજા એટલે દશનાદ અનહદ તે પણ જીવની કલ્પના. પેખની એટલે દશમુદ્રા તે પણ જીવની કલ્પના. અનહદ એટલે બ્રહ્મ. બ્રહ્મ એટલે અનુમાન તેમાં આ જીવ પ્રીતિ વધારે છે. કથની એટલે વાણી, તે તમામ ધોઆથી નિશ્ચય કરી જાણે છે તે તમામ સત્ય નથી પરંતુ મિથ્યા હોઇ મિથ્યા વાણીબંધન છે. ( જીવની કલ્પના ) પુરૂષ એટલે સનક, નારદ, શૌનક, બ્યાસ આદિ કે જેમની વાણી શ્રવણ કરી કરી ધરતીના જીવ આકાશની સુરતિ લગાવે છે એ આશ્ચર્ય. જેમ કોઇ આંધળો પ્યાલા વગર મનની કલ્પનાથી પાણી કલ્પી પાણી

પીએ છે પરંતુ નદી માંહેનું ભરેલ પાણી લેતો નથી, અથવા જેમ કોઈ એક મૂર્ખ રસ્તે ચાલ્યો જાય છે અને રસ્તામાં ભૂખ લાગી છે છતાં પણ પોતાની બગલ માંહેનાં ખાંડના લાડુ નહી ખાતાં મનથી કલ્પી કલ્પી કલ્પનાના લાડુ ખાય છે તો તેની ભૂખ કેવી રીતે મટે ? તેવીજ રીતે પારખ વગર તમામ છે એમ સમજવું. માટે પારખમાં સ્થિત થઇ સર્વ પારખ એ તાત્પર્ય. સર્વમાં રમી રહેલ છે તે રામ તેનું શ્રવણ મનન અને નિદિધ્યાસન કરી જેણે તેને જાણ્યો તે જુગોજુગ અમર થયો અને હું આત્મા એવું અમૃત પીધું. મતલબ કબીર સાહેબનું કહેવું છે કે જેણે રામ સુધારસ ચાખ્યો છે તેજ જુગોજુગ જીવ્યો પણ તે પારખ સ્થિતિએજ ચાખવો આવશ્યક માનેલ છે.

---

## પદ ૨૧ મું.

### સંતો દેખ જગ બૌરાના.

સાંચ કહૌં તો મારન ધાવૈ, ઝૂઠે જગ પતિયાના સંતો.
નેમી દેખા ધર્મી દેખા, પ્રાત કરે અસ્નાના;
આતમ મારિ પષાણહિ પૂજે, ઉનમે કિછઉ ન જ્ઞાના. સંતો.
બહુતક દેખા પીર ઔલિયા, પઢે કિતેબ કુરાના,
કે મુરીદ તદબીર બતાવૈં, ઉનમેં ઉહૈ જો જ્ઞાના. સંતો.
આસન મારિ ડિંભ ધરૂ બૈઠે, મનમેં બહુત ગુમાના;
પીતર પાથર પૂજન લાગે, તીરથ ગર્બ ભુલાના. સંતો.

ટોપી પહિરે માલા પહિરે, છાપ તિલક અનુમાના,
સાખી શબ્દૈ ધાવત ભૂલે, આતમ ખબરિ ન જાના. સંતો.
હિન્દુ કહૈ મોહિ રામ પિયારા, તુરૂક કહૈ રહિમાના;
આપુસમેં દોઉ લરિ લરિ મૂયે, મર્મ ન કાહુ જાના. સંતો.
ઘરઘર મંત્ર દેત ફિરતુ હૈં, મહિમાકે અભિમાના;
ગુરૂ સહિત શિષ્ય સબ બૂડે, અંતકાલ પછતાના. સંતો.
કહહિં કબીર સુનોહો સંતો, ઇ સબ ભરમ ભુલાના;
કેતિક કહા કહા નહિં માને, સહજે સહજ સમાના. સંતો.

અર્થઃ—હે સંતો, 'દેખત જગત બૌરાના' દૃશ્ય થાય છે કે સર્વ કલ્પના માનુષરૂપથી ઉદ્‌ભવી અને તેજ કલ્પનાનો તપાસ કરંતા કરતા તમામ મરણને શરણ થયા. અને હવે તેની વાતો શ્રવણ કરી કરી દિવાના બન્યા. સાંચ એટલે જીવ કહું તો મારવાને દોડે છે અને અસત્ય ધોખો જગતને પ્રતીત થાય છે. નેમી ધર્મી જે નિત્ય કર્મ કરનારા છે તે પ્રાતઃસ્નાન કરે છે અને આત્માને કષ્ટ આપે છે, પાષાણ-પથ્થર પૂજન કરે છે, તેઓને ખરૂં જ્ઞાન પ્રાપ્ત થયેલ નથી કારણ કે તેઓ અજ્ઞાન છે. કેટલાક પીર ઔલિયા કિતાબ અને કુરાન પઢતા જોવામાં આવે છે, શિષ્ય બનાવી વિવિધ પ્રકારની હિકમતો બતાવે છે તેમાં પણ તે ધોખારૂપ અજ્ઞાનજ છે. કોઇ આસન લગાવી ડોળ ઘાલી બેસે છે અને મનમાં ઘણુંજ અભિમાન રાખે છે, પીતળની કે ધાતુની યા પથ્થરની મૂર્ત્તિ પૂજે છે અને તીર્થગર્ભમાં ભૂલે છે.

કોઇ ટોપી પહેરે છે, કોઈ માળા ધારણ કરે છે અને છાપ તિલક ધારણ કરી અનુમાનમાંજ ગુંચાય છે. શાખી શબ્દ ગાવામાં ભુલે છે પરંતુ આત્માની ખબર નથી. અર્થાત્ આત્મા શું છે તે કોઈ સમજતા નથી. હીંદુ કહે છે કે અમને રામ વહાલા છે અને મુસલમાનો કહે છે કે અમને રહિમાન વહાલા છે. આમ કહી ઉભય લડયા કરે છે પરંતુ કોઇ પણ ખરો મર્મ જાણતા નથી. જેઓ ઘરેઘર ફરી મંત્ર આપ્યા કરે છે અને મહિમાના અભિમાનથી જીવનને બંધનમાં મૂકે છે તેવા ગુરૂ સહિત શિષ્ય તમામ ભ્રમમાં બૂડે છે અને આખરે ખરી સ્થિતિ પ્રાપ્ત ન થતા પૂર્ણ પછતાય છે. આવાં જે અનુમાન સર્વેએ કર્યાં તેમની સ્થિતિ કયાં છે? હે જીવ. શ્રવણ કર, તે સર્વ ભ્રમમાં ભુલ્યાછે. હું ઘણું કહુંછું પણ મારૂં કોઇ માનતું નથી અને સર્વ અસત્ય રસ્તે ગ્રહણ કરી ધોખામાં ફસાય છે; અર્થાત સત્ય રસ્તો તેમને સૂજતો નથી.

---

## પદ ૨૨ જું

### નરકો નહિં પરતીત હમારી.

ઝૂઠા બનિઝ કિયો ઝૂઠેસો, પૂંજી સબન મિલિ હારી. નરકો.
ષટ્ દર્શન મિલિ પંથ ચલાયો, તિરદેવા અધિકારી;
રાજા દેશ બડો પરપંચી, રૈયત રહત ઉજારી. નરકો.
ઈતતે ઉત ઉતતે ઇત રહહૂ, યમકી સાંડ સંવારી;
જ્યોં કપિ ડોર બાંધુ બાજીગર, અપની ખુશી પરારી. નરકો.

ઇહૈ પેડ ઉત્પત્તિ પરલયકા; વિષયા સબૈ વિકારી;
જૈસે શ્વાન અપાવન રાજી, ત્યોં લાગી સંસારી. નરકો.

કહહિં કબીર યહ અદ્દભૂત જ્ઞાના, કો માનૈ બાત હમારી;
અજહૂં લેહુ છુડાય કાલસો, જો કરૈ સુરતિ સંભારી. નરકો.

અર્થ:—'નરકો નહિં પરતીત હમારી, ઝુઠા, બનિઝ' એટલે જીવનું અનુમાન, અનુમાન એટલે આત્મા, અનુમાન એટલે બ્રહ્મ, ઝુઠા એટલે ગુરૂવાલોક. પુંજી એટલે જીવ, જુઠા સોદાગરરૂપ ગુરૂવાલોકની સાથે જુઠો વેપાર કર્યો. અર્થાત ગુરૂવાલોકોના ઉપદેશથી–સત્સંગથી ભ્રમમાં પડ્યા. ગુરૂવાલોકોની વાતો શ્રવણ કરી જીવ સર્વ રીતે વ્યાકુલ થયો કે ઇશ્વર કોઇ અન્ય છે અને તેની પ્રાપ્તી વગર જીવ ચોરાસીના ફેરામાં પડે છે. આવો ભ્રમ જ્યારે જીવમાં પેઠો ત્યારે જીવ ઉદાસ થયો એટલે તે ઘર છોડી જંગલમાં ચાલ્યો ગયો. ત્યાં જઇ કોઈ યોગ ધારણ કરવા લાગ્યા, કોઈ નાના પ્રકારના કર્મ કરવા લાગ્યા, કોઇ પ્રથક પ્રથક કલ્પના કરી વિવિધ પ્રકારના જ્ઞાનનો પ્રચાર કરવા લાગ્યા, કોઈ પ્રથક પ્રથક ઉપાસના કરવા લાગ્યા, કોઇ અહં બ્રહ્મ સમજવા લાગ્યા, કોઈ કર્ત્તા કોઈ અન્યજ છે એમ કહેવા લાગ્યા, કોઇ હું તુંનો ત્યાગ કરી સ્વયં આત્મા બનવા લાગ્યા. આવી રીતે છ પ્રકારે છ દર્શન બન્યા અને કલ્પના કરી જુદાજુદા મત પ્રદર્શિત કર્યા કે જેને લઈ સંસારને વૈરાગ્ય ઉત્પન્ન થાય. આનું અનુકરણ કરી સર્વજીવ ભ્રમાયા અને પ્રથક પ્રથક પંથમાં પ્રવર્તવા લાગ્યા. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ સર્વ પંથના અધિકારી બન્યા અને

તેમાંજ માન્ય ગણાયા. આવી રીતે છ દર્શનની કલ્પના વધી એટલે પંચકોશ પરપંચની ઉત્પત્તિ થઈ, તત્વમસિનો નિર્ણય કર્યો અને આખરે જીવ જ્યાં કાંઈ નહીં ત્યાં (ઉજડ જગામાં) વસવા લાગ્યો અર્થાત બ્રહ્મની ભૂલમાં ભૂલાઇ બ્રહ્મ કહેવરાવા લાગ્યો. જ્યાં ત્યાંથી અહીં જગતમાં સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અને મહાકારણનો નિર્ણય થયો ત્યારે બ્રહ્મ બન્યો. પ્રથમ શ્રવણ કર્યું, પુનઃ મનન કર્યું, પોતાના મનમાં વિચાર કર્યો, પછી નિદિધ્યાસ કર્યો તે ઉપર ધ્યાસ કર્યો અર્થાત્ નિશ્ચય કર્યો. અને આખરે પોતાના અનુભવથી સાક્ષાત્કાર જણાતાં સર્વ આત્મા અદ્વૈતરૂપ દૃશ્ય થવા લાગ્યા. આવી રીતે સર્વ અદ્વૈતઆત્મા બન્યા અને પછી સ્થૂલ થઇ ચોરાસી લાખ અવતાર પોતેજ ધારણ કર્યા. હવે જો પોતેજ આત્મા થયો તો પછી શું ચોરાસીલાખ અવતાર તેનાથી અલગ છે? આથી તે અહીંથી તહીં અને તહીંથી અહીં લટકયાજ કરે છે. જે સર્વમાં રહે છે અને તે પુનઃ સર્વ સાક્ષીરૂપ કહેવાય છે. મતલબ જડનો શાક્ષી ચૈતન્ય. કોઇ યોગ ધારણ કરી આ પિંડાંડ તે બ્રહ્માંડ પિંડાંડથી પ્રાણ બ્રહ્માંડમાં રાખે છે અને જ્યારે સમાધીથી મુક્ત થાય છે. ત્યારે પિંડાંડમાં પાછો આવે છે. ( રહટ ઘટ ન્યાય ) ગર્ભવાસમાંથી બહાર આવી પુનઃ ગર્ભ-વાસમાં જાય છે. 'યમકી સાંડ સવારી' યમ એટલે 'ગુરૂવાલોક, યમ એટલે સ્ત્રી, સાંડસવાટી જીવ. તે ગુરૂવાલોકોનો ઉપદેશ શ્રવણ કરી કહે છે કે હું ચાર દેહ નથી અને ચિત્ત, મન, બુદ્ધિ અને અહંકારનો શાક્ષી અકાશવત છું, એટલે જેમ આકાશથી ચાર તત્વ ઉત્પન્ન થયાં અને ચારે આકાશમાં સમાયાં એવી રીતે

શુદ્ધ બ્રહ્મથી જે સ્ફૂર્ણ થયું તે સબળ બ્રહ્મ, અને સબળ બ્રહ્મથી ત્રણ ગુણ પેદા થયા સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ. હવે જ્યારે નાશ થયો ત્યારે એકમાં એક સમાઈ ગયા અને પુનઃ અસલ સ્થિતિમાં આકાશવત્ થયું. હવે જેમ આકાશથી પૃથ્વી તેમ બ્રહ્મથી જગત, આવી રીતે જીવ ગુરૂવા લોકોની સાંડ સ્વારી થયો અર્થાત આવાગમનમાં પડયો. અને જ્યારે ગર્ભવાસથી મુકત થયો અને પુનઃ સ્ત્રીને જોઇ એટલે નાના પ્રકારના વિકાર અને વ્યાપારથી પુનઃ તે સ્ત્રીના ગર્ભમાં પડયો અર્થાત ગર્ભવાસ ધારણ કર્યો. જેમ વાંદરાના ગળામાં રસી બાંધી મદારી તેને નચાવે છે તેમ આ જીવ ગુરૂવાલોકના ફંદામાં ફસી ખુશીથી નાચ્યા કરે છે અને સ્ત્રીના ફંદામાં ફસાઈ વિષયરૂપી નાના પ્રકારના વ્યાપારમાં પરોવાઇ પુનઃ ગર્ભવાસમાં પડે છે. આવી વાણીથી ગુરૂવાલોકોએ જે રસ્તો બતાવ્યો તે ધોખા ઉત્પત્તિનું વૃક્ષ છે પ્રથમારંભમા જીવ ધોખામાં ભૂલ્યો તેથી આવા હાલ થયા અને પુનઃ તેજ ધોખામાં ભ્રમાયો એટલે જીવ પદભ્રષ્ટ થયો. ઉત્પત્તિ, પ્રલયનું ઝાડ તે સ્ત્રી. કારણ કે સ્ત્રી પ્રથમ ગર્ભ ધારણ કરે છે, જન્મ આપે છે અને પુનઃ તેને ગર્ભવાસમાં ધારણ કરે છે, ( જનમવું અને મરવું, મરવું અને જનમવું—ગર્ભવાસથી ફરી બહાર અને પુનઃ બહારથી ગર્ભવાસ ) આથી વિશયજ્ઞાન, વિશયયોગ, વિશય વિજ્ઞાન, વિશયસ્ત્રીઆદિ જે કાંઈ વિશય છે તે તમામ વિકાર છે. ( વિશયાનંદ ) જેમ કુતરો હાડકું ખાય છે અને હાડકાથી તેના દાંતમાં લોહી નીકળે છે. આ પોતાનુંજ લોહી પોતાની

જીભને લાગતા સ્વાદ લાગે છે. આ વખતે તે જાણે છે કે લોહી હાડકામાંથી નીકળે છે. પરંતુ વસ્તુતઃ લોહી તો તેના પોતાનાજ મહોડાનું છે. આવીજ રીતે જીવમાંથી આનંદ પેદા થાય છે અને આનંદમાંથી કલ્પના પેદા થાય છે અને નાના પ્રકારના વિશયોને જીવ માની લે છે કે આનંદ કાંઇ બહારથીજ મળે છે પરંતુ આનંદતો જીવમાંથી જ ઉત્પન્ન થાય છે. વિશયવાંછનાથી આનંદ પોતાનેજ થાય છે અને આખરે મૂર્છા પણ પોતાને જ આવે છે. નાહક સ્ત્રીને બદનામ કરે છે અને તેને કારણરૂપ માને છે. (શ્વાન હાડ ન્યાય). ધ્યાન પોતાનાજ અનુમાનથી થાય છે અને ફરી તેમાંજ પોતે આનંદ માને છે, જીવના નિશ્ચયથી જ ઉપાસના પોતામાંથી ઉત્પન્ન થાય છે. કારણ કે જેવી ભાવના કરે છે તેવુંજ રૂપ સામે ઉપસ્થિત થાય છે [ પોતાનીજ દૃઢતાથી ] આથી જીવ જાણે છે કે જેની ઉપાસના કરવામાં આવે છે તે દેવ કોઇ અન્ય જગ્યાએથી આવે છે. અર્થાત્ પોતેજ પોતાની કલ્પનામાં ભૂલાય છે. કબીર સાહેબ કહે છે કે જે કાંઈ કલ્પના, અનુમાન અને કર્ત્તવ્ય ગુરૂવાલોકોએ અદ્ભૂત જ્ઞાન અને કથામાં બાતવેલ છે તે તમામ કલ્પના અનુમાન અને કર્ત્તવ્ય નાશવંત અને મિથ્યા છે. કબીર સાહેબ વળી કહે છે કે સર્વ સંસાર કલ્પનામાં ભૂલાય છે એટલે હવે અમારૂં કહેવું કોણ માને ? પરંતુ જો જીવ પોતાનેજ સંભાળી સુરતિ કરે અને પ્રીતિથી મારા તરફ જૂએ તો હજુ પણ હું તે કાળચક્ર બ્રહ્મ જ્ઞાનાદિ ધોખામાંથી છોડાવી સત્ય રસ્તો બતાવી પારખ ભૂમિએ સ્થિર કરૂં. અર્થાત જો મારા કહેવા પ્રમાણે જીવ પારખપદ પહોંચવા પ્રયત્ન કરે

અને સત્ય રીતે પારખ બને તો તે પારખભૂમિએ સહજમાં પ-હોંચી શકે છે. કબીર સાહેબનું કહેવું છે કે જો જીવ સત્ય રસ્તો ગ્રહણ કરે તો તેનો મોક્ષ સહજમાંજ થઇ શકે એમાં કાંઈ આશ્ચર્ય નથી.

---

## પદ ૨૩ મું.

માયા મહા ઠગિની હમ જાની.

ત્રિગુણી ફાંસ લિયે કર ડોલે, બોલે મધુરી બાની, માયા.
કેશવકે કમલા વ્હે બૈઠી, શિવકે ભવન ભવાની;
પંડા કે મૂરતિ વ્હૈ બૈઠી, તીરથહૂમેં પાની. માયા.
યોગીકે યોગિનિ વ્હૈ બૈઠી, રાજા કે ઘર રાની;
કાહૂકે હીરા વ્હૈ બૈઠી, કાહૂકે કૌડી કાની. માયા.
ભકતા કે ભકિતન વ્હૈ બૈઠી, બ્રહ્માકે બ્રહ્માની;
કહહિં કબીર સુનો હો સંતો, ઈ સબ અકથ કહાની. માયા.

અર્થ:—માયા એટલે સ્ત્રી, માયા એટલે ગુરૂવાલોક. આ ઉભય મહા ઠગ છે. હવે જૂઓ કે તેમણે આ જીવને કેવી રીતે ઠગેલ છે? જીવને કયાંય બ્રહ્મ બનાવ્યો, કયાંય આત્મા બનાવ્યો, કયાં ઇશ્વર બનાવ્યો અને કયાંય કાંઇને કાંઈ બનાવી આપે છે મતલબ ગુરૂવાલોકોએ પ્રથક પ્રથક ઉપદેશ આપી જીવની ઉપ-રોકત સ્થિતિ કરી છે. જેમ કોઇને સ્વપ્ન આવતા જેવું તે સ્વપ્નાવસ્થામાં જુએ છે તેવુંજ તે બોલે છે તેવીજ રીતે એકજ

જીવ જેવી કલ્પના જુએ છે તેવીજ રીતે બોલે છે. માયાના અર્થ કબીર સાહેબે બે બતાવ્યા. એક ગુરૂવાલોકો અને બીજો અર્થ સ્ત્રી. ગુરૂવાલોકો જીવને ઉપર પ્રમાણે ઠગે છે. પરંતુ સ્ત્રી જીવને કેવી રીતે ઠગે છે તે હવે બતાવે છે. જીવને ક્યાંય બ્રાહ્મણ બનાવ્યો, ક્યાંય ક્ષત્રી બનાવ્યો, ક્યાંય વૈશ્ય બનાવ્યો અને ક્યાંય શૂદ્ર બનાવ્યો અર્થાત ઉપરોકત ચારે વર્ણમાં જન્મ આપ્યો. તેવીજ રીતે ગુરૂવાલોકોએ જીવને ક્યાંય યોગી, ક્યાંય જંગમ, ક્યાંય સેવડા, ક્યાંય સંન્યાસી, ક્યાંય દર્વેસ, ક્યાંય બ્રહ્મચારી અને ક્યાંય વેરાગી બનાવ્યો. આવી રીતે મનુષ્યને ઠગે છે. આથી તે મહા ઠગ છે એમ અમે જાણ્યું. ત્રિગુણી ફાંસ એટલે વાણીવેદ, ત્રિગુણ એટલે ભકિત, જ્ઞાન અને યોગ એટલે ઉપલી ત્રણ પ્રકારની વાણી લઇ ગુરૂવાલોકો ફરવા લાગ્યા. મિષ્ટ ભાષણથી જીવને ભ્રમાવા લાગ્યા. ત્રિગુણ એટલે કામ, ક્રોધ અને મોહ. આ ત્રણ ગુણ રૂપી ફાંસી લઈ સ્ત્રી સર્વ જીવને ફસાવે છે. આ સબંધી મહાત્મા કબીર સાહેબના અનુયાયી મહાત્મા પૂરન સાહેબે એક સ્થળે કહેલ છે કેઃ—

પ્રથમ દેખતે દેય, ઉઠાયકે કામકો,
જબ જીવ કામી ભયો, તજો ધન ધામકો;
અબ નિશદિન દેખત, ફિરૈ નારિનકે ચામકો,
તબ જ્ઞાનબુદ્ધિ સબ ગઈ, ભયો બેકામકો;
યે પ્રકારકી ફાંસ ત્રિયા, અપને કહ લીન્હિસુ આજ,
કહહિં પૂરણ ફંદ જાહુગે, નહિંતો નર તાહિ તજ. (૧)

જા ત્રિયાંસે યહી રત્યો, તાહીસે ઔર જો રાતે,
તબ ઉઠૈ ક્રોધ મનમાંહિં, કરન ચાહે જીવ ઘાતે;
કોઇ કહૈ લાખ સમુઝાય, માનૈ નહિં એકૌ બાતે,
કહૈં મરૌં મારોં મેં તાહિ, યાહિ નારી કે સાથે;
તેં દેખુ ફાંસ યહ નારિકી, નાહકમેં નર મરિ રહ્યો,
કહહિં પૂરણ યહ અધમ નર, ગુરૂ પારખ નાહીં લહ્યો. (૨)

જબ લગ્યો નારિકો મોહ, તબ યે હિયે બહુતફંદાનો;
ધન સુતગૃહકે કાજ આપનો હિત નહિં જાનો;
ભયભય ધાવત ફિરે ચાહિ ખર્ચનકો નાનો,
ત્રિયાકો વસ્ત્ર ચાહી, ઔર કછુ ચાહૈ સોનો;
ઐસેહિ કરત કરત એક દિન મરિગૌ નિર્લજં,
ત્રિગુણી ફાંસ યહ નારિકી, તાતે પૂરણ કહત તજ. (૩)

હવે માયા બે પ્રકારની છે એક મોટી અને બીજી સૂક્ષ્મ સૂક્ષ્મ માયા તે ગુરૂવાલોકોનો ઉપદેશ. ઉપદેશ એટલે જ્ઞાન. ભકિત અને યોગ. મોટી માયા તે સ્ત્રી, ઘર, ધન વિગેરે. હવે માયા કેશવની કમળા થઇને બેઠી. કેશવ એટલે જે જળના ઉપર શયન કરે તે કેશવ. આ શબ્દમાં કે એટલે જળ અને શવ એટલે સુવું તે. જળ એટલે ક્ષીરસાગર ઉપર શયન કરનાર જે નારાયણ તે નારાયણની સાથે કમલા થઇ બેઠી. કમલા એટલે જે કમળથી પેદા થઇ તે. કમલથી પેદા થઈ તે લક્ષ્મી અર્થાત્ લક્ષ્મી થઇ તે બેઠી. કેશવ એટલે જ્ઞાની, કેવલ એટલે ઝાંઇ, એ-

ટલે પાણી. પાણી એટલે વાણી, શવ એટલે સુવું તે. એટલે જે વાણીમાં સુતા; શ્રવણ કરી, વિચાર કરી અને નિશ્ચય કરી જાણ્યું કે તે આત્મા. ત્યાં કેવલ થઇને બેઠી. 'શિવ કે ભવન ભવાની' શિવ એટલે જે હુમેશા સમાધિમાં મગ્ન રહે તે અર્થાત શંકર. શંકરનું ભુવન કૈલાશ ત્યાં તે ભવાની-પાર્વતી થઇને બેઠી. શિવ એટલે આનંદ, આનંદમાં અહં શકિત થઈ. 'પંડા કે ઘર મૂર્ત્તિ વ્હૈ બૈઠી' પંડા એટલે પુજારી, તેને ઘેર મૂર્ત્તિ પ્રતિમા થઈ. તીર્થ, ગંગાદિ પુષ્કરાદિમાં પાણી થઇને રહી. યોગી એટલે જે યોગ સાધે તે યોગ. એટલે જે પાંચ કર્મેંદ્રીય, પાંચ જ્ઞાનેંદ્રીય અને પચીસ પ્રકૃતિ સહિત મન મારે તે યોગી. તેને ત્યાં અણિમા, લઘિમા, ગરિમા, મહિમાદિ સિદ્ધ થઇને બેઠી. રાજાને ઘેરં રાણી થઇ. રાજા એટલે મનુષ્ય, મનુષ્યને ત્યાં સ્ત્રી બની. કોઇને ત્યાં હીરો બની બેઠી. કોઇને હીરો વહાલો લાગે છે અને કોઇને કોડી વહાલી લાગે છે. ભકત લોકોને ઘેર નૌધાભકિત અને ભકતણુ બની. બ્રહ્માને ઘેર બ્રહ્માની [ સાવિત્રી ] બની, કબીર સાહેબ કહે છે કે કયાં છે આ સર્વ અકથ કથન ? આ માયાની વાત જે અકથ છે, જે કથી શકાતી નથી તે મિથ્યા અનુમાન, નાના પ્રકારની માયા ઉત્પન્ન થઇ અને નષ્ટ પણ થઇ. જીવે જે માન્યું તે માયા અને જીવે જે નં માન્યું તે બ્રહ્મ આ ઉભય મિથ્યા અને માત્ર પારખ તે સત્ય. અર્થાત્ સત્ય તપાસવા જાઓ તો પારખજ સત્ય છે. પારખ સિવાય અન્ય કાંઈ અનુમાન, વિચાર જે કાંઇ ગણો તે તમામ મિથ્યા છે એમ મહાત્મા કબીર સાહેબનું કહેવું છે એમ જણાય છે.

## પદ ૨૪ મું.

તા મનકો ચીન્હો મોરે ભાઈ, તન છૂટે મન કહાં સમાઈ.
સનક સનંદન જયદેવ નામા, ભકિત સહિ મન ઉનહું ન જાના,
અમ્બરીષ પ્રહલાદ સુદામા, ભકિતહેતુ મન ઉનહું ન જાના. તા૦
ભરથરિ ગોરખ ગોપીચંદા, તા મન મિલિ મિલિ કિયો આનંદા. તા૦
જા મનકો, કોઈ જાનુ ન ભેવા, તા મન મગન ભયે શુકદેવા. તા૦
શિવ સનકાદિક નારદ શેષા, તનકે ભીતર મન ઉનહુ ન પેખા. તા૦
એકલ નિરંજન સકલ શરીરા, તામહ ભ્રમિ ભ્રમિ રહલ કબીરા. તા૦

અર્થઃ—તા મન એટલે જ્યાં તમારૂં મન લીન થયું, જ્યાં મન લીન થયું તે બ્રહ્મ. તેથી તે બ્રહ્મ તરફ દૃષ્ટિ કરો. વિચાર કરો કે મનમાં તો તે મન હોઈ બ્રહ્મ થયું. હવે જ્યારે તનં છૂટી જશે ત્યારે બ્રહ્મ ક્યાં સમાશે ? સનક, સનંદન, જયદેવ અને નામદેવ આદિ ઘણા ભકતો થઇ ગયા. પરંતુ તેમણે મનને જાણ્યું નહીં. મન, મન એમ સર્વ પોકારે છે પરંતુ મન શું છે ? અને મનનું સ્વરૂપ શું છે તે કોઈએ પણ જાણ્યું નથી. નકામા ધોખામાં પડયા. મન એનો જેના તે ભકત બન્યા તેજ મન પરંતુ તેમના જાણવામાં ન આવ્યું કે જેની અમે ભકિત કરીએ છઇએ તેજ અમારૂં મન છે. જો જાણવામાં આવ્યું હોત તો તેઓ તેને ખાવીંદ શા માટે માનત ? અને પોતે શા માટે દાસ બનત ? ‘ અમ્બરીષ, પ્રહ્લાદ, સુદામા, ભકિતહેતુ મન ઉનહું ન જાના ’ અમ્બરીષ, પ્રહલાદ અને સુદામા આદિ પરમ ભકત થયા છે પરંતુ તેમણે મનને ઓળખ્યું નથી. જેની સાથે

તેમણે પ્રીતિ કરી, અને જેની ભક્તિ કરી અને જે સ્વરૂપ સાક્ષાત્કાર તેમને લાગેલ તેજ તેમનું મન. પરંતુ તે તેમણે જાણ્યું નહી. ગોરખ, ભરથરી. ગોપીચંદ એવા એ તમામ યોગી થઈ ગયા છે તે તમામ મનનાજ રંગમાં મગ્ન થયા. મનમાં મળીમળીને આનંદ કર્યો પરંતુ મનને ઓળખ્યું નહીં. શિવ સનકાદિક, નારદ, શેષાદિ જ્ઞાની થયા તે તમામ તનમાંજ મગ્ન થયા, અને જે તનમાં કલ્પના ઉદ્ભવી તે કલ્પનામાં દિવાના થયા. મન એટલે તન. આઠ પાંચશેરી એટલે ચાલીશ શેર જ્યાં એકત્ર થયા તેનું નામ મન (મણ) અને પાંચ તત્ત્વ ત્રણગુણ એ આઠ પાંચશેરી એકત્ર થાય તેનું નામ મન ( મણ ) હવે જ્યારે આઠ પાંચશેરી આઠ બાજુ જશે ત્યારે મન (મણ) કયાં રહેશે. ( ચાલીશ શેરનો અર્થ) પચીસ પ્રકૃતિ અને પાંચ જ્ઞાનેંદ્રીય, સતોગુણની અને પાંચ કર્મેંદ્રીય રજોગુણની અને વિશય પંચક તમોગુણના. આવી રીતે ચાલીસ શેર જ્યાં એકત્ર થયા ત્યાં તેનું નામ મન. આ મનનું રૂપ તે તન. આથી હવે તન અને મન ઉભય એકજ છે. તનથી મન અને મનથી તન ભિન્ન નથી. જેમ ચાલીસ શેરની એક પોટકી અથવા તો મણ તે ઉભયનો એકજ અર્થ છે તેવીજ રીતે ઉપરોક્ત કથનાનુસાર તન મન એ ઉભય એકજ છે તે કાંઇ જુદાં નથી. જેનું નામ છે તે મન અને રૂપ છે તે માયા. અને તનથી જે અનુમાન નિશ્ચય થાયછે તેનું નામ પણ મન કહેવાય છે. ' એકલ નિરંજન સકલ શરીરા તામે ભ્રમિભ્રમિ રહલ કબીરા ' એકલ નિરંજન તે મન. તેથી સંપુર્ણ શરીર મનનું રૂપ છે. તેમાં કબીરા એટલેજ જીવ ભ્રમિભ્રમિ રહેલ

છે દેહમાં જીવ ભ્રમિ રહેલ છે. આકાશવત્ કહ્યું તે આકાશનું અનુમાન, પ્રકાશવત્ કહ્યું તે તેજ, જળવત્ કહ્યું તે જળ, મૃદુવત્ કહ્યું તે માટી અને બ્રહ્મ આત્મા કાંઇ ચીજ નથી. એ તમામ તત્વોના અનુમાન ભાસ છે. એ તાત્પર્ય.

---

## પદ ૨૫ મું.

કૈસે તરો નાથ કૈસે તરો, અબ બહુ કુટિલ ભરો.
કૈસી તેરી સેવા પૂજા, કૈસો તેરો ધ્યાન,
ઉપર ઉજલ દેખો બગ અનુમાન. કૈસે.
ભાવ તો ભુજંગ દેખો અતિ બિબિચારી,
સુરતિ સચાન તેરી મતિ તો મંજારી. કૈસે.
અતિરે બિરોધી દેખો, અતિરે સયાના,
છૌ દર્શન દેખો ભેખ લપટાના. કૈસે.
કહહિં કબીર સુનો નર બંદા,
ડાઇનિ ડિંભ સકલ જગ ખંદા. કૈસે.

અર્થ—નાથ એટલે ગુરૂવાલોક જે પોતે નથાયા છે અને બીજાને નાથે છે અર્થાત બંધનમાં નાંખે છે. આથી કહે છે કે હે નાથ, તમે કેવી રીતે તરશો? તમે કેવી રીતે મુક્ત થશો? તમારામાં અત્યંત કુટિલતા ભરેલી છે. કારણ કે જુદી જુદી રીતના ભેખ ધારણ કરો છો, જુદા જુદા તિલક કરો છો, વિભૂતી ચોળો છો, કોઇ નાગા ફરો છો, કોઈ નિર્વાની બનો છો. આવી રીતે જુદી જુદી કુટિલતા કરી જીવનને ઠગો છો. નાના પ્રકારની કલ્પનામાં અને માન મર્યાદામાં બંધાયાછો તોપછી તમને પારખ

(સત્ય) ક્યાંથી પ્રાપ્ત થાય. 'કૈસીતેરી સેવા પૂજા કૈસો તેરો ધ્યાન, ઉપર ઉજલ દેખો બગ અનુમાન' જેમ બગલો માછલાં પકડવાના માટે ધ્યાન ધરી બેસે છે. (તેની આંખો બંધ હોય છે અને સ્વરૂપ પણ અત્યંત સફેદ હોય છે. તેવીજ રીતે હે ગુરૂવા લોકો તમે એવા હેતુથી જ્ઞાન, ધ્યાન અને પૂજા કરો છો, કે સાંસારિક મનુષ્યો અમારી પાસે આવે, અમને દ્રવ્ય આપે અને અમારા શિષ્ય થાય અને છેવટે અમારૂં મહાત્મ્ય વધે. આવા આવા વિચારો જ્યાં અંતઃકરણમાં ઘર કરી રહેલા છે ત્યાં પછી મુક્તિની આશા ક્યાંથી રાખશો 'ભાવતો ભુજંગ દેખો' ભુજંગ એટલે સર્પ તમારો ભાવ ભુજંગના જેવોજ છે. એટલે જેને ડસો છો (જેને) ઉપદેશ આપો છો) તેને નાના પ્રકારની વાણી અને કલ્પનાનું વિષ ચડે છે અને અનેક વિચારોમાં પડે છે. વેદના તેમજ તમારા મતના આશ્રય નીચે જે કોઈ આવ્યો તે પછી સ્વતઃવિચાર કરી જોઇ શકતો નથી. અને કદાચ કોઈ સત્ય રસ્તો બતાવે તોપણ તે તરફ તેનું લક્ષ જશે નહીં કારણ કે તેવે વખતે તે કેહેશે કે વેદે કહેલ તેજ સત્ય છે અન્ય સર્વ અસત્ય છે. 'સુરતિ સચાન તેરી મતિતો મંજારી' જેવી ચકલી ઉપર બાજની સુરતિ હોય છે તેવીજ રીતની તમારી સુરત જગતના સર્વ જીવ ઉપરછે. ગમે તેટલા પક્ષીઓ એકત્ર થઈ બાજને પકડે તો પણ તેની તૃષ્ણા છૂટતી નથી. જ્યાંસૂધી તેનામાં જીવ હોય છે ત્યાંસૂધી તેની સુરતિ પક્ષી ઉપરજ ચોંટી રહે છે. તેવીજ રીતે તમારી સુરતિ જગતના અનેક જીવોને પકડે છે છતાંપણ તમને તૃપ્તિ થતી નથી વળી તમારી મતિ તો બિલાડીના જેવી છે. મતલબ બિલાડી ઉંદરને પકડવાના હેતુથી જેવી મતિ ધારણ કરે છે તેવીજ મતિ તમારી

સંસારના જીવોને ભૂલાવામાં નાંખી પકડવાની હોય છે. મહાન ડાહ્યા જે મહાન જ્ઞાની થઇ ગયા તેમનીજ પરમ વિરૂદ્ધતા જુઓ. મીમાંસા શાસ્ત્રના આચાર્ય જે જૈમિની તે કર્મની સ્થાપના કરે છે. તે કહે છે કે જે કાંઇ છે તે તમામ કર્મજ છે, જીવનો અધિષ્ઠાન કર્મ, જીવ કર્મથીજ ઉદ્‌ભવે છે અને કર્મમાં રહી વર્તે છે અને કર્મમાંજ લય પામે છે. કર્મજ દરિદ્રિ બનાવે છે, કર્મજ દુઃખ આપે છે અને સુખ પણ કર્મજ આપે છે. જે કાંઇ બને છે તે તમામ કર્મથીજ થાય છે. કર્મ વગર કોઇજ નથી. બ્રહ્મા, વિષ્ણું અને રૂદ્ર આદિ દેવતા તેમજ સનકાદિ ઋષિ થઇ ગયા પરંતુ તે સર્વ કર્મને આધીનજ હુતા. જ્ઞાન યોગ પણ કર્મને આધિન છે. જ્ઞાની સર્વને જ્ઞાન બતાવે છે, યોગી સર્વને યોગ બતાવે છે, ભક્તજન સર્વને ભકિત બતાવે છે અને ઉપાસક સર્વને ઉપાસના બતાવે છે. હવે આ સર્વ સ્વતંત્ર છે તો પછી પ્રકાશ કેમ દ્રશ્ય થતો નથી! તમામ કેમ તેમના બતાવવાથી તેમના જેવા થતા નથી! કોઇને તેમનો ઉપદેશ લાગે છે અને કોઇને લાગતો નથી. એટલે તમામ કર્મના આધીન અને કર્મ અધિષ્ઠાન. કર્મ એજ બ્રહ્મ. કર્મથી વિશેષ કાંઇ નથી. જ્ઞાન યોગ વૈરાગ્ય એ સર્વ કર્મના આધિન છે એમ સમજવું, જેમ કર્મ નચાવે છે તેમ નાચે છે. હવે વૈશેષિક શાસ્ત્રના આચાર્ય કણાદ કહે છે કે કર્મ કાંઈ સ્વતંત્ર નથી. પરંતુ સમયને વશ છે. કારણકે પ્રાતઃકાળ ન થાય તો પ્રાતઃકર્મ થશે કે? મધ્યાન્હકાળ ન થાય તો મધ્યાન્હ કર્મ થશે કે? અને સાયંકાળ ન થયો તો સાયંકર્મ થશે કે? નહીંજ. બાળપણામાં તરૂણાવસ્થાનું કામ થતું નથી અને તરૂણાવસ્થામાં વૃદ્ધાવસ્થાનું કામ થતું નથી. માટે

કર્મ એ કાળને આધીન છે; કાળ એજ બ્રહ્મ અને તેનાથી પર કાંઇ નથી. કાળને જોઇ કાળાનુસાર બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ પેદા થાય છે અને કાળ પૂરો થતા તેનો નાશ થાય છે; કાળને અવલંબી સૃષ્ટિ ઉત્પન્ન થાય છે અને સમય આવે પ્રલય થાય છે. કાળને અવલંબી અવતારાદિ જીવ પેદા થાય છે અને સુખ દુઃખ ભોગવે છે. કાળને અવલંબી કર્મની ઉત્પત્તિ અને પ્રલય થાય છે આથી કર્મ પરતંત્ર છે અને કાળ સ્વતંત્ર. કર્મ ગમે ત્યારે કરવાથી થાય છે પરંતુ કાળ કાંઇ કરવાથી થતો નથી એટલે કાળ સત્ય અને કર્મ અસત્ય. જેમ ખેડુત ખેતી કરે છે પરંતુ પુરતો વખત થયા પહેલા તેને ખેતીનું ફળ મળતુ નથી,—અનાજ પાકતું નથી અને જો કાળ ન હોય તો તેની તમામ મહેનત મિથ્યાજ. એટલે કાળ એ સર્વનું અધિષ્ઠાન અને કાળ એજ બ્રહ્મ એમ સિદ્ધ થાય છે. હવે બીજી બાજુ જોઇએ તો ન્યાયશાસ્ત્રના આચાર્ય ગૌતમ કહે છે કે કાળ ક્ષણેક્ષણે જાય છે અને ક્ષણે ક્ષણે આવે છે તેમ કર્મ કમતી કરવાથી કમતી થાય છે. તો પછી તે કાળ અને કર્મ નાસ્તી અને પરમાત્મા અસ્તી. ત્રણે કાળ આવે જાય છે, અને કાળ ઇશ્વરને આધિન છે. ઇશ્વર ધારે તો ચોમાસાને ઉનાળો અને ઉનાળાને ચોમાસું કરી નાંખે, રાજાને રંક અને રંકને રાજા બનાવી શકે. કાળને અકાળ અને અકાળને કાળ કરી શકે છે. આવી રીતે સમસ્ત ઇશ્વરને આધિન છે. સુત્રધાર ઇશ્વર છે. તે સંસારને પુતળાની માફક નચાવે છે એટલે ઇશ્વર અસ્તી અને કાળ, કર્મ, સ્વભાવ આદિ સર્વ નાસ્તી. પાતંજલ શાસ્ત્રવાળા કહે છે કે તમે ઇશ્વરને જોયેલ છે ? ઇશ્વર કેવો છે? જો તમે નજરે જોયેલ નથી તો પછી તેનું પ્રમાણ શું ? ઇશ્વર શું છે અને કેવો

છે તે તમે જાતે જોયેલ છે? કે ઇશ્વર છે એમ અનુમાનથી માનો છો? અનુભવ વગરનું પ્રમાણુ નકામું છે. અને આથીજ અનુમાનથી તમો પીતળ, (ધાતુ) પથ્થર, કાષ્ટ, આદિ આઠ પ્રકારની મૂર્ત્તિ-પ્રતિમા પૂજા સ્થાપન કરો છો તે સર્વ મિથ્યા. તીર્થ, વ્રત, પ્રતિમા પૂજા જે કાંઇ માનો છો તે સર્વ મિથ્યા. અનાત્મા, સચ્ચિદાનંદ સત્યઆત્મા કે જે અમે યોગ માર્ગથી જોઇ શકીએ છઇએ. તમને તેનો કાંઈ અનુભવ નથી તેથીજ પથ્થર પૂજો છો અને અમો બ્રહ્માંડનું સર્વ કારખાનું પિંડાંડમાં જોઈએ છઇએ એટલે અમારૂં કહેવું સત્ય અને તમારૂં કહેવું અસત્ય; ઈશ્વિરનો અનુભવ અમોને છે તેથી યોગ સત્ય અને અન્ય સર્વ મિથ્યા. યોગ વિના કાંઈ પણ અનુભવ થતો નથી. હવે સાંખ્યશાસ્ત્રવાળા કપિલમુનિ કહે છે કે, એક દેશી અનુભવ અને એક દેશી જ્ઞાન કાંઇજ કામના નહીં. બ્રહ્મ સર્વદેશી સર્વશાક્ષી, અકર્તા છે, કરતુત તો પ્રકૃતિનું છે. યોગ સમાધિ સર્વ પ્રકૃતિથી જણાય છે. સંસારની ઉત્પત્તિ, સ્થિતિ અને લય સર્વ પ્રકૃતિથી જ છે. પાંચ તત્ત્વ અને પચીસ પ્રકૃતિ, ચાર દેહના સર્વ તત્ત્વ નાસ્તી તેનો જાણનાર હું સર્વ શાક્ષી અસ્તી. સંપૂર્ણ અનિત્ય હું નિત્ય. યોગકર્મ ઇત્યાદિ સર્વ અનિત્ય. હવે વેદાંત શાસ્ત્રવાદી વ્યાસ કહે છે કે સર્વ કલ્પિત શાસ્ત્ર છે તે નાસ્તી. એક બ્રહ્મ અખંડ સંપૂર્ણ સર્વ આપોઆપ તેમાં અસ્તી નાસ્તીનો ક્યાં સંભવ છે? ધ્યાના ધ્યાન ધ્યેય, જ્ઞાના જ્ઞાન જ્ઞેય એવી ત્રિપુટી બ્રહ્મમાં સંભવિત છે. બ્રહ્મ તો અખંડ અદ્વૈત એકરસ; તેમાં દ્વૈત નિત્યાનિત્ય અથવા સમાધિ એ સંભવિત નથી. સર્વ જોવું અને જોવામાં આવવું અને જોનાર સર્વ બ્રહ્મ અન્ય કાંઇ નહીં. સર્વ નાસ્તી. આવી રીતે

'અતિરે વિરોધી દેખો અતિરે સમાન' જે છ શાસ્ત્રના આચાર્ય મહાન વિદ્વાન થયા તેમાં મહાન વિરોધ. મતપ્રમાણુ કેવી રીતે સંભવે ? વળી ચાર વેદમાં પણુ વિરોધ છે, ઋગ્વેદ કહે છે કે પરમાત્મા નિરાકાર, નિર્લેપ, અલખ અગોચર છે **निरालम्ब ब्रह्मेति श्रुतिः** અથર્વવેદ કહે છે કે આ સર્વ મિથ્યા અને પ્રપંચ છે. જે કાંઇ દૃશ્ય થાય છે તેજ સત્ય અને બ્રહ્મ નિરાલંબ નિર્ગુણુ કાંઈ નથી. જે મૃત્યુ પામ્યો તેજ મુક્ત પુનઃ જન્મ ધારણુ કરતો નથી. જેમ વૃક્ષ ઉપરથી પાંદડું તુટી જાય છે અને પુનઃ તેને ચોટતું નથી તેવીજ રીતે જે મરી ગયું તે ગયું. **सर्वे वाहंपुरुषेतिश्रुतिः** વળી યજુર્વેદ કહે છે કે આ બંને નાસ્તી. પરમાત્મા ક્ષીરસાગર નિવાસી નારાયણુ અસ્તી **सगुण ब्रह्मेति श्रुतिः** અને સામવેદ કહે છે કે આ સર્વ મિથ્યા કલ્પના જ છે. સગુણુ નિર્ગુણુ, ન દૃષ્ટિ ગોચર, અધ્યારોપ અપવાદ નહીં, તે સંપૂર્ણુ બ્રહ્મ અખંડ અદ્વૈત **तत्त्वमसीति श्रुतिः** આવી રીતે ચારે વેદમાં પણુ વિરૂદ્ધ છે. હવે જુઓ કે છ દર્શન અને તે ફેલાવનારા સંસારમાં પોતપોતાનો મત દઢિભૂત કરે છે, અને પોતાનું દૃઢ કરવા એક બીજાનું ખંડન કરે છે. અથી જીવ આવીજ રીતે આવા બંધનમાં પડી બંધીવાન બને છે અને પ્રથક્ પ્રથક મતનો પ્રક્ષ લઇ એક બીજાની સાથે એક બીજા લડે છે. તો તે સર્વ શું ? હે જીવ, તારી કલ્પના તારૂં સ્વરૂપ નથી. 'સુનો હે નરબંદા, ડાઇનિ ડિંભ સકલ જગ ખંદા' ડાઇનિ એટલે વાણી, આશા, તૃષ્ણા અને સ્ત્રી. ડિંભ એટલે ગુરૂવા લોક, ભેખ, ષટ્દર્શન અને નાના મત. આ તમામે આખા જગતને ખાધું, મત-

લખ ખરી પારખ વગર, સત્ય રસ્તો જાણ્યા વગર આખું જગત ઉપર બતાવ્યા પ્રમાણે અસત્યમાં લુબ્ધ થયું. પારખ વગર સત્ય મળી શકતું નથી અને સત્ય સંપાદન કરવા પારખ બનો એ તાત્પર્ય.

## પદ ૨૬ મું.

સંતો અચરજ એક ભૌ ભારી, કહૌં તો કો પતિયાઈ.
એકૈ પુરૂષ એક હૈ નારી, તાકર કરહુ બિ ચારા;
એકૈ અંડ સકલ ચૌરાસી, ભરમ ભુલા સંસારા. સંતો.
એકૈ નારી જાલ પસારા, જગમેં ભયા અંદેશા;
ખોજત ખોજત કાહુ અંત ન પાયા, બ્રહ્મા વિષ્ણુ મહેશા. સંતો.
નાગ ફાંસ લીયે ઘટ ભીતંર, મૂસનિ સબ જગઝારી;
જ્ઞાન ખડા બિનુ સબ જગ જૂઝેં, પકરિ ન કાહૂ પાઈ. સંતો.
આપૈ મૂલ ફૂલ ફુલવારી, આપહિ ચુનિ ચુનિ ખાઇ,
કહહિં કબીર તેઈ જન ઉબરે, જેહિ ગુરૂ લિયો જગાઈ. સંતો.

અર્થ:—હે સંતો. એ મહાન આશ્ચર્ય છે કારણ કે નિર્ણય કરતા તેનો નિર્ણય સહજ થતો નથી. એક પુરૂષ જે જીવરૂપ, અને એક નારીજે સ્ત્રી છે તેના ઉપર અન્ય કોઇ નથી તેનો વિચાર કરો. એકૈ એટલે જીવ, અંડ એટલે ઝાંઈ જેમાં વ્યાપક થઇ સકળ ચોરાસી પેદા થાય છે અને સંસાર નાના પ્રકારના ભ્રમમાં ભૂલાય છે. એક નારી એટલે વાણી, કે જે કલ્પના કરી કરી જાળ પસારે છે. હવે આવી વાણી શ્રવણ કરી કરી જગતને અંદેશો થયો કે કોઇ કર્ત્તા અન્ય બીજોજ છે ત્યારે સર્વ એકત્ર થઇ તપાસ કરવા લાગ્યા અને તપાસ કરતા કરતા પણ બ્રહ્મા,

વિષ્ણુ અને મહેશાદિ પણ તેનો અંત લાવી શક્યા નહીં એટલે છેવટે કહ્યું કે અમે પોતેજ બ્રહ્મ **अहंब्रह्म**. નાગફાંસ એટલે વાણી. નાના પ્રકારની કલ્પના કરી કરી વાણી ઉપસ્થિત કરી અને તમામ જગતને તેમાં ભ્રમાવ્યું. અર્થાત્ તેના જ્ઞાનમાં સર્વ જગત્ ગુંથાયું. પરંતુ આ વાણીના અનુમાનને કોઇ પકડી શક્યું નહીં. મતલબ વાણીનું અનુમાન કોઇનાથી જ્ઞાત થયું નહીં. પોતેજ બ્રહ્મા બની ફુલ પુલવાડીરૂપ જગત પેદા કર્યું અને પોતેજ તેમાંથી વીણી વીણી ખાવા માંડયું. કબીર સાહેબ કહે છે કે હે જીવ, તેજ જીવ ઉગરશે કે જેને પારખ ગુરૂએ આવું સર્વ અસત્ય જણાવ્યું હશે. તેનીજ સ્થિતિ પારખ રૂપ થશે. મતલબ જીવને પારખગુરૂ વગર ભ્રમણાથી અલગ કરી સત્ય રસ્તે દોરી પારખભૂમિએ પહોંચાડનાર અન્ય નથી. અર્થાત પારખગુરૂજ પારખભૂમિએ પહોંચવા જીવને પારખ સ્થિતિ ઉપર લાવવા ચેતાવી શકશે. એ તાત્પર્ય.

---

## પદ ૨૭ મું.

### સંતો મતે માતુ જનરંગી.

પિયત પિયાલા પ્રેમ સુધારસ, મતવાલે સતસંગી. સંતો.
અર્ધે ઉર્ધે ભાઠી રોપિની, લેત કસારસ ગારી;
મૂંદે મદન કાટિ કર્મ કસ્મલ, સંતતિ ચુવત અગારી. સંતો.
ગોરખદત્ત વશિષ્ઠ વ્યાસ કપિ, નારદ શુકમુનિ જોરી;
બૈઠે સભા શંભુ સનકાદિક, તહાં ફિરૈ અધર કટોરી. સંતો.
અંબરીષ ઔ યાજ્ઞ જનક જડ, શેષ સહસ્ર મુખફાના;
કહલૌં ગનૌ અનંત કોટિલોં, અમહલ મહલ દિવાના. સંતો.

ધ્રુવ પ્રહલાદ વિભીષણ માતે, માતી શેવરી નારી;
નિર્ગુણ બ્રહ્મ માતે વૃંદાબન, અજહૂં લાગુ ખુમારી. સંતો.

સુરનર મુનિ યતિપીર ઓલિયા, જીનરે પિયાતિન્હજાના;
કહેં કબીર ગૂંગેકી શક્કર, કયોં કર કરે બખાના. સંતો.

અર્થ:—કબીર સાહેબ કહે છે કે હે સંતો, આ તમામ નાના પ્રકારની મતિમાં મસ્ત થયા છે, યોગી યોગના રંગમાં રંગાયા, જ્ઞાની જ્ઞાનરંગમાં રંગાયા, અને ભક્ત પ્રેમલક્ષણા ભક્તિમાં રંગાયા. જેવી જેવી વાણી શ્રવણ કરી તેવી તેવી રીતે. અનુમાન બાંધ્યાં. જેવી વાણી શ્રવણ કરી તેવી મૂર્ત્તિ મનમાં ધારણ કરી બનાવી તેને પુરૂષપણું પ્રાપ્ત કરાવ્યું અને પોતે સ્ત્રી-ભાવ ધારણ કરી તેના પ્રેમમાં મગ્ન બન્યા. આવી રીતે પોત-પોતાના સત્સંગમાં તમામ મસ્ત બન્યા. અર્ધ એટલે પિંડ, તેમાં જીવ, ઉર્ધ એટલે બ્રહ્માંડ, તેમાં બ્રહ્મ. આવી રીતે બ્રહ્મની અને ગુરૂવાલોકની વાણીથી બે જગામાં મુકરર થયા. આથી તમામ મોટા મોટા જીવો આ વાણીમાં લોભાઇ તેનો રસ જે અનુભવ તે પીવા લાગ્યા અને આનંદમાં મગ્ન થઇ સર્વ કર્મ કચરાનો ત્યાગ કરી શુદ્ધ ચૈતન્ય થયા. આગળ સંતતિ પણ તેજ પ્રમાણે વર્ત્તવા લાગી. અર્થાત અનુભવવાણી ઉપસ્થિત કરી જગતમાં ઉપદેશ દેવા લાગ્યા. ગોરખદત્ત, વશિષ્ઠ, વ્યાસ, હનુમાન, નારદ, શુકદેવ અને સનકાદિ સર્વ એકત્ર થઈ મહાદેવની સભામાં સત્સંગ કરે છે અને તેમાં અનુભવના તર્ક થાય છે તેમજ અનુમાંનનો પ્યાલો તેમાં ફરે છે. અંબરીષ, યાજ્ઞવલ્કય, જનક વિદેહી, જડભરત અને શેષાદિ વિચાર કરતા કરતા ધોખામાંજ

દિવાના થયાં. કબીર સાહેબ કહે છે કે ક્યાં સૂધી ગણાવું ? અનંત કોટિ પર્યંત પહોંચો તોપણ તમામ અનુમાનમાંજ દિવાના થયા છે. ધ્રુવ, પ્રહલાદ, વિભિષણ, શબરી આદિ પ્રેમલક્ષણા ભકિતમાં મગ્ન બન્યાં અને યોગી લોકો નિર્ગુણ બ્રહ્મ માની સંસારમાં મસ્ત બન્યા. વૃંદાવન એટલે સંસાર, હજી સુધી પણ ખુમારી ઘટી નથી. અર્થાત્ તમામ ભ્રમમાંજ ભુલાયા છે. એ તાત્પર્ય. હવે માયાના રૂપમાં કહીશું તો માયા કહે છે કે સુરનર, મુનિ, યતિ, પીર, ઓલિયા વિગેરે જેમણે પિયાલો પીધો તેમણે જાણ્યું કે એક બ્રહ્મ સત્ય અને અન્ય સર્વ મિથ્યા. જેમણે જાણ્યું છે તેતો મૌન્યજ રહ્યા છે. જેમ કોઈ મુંગા માણસને શાકર ખવડાવી તેનો સ્વાદ પૂછીશું તો તે કેવી રીતે બતાવી શકશે ? તેવીજ રીતે આ લોકો સમાધીમાં મૌન ધારણ કરી બેસી રહ્યા.

## પદ ૨૮ મું.

રામ ન રમસિ કૌન ડંડ લાગા, મરિ જબેકા કરબે અભાગા,
કોઈ તીરથ કોઈ મુંડિત કેસા, પાખંડ મંત્ર ભરમ ઉપદેશા;
વિદ્યા વેદ પઢિ કરે હંકારા, અંતકાલ મુખ ફાંકે છારા,
દુખિત સુખિત વ્હૈ કુટુમ જેવાવૈ, મરણ બાર એકસર દુખપાવૈ,
કહહિં કબીર યહ કલિ હૈ ખોટી, જો રહૈ કરવાસો નિકરૈ ટોટી.

અર્થ:—કબીર સાહેબ કહે છે કે હે જીવ, તું કેવા ધોખામાં પડેલ છે ! કે ધોખાથી છૂટોજ થતો નથી. હે અભાગી, તારૂં મરણ તો થવાનુંજ છે તો પછી તને સહાયતા કોણ આપશે ? કોઈ તને સહાય કરશે નહીં. તું તીરથ કરે છે, કીંતુ તીરથ પણ તીરથની જગ્યાએજ રહે છે. તે પણ સહાયભૂત થશે

નહીં, કારણુ કે તીરથ જડ છે અને તું ચૈતન્ય. વળી મુંડ મુંડાવી સંન્યાસી બને છે તે પણ જડ. તે તેનીજ જગાએ રહેશે. તારી કલ્પના તને સહાયભૂત કેવી રીતે થઇ શકે? પાખંડી લોકોએ જે ભ્રમ બતાવેલ છે, (મંત્ર ઉપદેશથી ભ્રમમાં નાંખેલ છે) તે પણુ તારી કલ્પના જડ. તેથી પણુ તારૂં કલ્યાણુ થવાનું નથી. વેદ વિદ્યાનું પઠનપાઠન કરી અહંકાર કરે છે તે પણુ કલ્પના મિથ્યાજ છે અને આખરે મહોડામાં રાખજ પડવાની. અરે! તું ચૈતન્ય થઇ જડ કર્મોનો આશ્રિત થયો તો પછી તારૂં કલ્યાણુ કેવી રીતે થાય! અને જડ તને કેવી રીતે સહાયભૂત થશે! પોતાના સૂખનો ત્યાગ કરી નાના પ્રકારના કર્મ કરી કષ્ટ સહન કરી કુટુંબનું પ્રતિપાલન કરે છે તે પણુ મરણુ વખતે તને મદદગાર થશે નહીં. પરંતુ દુઃખનો તારેજ ભોગવવાનું છે. કબીર સાહેબ કહે છે કે હે જીવ! સર્વ ધોખારૂપ છે. આ જે કાંઇ ઉપદેશ ગુરૂ વા લોકોએ તને બતાવેલ છે તે સત્ય નથી. કારણુ કે જેમા હૃદયમાં જે કલ્પના પેદા થઈ તે તેને મૂખથી બહાર પ્રકાશિત કરી. કબીર સાહેબનું કહેવાનું તાત્પર્ય એવું છે કે ખરી પારખ વગર કલ્પના ઉપર દોડવું એ દુઃખી થવા જેવું છે. મતલબ પારખપદ પ્રાપ્ત કરી પારખભૂમિએ પહોંચવું એ હે જીવ, તારૂં કર્ત્તવ્ય પ્રધાન છે અને તેનીજ શોધ કર. અન્ય નાનાપ્રકારના અસત્ય ઉપદેશ અને કલ્પનામાં ફસાવા જરૂર નથી.

---

## પદ ૨૯ મું.

ભાઇરે બહોત બહોત કયા કહિયે, કોઈ બિરલે દોસ્ત હમારે.
ગઢન ભંજન સંવારન આપે, જયોં રામ રખે ત્યોં રહીયે.

આસન પવન યોગ શ્રૃતિ સુમૃતિ, જયોતિષ પઢિ બેલાના.
છોદર્શન પાખંડ છાનવે, યે કલ કાહુ ન જાના
આલમ દુનિયા સકલ ફિરિ આયે, યે કલ ઉહૈ ન આના.
તજી કરિગહ જગત્ર ઉચાયે, મનમોં મન ન સમાના.
કહહિં કબીર યોગી ઔ જંગમ, ફીકી ઉનકી આશા.
રામહિ નામ રટૈ જયોં ચાતૃક, નિશ્ચય ભક્તિ નિવાસા.

અર્થ:—ભાઇ એટલે જીવ. વધારે શું કહેવું એવા અમારા દોસ્ત વીરલાજ છે કે જેઓ પારખની દોસ્તી કરે છે અને પારખી બને છે. જીવ કહે છે કે પેદા કરનાર અને નાશ કરનાર અને પ્રતિપાલન કરનાર રામજ છે જેથી રામ રાખે તેમ રહેવું. કબીર સાહેબ કહે છે કે કોઈ માયાની વાતો શ્રવણ કરી આસન, પવન અને યોગ સાધે છે અને તે કેવલ રામની પ્રાપ્તિ અર્થેજ. કોઇ શ્રૃતિ સ્મૃતિ ભણી અનુમાનમાં આસક્ત રહી દિવાના થાય છે. છદર્શન આદિ જોઇ ગયા પરંતુ જે ભ્રમ છે તે તો જાણુાયોજ છે. તમામ આલમ (દુનિયા) ફરી આવ્યા પરંતુ જે ખાવીંદે પેદા કર્યા છે તેને કોઈ શોધી લાવ્યું નહીં. કરિગહ એટલે સંસાર. સંસાર છોડી જગતથી ઉદાસ બન્યા. પરંતુ જે ખાવીંદને તેમણે માન્યા છે તે ખાવીંદ તેના મનમાં આવી સમાયો નહીં. ફક્ત મનની કલ્પનાજ ઉદ્દભવી. માટે કબીર સાહેબ કહે છે કે હે જીવ, કલ્પના કયાં છે? તેતો જીવના અનુમાનથીજ ઉદ્દભવે છે. આથી યોગી અને જંગમ તેમને કાંઇ આકાર પ્રાપ્ત થયો નહીં. જયારે તેમની આશા ક્રમશઃ ઘટતી ગઇ ત્યારે ચાતકની માફક રામનામ રટવા માંડયુ. જે કાંઈ કહેવામાં આવ્યું છે, વાણીમાં

બતાવેલ છે તે પ્રમાણરૂપ માન્યુ આથી જેમ આગળ મોટામોટા ચાલ્યા ગયા છે તેમ જવાનાજ. મતલબ ખરી પારખ વગર મુક્તિ નથીજ. એ ભાવાર્થ.

---

## પદ ૩૦ મું.

ભાઈ રે ગઈયા એક બિરંચી દિયો હૈ,
ગઈયા ભાર અભાર, ભૌ ભારી.
નૌ નારીકો પાનિ પિયતુહૈ તૃષા તેઉ ન બુઝાઇ. ભાઈ.
કોઠા બહત્તર ઔ લૌ લાવૈ, બજ કેંવાર લગાઈ;
ખૂંટા ગાડિ દવરિ દૃઢ બાધેઉ, તૈયો તોર પરાઇ. ભાઈ.
ચારિ વૃક્ષ છવ શાખા વાકે, પત્ર અઠારહ ભાઈ;
એતિક લે ગમ્ન કીહિસિ ગઇયા, ગઈયા અતિરે હરહાઈ. ભાઈ.
ઇસાતોં ઔરો હૈં સાતોં, નૌ ચૌ ઔદહ ભાઈ;
એતિક લેગઇયાખાયબઢાયો, ગઈયા તૈંયો ન અધાઇ. ભાઈ.
પુરતામેં રાતિ હૈ ગઇયા, સેત સીંગિ હૈ ભાઇ. ભાઇ.
અબરણ બર્ણ કિછઉ નહિ વાકે, ખદ્ય અખદ્ય ખાઇ; ભાઈ.
બ્રહ્મા વિષ્ણુ ખોજીલે આયે, શિવ સનકાદિક ભાઇ;
સિદ્ધ અનંત વાકે ખોજ પરેહૈ, ગઈયા કિન હુ નપાઈ ભાઇ.
કહહિં કબીર સુનો હો સંતો, જો યહ પદ અર્થાવૈ.
જો યહ પદકો ગાય બિચારૈ, આગે હોય નિરબાહૈ. ભાઈ.

અર્થ:—ભાઈ એટલે જીવ. ગઇયા એટલે વાણી. વાણી એટલે ૐકાર. બિરંચી એટલે બ્રહ્મા. કબીર સાહેબ કહે છે કે હે

જીવ, બ્રહ્માએ જે વાણી જગતમાં ફેલાવી દૃઢ કરી તે વાણીનો ભ્રમ અત્યંત વધ્યો અર્થાત સર્વ તેથી ભ્રમમાં ભુલ્યાં. નૌ નારી તે નવ વ્યાકરણ. પાની એટલે વાણી. એટલે નવ વ્યાકરણની વાણી જાણી પણ તૃષા મટી નહી, એટલે અંતેર કોઠાથી શ્વાસ ખેંચી ભ્રમમાં લીનતા લગાવી. અને વજ્ર એટલે લોઢાના કમાડ આંખે લગાવી દીધાં. ખુંટા એટલે બ્રહ્મ. અનુમાનથી અનુમાનમાં સુરતિ દ્રઢ કરી હું અને મારૂં સર્વ મિથ્યામાની મૌન ધારણ કર્યું. નાભીમાં સુરતી લગાવી એટલે નાભિમાંથી વોહં, સોહં, એ બે અક્ષર જીવના અનુમાનથી ઉપસ્થિત થયા, એટલે જીવ મગ્ન થઈ મૌન તોડી આગળ વધ્યો. હવે ત્રણ પદ બાંધ્યા તે ત્રણ પદ વોહં એટલે ત્વંપદ, સોહં એટલે તત્પદ, આઉભયથી મગ્ન અવસ્થા પ્રાપ્ત થઈ તે અસ્તિપદ, આવી રીતના ત્રિપુટી અનુમાન કરી ત્રણેનો વિચાર કર્યો. ચારવૃક્ષ તે ચારવેદ. છશાસ્ત્ર તે છ શાખા, અઢાર પુરાણ પાંદડાં તેમણે એક વાણી વૃક્ષ પેદા કર્યું. એતિક વાણી. વાણી લઇ બ્રહ્માદિ સનકાદિ સર્વે એ વિચાર કર્યો પરંતુ તેજ વાણીએ સર્વને ભમાવ્યા બે કલ્પના કરીને સમષ્ટી અને વ્યષ્ટી. અને સાત એટલે પાંચ તત્ત્વ, છઠું મન અને સાતમો જીવ. અને સાત તે શબ્દ, સ્પર્શ રૂપ, રસ, ગંધ, હિરણ્યગર્ભ અને ઈશ્વર. એ પ્રમાણે સમષ્ટી વ્યષ્ટી પ્રમાણ કર્યું. નવ તે શબ્દ, સ્પર્શ રૂપ, રસ, ગંધ, ચિત, મન, બુદ્ધિ અને અહંકાર. ચૌદ તે દેવતા તે તમામને વાણીએ ગ્રસિત કર્યાં છતાં પણ તે વાણી ધરાણી નહીં અને હજુ પણ એક પછી એક ખાતીજ જાય છે જ્યારે વોહં સોહં એ બે શબ્દ નાભિમાંથી નીકળવા લાગ્યા ત્યારે તેમાંજ સુરતિ લાગી. શબ્દ સ્પર્શ, રૂપ,

રસ, ગંધ, અહંકાર, બુદ્ધિ અને ચિત્ત એ તમામ મનમાંજ લીન થયા. મન ઉન્મન નિર્વિકલ્પ થયું ત્યારે સર્વ નાશ પામ્યું નિર્વિકલ્પ થયું, સર્વ વ્યાપી થયું, પૂર્ણ થયું ત્યારે પુનઃ વાણીએ તેમાં પ્રવેશ કર્યો. સેત એટલે હંસ, હંસ એટલે, શુદ્ધ, તેથી પરમહંસ પરમશુદ્ધ એમ કહેવાય છે આ વખતે વર્ણ અવર્ણ કાંઈ રહેતું નથી. ભક્ષ્યાભક્ષ્ય ચરાચર સર્વના વિચારનો ત્યાગ થતા કોણ મરે છે અને કોણ જીવે છે એમ કહેવા લાગે છે. અને આત્મા નિરંતર કહી એક અનેક ભક્ષણ કરવા લાગે છે. આ તપાસ બ્રહ્મા અને વિષ્ણુએ કરી તે શિવ સનકાદિએ ગ્રહણ કરી. અને અનંત સિદ્ધ આદિ તેની તપાસમાં ગુંથાયા. પરંતુ તે હકીકત કોઈના ધ્યાનમાં આવી નહીં આવી રીતે માયા ઉપદેશ કરે છે. આથી મહાત્મા કબીર સાહેબ કહે છે કે હે જીવ, જે માયાએ ઉપદેશ કરેલ છે તે મિથ્યા ભ્રાંતિજ છે. હવે જે આ પદનો નિર્ણય કરે તે પારખી અને તત્ત્વમસિ આદી ગાઈને વિચાર કરે છે. આગળ જતા તે પારખને પ્રાપ્ત થાય છે એટલે તે આવાગમન રહિત બને છે. ટુંકામાં એટલુંજ કે જીવ જે માયા અને વાણીના ભ્રમમાં ભૂલો પડે છે તેને મુક્તિ મલતી નથી પરંતુ જે ખરી રીતે પારખ બની સત્ય પારખ રસ્તો ગ્રહણ કરે છે તેને મોક્ષ પ્રાપ્ત થાય છે અને તેથી તેને પુનઃ આવાગમન રહેતું નથી જેથી ખરી પારખ ભૂમિએ પહોંચવા યત્ન કરવા મહાત્મા કબીર સાહેબનું વારંવાર કથન છે.

---

## પદ ૩૧ મું.

હંસા સંશય છૂરી કહિયા, ગઇયા પીવૈ બછરૂવૈ દુહિયા,

ઘરઘર સાંવજ ખેલે અહેરાં, પારથ ઓટા લેઈ;
પાની માહિં તલફગઇ ભુંમુરી, ધૂરી હિલોરા દેઇ. હંસા.

ધરતી બરસે બાદર ભીજે, ભીટ ભયે પૌરાઉ;
હંસ ઉડાને તાલ સુખાને, ચહલે બિંદા પાઉં. હંસ.

જૌલોં કર ડોલે પગુ ચાલે, તૌલોં આસ ન કીજે;
કહહિં કબીર જેહિ ચલત ન દીસે, તાસુ બચન કા લીજે. હંસ.

અર્થ:—હંસા એટલે જીવ, હે જીવ, સંશયરૂપ છરી જે સર્વના દેહમાં પેસેલી છે તે તમામ જીવનનો નાશ કરે છે (સંશય એટલે વાણી) ગઇયા એટલે વાણી. ગઈયા એટલે સ્ત્રી. બછરૂ એટલે જીવ, એટલે આ વાણી અને સ્ત્રી જીવનું ભક્ષણ કરે છે અને જીવ ક્ષીણ થાય છે, સાંવજ એટલે ઉપદેશ. ઉપદેશ. એટલે ગુરૂવાલોકોએ જે ઉપદેશ આપેલ છે તે. તે ઉપદેશ અનુમાનથી ઘટઘટમાં વ્યાપી રહ્યા અને આથી ગુરૂવાલોકો તમામ જીવને ફાંદામાં ફસાવવા લાગ્યા અને આથી તમામ જીવ ગુરૂવા લોકોના આશ્રિત બન્યા. પાની એટલે વાણી. ભુંમુરી એટલે જીવ. એટલે નાના પ્રકારની વાણીમાં જીવ બુડી ગયો ( ગુંચાયો ) ધુરિ એટલે અનુમાન, અનુમાન એટલે મિથ્યા. હિલોરા એટલે અનુભવ એટલે કે મિથ્યા અનુભવ કરવા લાગ્યો. ધરતિ એટલે માયા, માયા એટલે ગુરૂવાલોક, એટલે નાના પ્રકારની વાણીરૂપ વરસાદ વરસવા લાગ્યો. વાદર એટલે જીવ. એટલે તે વરસાદમાં જીવ ભીંજાયો ભીટ એટલે વેદ, તે સર્વને તારનાર બન્યા. સુ-

ખાતાલ એટલે નિર્ગુણ. નિર્ગુણ અર્થાત કંઈજ નહી. ત્યાં જીવ ઉડયો અને નાના પ્રકારની વાણીના બંધનમાં પડયો. ચહુલા એટલે જગત. એટલે જગત આત્મા થયું. કબીર સાહેબ કહે છે કે જ્યાં સૂધી ચોલા ( દેહ ) સાબુત છે ત્યાં સુધી કોઈ પણ પદાર્થની આશા કર નહી. બ્રહ્મની કે જગતની આશા કર માં તેમજ અનુમાન પણ માન નહી, જે ચાલતા નજરે પડતું નથી તો પછી તેનું નામ શું લેવું ? માટે સર્વને પારખી સ્થિર થવું જોઇએ. અર્થાત ખરી રીતે પારખ કરી સત્યનું શોધન કરવું એ આવશ્યક છે. વિરહ અર્થમાં લઇએ તો હંસા એટલે જીવ. સંશય એટલે સ્ત્રી એટલે સ્ત્રી સર્વ જીવનો નાશ કરે છે. ગઇયા એટલે સ્ત્રી બાછરૂ એટલે પુરૂષ એટલે સ્ત્રી વિષયમાં પુરૂષને લુબ્ધ કરે છે અને આથી પુરૂષ ચુસાઇ જાય છે [ નાકૌવત બને છે ] સાંવજ એટલે સ્ત્રી મતલબ સ્ત્રી ઘરેઘરે શિકાર કરે છે. એ અર્થ. મહાત્મા પૂરણ સાહેબ નારી નિંદાના સબંધમાં જણાવે છે કે:—

"ભોંહ હૈ કમાન જાકી, નૈન દોઉ બાન લાયે;
કામકી ગાંસિ ઠહરાયે, મારત હિયે તાનિકે.
કુચા દોઉ બુરજ જાકે, સીસપર ભુજંગ તાકે;
બિલારી સી ચાલ જાકી, મારત જીવ જાનિકે,
મહાકાલી રૂપ ધાર, જગકો કીન્હો સંહાર,
નર જાને મેરી નાર, લીન્હી નિજ માનીકે,
પૂરણ કહતે બિચાર, નારી નહીં નર્ક ભાર,
કીન્હા બહુત સિંગાર, જીવનકો ખાનકે.."

ઓની અવગણના ઘણા મહાત્માઓએ કરેલી છે. આ સંબંધમાં વેદાંત કવિ સુંદરદાસજીએ એક સ્થળે કહેલ છે કેઃ-

કામિનીકો તનમાનુ કહિયે સઘન બન,
વહાં કોઉ જાયસો તો ભુલેહિ પરતુ હૈ,
કુંજર હૈ ગતિ કટિ કેહરીકો ભય જામે,
બેની કાલી નાગિની (ઉ) ફનિકું ધરતુહૈ,
કુચ હૈં પહાર જહાં, કામ ચોર બસૈં તહાં
સાધિકે કટાક્ષ બાન, પ્રાનકું હરતું હૈ,
સુંદર કહત એક, ઔર ડર જામેં અતિ,
રાક્ષસી બદન ખાઉં, ખાઉં હી કરતું હૈ.

વળી:—

વિષહીકી ભૂમિ માંહિ, વિષકે અંકુર ભયે,
નારી વિષ વેલી બઢી, નખશિખ દેખીયે,
વિષહીકે જરમૂલ, વિષહીકે ડારપાત,
વિષહીકે ફૂલફલ, લાગેજુ બિસેખીયે,
વિષકે તંતુ પસાર, ઉરઝાઈ આંટીમાર,
સબ નર વૃક્ષ પર લપટેહી લેખિયે,
સુંદર કહત કોઉ સંત તરૂ બચિ ગયો,
તિન કે તૌકહું લતા લાગી નહિ પેખિયે.

આવી રીતે સ્ત્રી વિષવેલ સમાન છે અને ઘરેઘરે શિકાર કરી પુરૂષને ફસાવે છે. મહાન પુરૂષોને પણ સ્ત્રીએ ફસાવ્યા છે. પાની એટલે કામ. એટલે જીવ કામને લઇ તડફડે છે ધુરિ એટલે સ્ત્રી. એટલે સ્ત્રી કામના હિલોરા આપવા લાગી. ધરતી એટલે સ્ત્રી બાદર એટલે પુરૂષ અર્થાત સ્ત્રી નાના પ્રકારની મોહ વાણી વરસાવી જીવને ફસાવે છે અને આમાં તમામ જીવ ભીંજાય છે. અર્થાત મોહ વાણીથી વશ થાય છે. ભીર એટલે સંસાર એટલે સંસારમાં ડૂબ્યાં. આખરે એક દિવસે જ્યારે જીવ આ સ્થૂલ દેહનો ત્યાગ કરી જશે ત્યારે તે વિષય વાંચ્છનાની લાલસાથી ગર્ભવાસને પ્રાપ્ત થશે. કારણ કે શાસ્ત્રકારોનું વચન છે કે મનુષ્ય અંતકાળે જેવી ભાવના કરે છે તેવીજ તેની ગતિ થાય છે તદનુસાર સ્ત્રીના મોહમાં ફસાતા જીવને અંતકાળે તેનુંજ રટણ રહે છે જેથી તેને પુનઃ જન્મ ધારણ કરવો પડે છે. આ ઉપરથી કબીર સાહેબનું કથન છે કે જ્યાં સુધી આ દેહ સાબુત છે અર્થાત દેહમાં જીવ છે ત્યાં સુધી સ્ત્રીપુત્ર આદિની ઇચ્છા કરમાં કારણ કે તે સર્વ નાશવંત–મિથ્યા છે. જે નાશવંત મિથ્યા સ્થિર નથી તેની સાથે પ્રીતિ શું કરવી ?

---

## પદ ૬૨ મું.

ઝૂઠેહિ જનિ પતિયાઉ હો, સુનુ સંત સુજાના,
તેરે ઘટહીમેં ઠગપૂર હૈ, મતિ ખોવહું અપાના,
ઝૂઠેકી મંડાન હૈ, ધરતી અસમાના,

દશહું દિશા વાકી ફંદ હૈ, જીવ ઘેરે આના,
યોગ જપ તપ સંયમા, તીરથ બ્રત દાના,
નૌધા વેદ કિતેબ હૈં, ઝૂઠેકા બાના,
કાહૂકે બચનહિ ફૂરે, કાહુ કરમાતી,
માન બડાઈ લે રહે, હિંદૂ તુરૂક જાતી,
બાત બેંવતે અસ્માનકી, મૂરતિ નિયરાની,
બહુત ખુદી દિલ રાખતે, બૂડે બિનુ પાની,
કહહિં કબીર કાસોં કહૌં, સકલો જગ અંધા,
સાંચેસે ભાગા ફિરે, ઝૂઠેકા બંદા.

અર્થ:—‘ ઝૂઠે જનિ પતિયાહુ હો સુનુ સંત સુજાના’ હે સુજ્ઞ સંતો અસત્ય કલ્પના તેની પત ન કરો. જે કાંઇ વાણીનો ભાસ અને લક્ષનો ભાસ બ્રહ્મ તેને પ્રતીત કરોમાં તે અસત્ય ધોખો જગતનું કારણ છે. હે જીવ તું શ્રવણ કર. સુજ્ઞાનને પ્રાપ્ત થઈ પારખમાં શાંત થા. સુજ્ઞાન એટલે શુદ્ધ જ્ઞાન જે જાણવાથી કાંઈ પણ શેષ ન રહે તે સુજ્ઞાન. અને જે સર્વ તત્ત્વમસિ આદિ પારખી પારખમાં શાંત થાય છે તેને કદાપિ કલ્પના અને અનુમાન ઉદ્દગાર ઉદ્ભવતા નથી. અને જેને તેમ થતું નથી તેજ સંત. જીવને ઉદ્દેશી કહે છે કે “ તેરે ઘરહી મેં ઠગ પૂર હૈ ” જેને બ્રહ્મ, આત્મા અને ઇશ્વર વિગેરે વેદમાં ગાય છે તેજ ત્રિ-વિધ ધોખા. તે ધોખામાં તું પડ મા. તું સુજાન શુધ્ધ ચૈતન્ય છે જેથી શુદ્ધ પારખને પ્રાપ્ત થઇ શાંત થા. ‘ ઝૂઠેકી મંડાન હૈ ધરતી અસમાના ’ ધરતી એટલે અર્ધ, નીચે અને અસમાન એ-

ટલે ઉર્ધ્વ ઉપર જેથી કોઇ યોગી કહે છે કે સર્વત્ર બ્રહ્મ ભરેલ છે [ યોગી કહે છે કે બ્રહ્મ સર્વત્ર છે ] અને કોઇ કર્મિક ઉપાસક, નૈયાયિક આદિ કહે છે કે પરમાત્મા ઉપર [પરલોકમાં] છે તે સર્વથી ન્યારાજ છે. કોઇ વેદાંતી કહે છે કે સમસ્ત જગત આત્મારૂપ છે, અર્ધ, ઉર્ધ ભેદ શૂન્ય નથી. જેવી રીતે પૃથ્વીનો વિકાર ઘટ કુંભાદિક પૃથ્વીજ છે અને આકાશનું રૂપ ઘટ, મઠ, પરાકાશાદિ સર્વ આકાશજ છે તદ્દ્વત બ્રહ્માંડ અને જગત સંપૂર્ણ બ્રહ્મજ છે. નામ, રૂપ, ઉપાધિ સર્વ મિથ્યા ભ્રમ છે. આવી રીતે જ્ઞાની વિજ્ઞાનીનો સિદ્ધાંત છે તે પણ ભ્રમ છે. આ સર્વ તું સારી રીતે પારખીને જો. વારૂ, હવે જો જીવજ ન હોય તો આ સર્વ સિદ્ધાંત કોણ કરશે ? જુઓ કે જે જે કાંઈ જીવને ભાસ થયો તે તે બાબતનો તેણે નિશ્ચય કર્યો અને તેનુંજ વિશેષ વર્ણન કર્યું અને પારખ વગર પોતાનેજ વીસરી જવાયું માટે તું ખરી રીતે પારખ કર અને ભાસ, અધ્યાસાદિ બંધન માની તોડી નાંખ. પારખ તારૂં રૂપ છે, અને પારખથી પર કાંઈ નથી, ' દશહું દિશા વાકી ફંદ હૈ, જીવ ઘેરે આના ! ' દશોદિશા તે ચારવેદ અને છ શાસ્ત્ર. આ સંપૂર્ણ ભ્રમના ફંદ છે કે જેને લઈ પોતે પોતાને ભૂલી જાય છે. અને કહેવા લાગે છે. કે હું આત્મા દશોદિશામાં ચરાચર પૂર્ણ છું આવી રીતના ભ્રમચક્રમાં જીવ પડી ગાફેલ બને છે. જે ગાફિલીમાં પડે છે તેની સ્થિતિ આખરે ગાફિલીજ બને છે. અર્થાત જે ભ્રમમાં પડે છે તેની સ્થિતિ ભ્રમિતજ રહે છે મતલબ તેને પારખ સ્થિતિ પ્રાપ્ત થતી નથી. ' યોગ જપ તપ સંયમા તીરથ વ્રતદાના. નૌધા વેદ કિતેબ હૈં ઝૂઠેકા બાના, હવે

કેવા ભ્રમચક્રમાં પડે છે! તે સંબંધી કહે છે કે પ્રથમ તો કોઈ કર્ત્તા અન્ય છે એવી કલ્પના ઉદ્ભવી. ( નૈયાયિક મત ) પુનઃ તે કર્ત્તાની પ્રાપ્તીની ઇચ્છા કરી તેથી નાના કર્મોની કલ્પના વધવા લાગી. આથી કોઇએ એમ માન્યું કે યોગ વગર ઇશ્વર પ્રાપ્તી નથી. આથી નાના પ્રકારના હઠ યોગ, રાજયોગ પ્રધાન કલ્પી તે માનવામાં આવ્યા. ( પાતંજલ મત ) કોઇ ઉપાસના કલ્પિત કરી ઇશ્વરનું નામ, તેનું ધ્યાન અને તેની આરાધના આદિ કરવા લાગ્યા, કોઈ નાના પ્રકારના યજ્ઞો, અશ્વમેધ યજ્ઞ, નરમેધ યજ્ઞ, ગોમેધયજ્ઞ આદિ યજ્ઞ પણ કરવા લાગ્યા, અને કોઇ જુદા જુદા મંત્રોના જાપ જપવા લાગ્યા. કોઇ તપસ્યા કરવા પંચાગ્નિ તાપવા લાગ્યા, દૂધાહારી બન્યા, ફળફૂલ આદિ ઉપર નિરવાહ કરવા લાગ્યા, ચાદ્રાયણાદિ વ્રત આચરવા લાગ્યા અને કોઈ સંયમ પ્રાણાયામ અને પ્રત્યાહારાદિક કર્મનું આચરણ કરવા લાગ્યા, કોઇ ગંગાદિક તીર્થ કરવા લાગ્યા, કોઇ દાન આદિ કરવા લાગ્યા, કોઇ નૌધાભક્તિમાં મસ્ત થયા. આવી આવી કલ્પનાઓ અને વેદ કિતાબ આદિની વાણી એ સર્વ ઝૂઠાના બાના કલ્પનાના હેતુથી ઉપાડી લીધા. આ સર્વ ભ્રમના બાનાજ છે એમ સમજવું. કારણ કે આ જીવતો સ્વતઃ પોતેજ છે તોપછી તેને યોગ, જપ, તપ આદિ કર્મ શા માટે જોઇએ ? તે સર્વ ભ્રમવશ થવાથી મિથ્યા ધોખાનાજ હેતુ છે. અર્થાત તે સર્વ ભ્રમરૂપ છે. જીવને તેમની આવશ્યકતા નથી. ' કાહુકે બચનહિ ફુરે કાહુ કરમાતી, કોઈ એવું કહેશે કે યોગ ક્રિયાદિ કરવાથી કોઇને વચન સિદ્ધિ, અને કોઇને કરામત મંત્ર સિદ્ધિ પ્રાપ્ત થાય છે. એ શામાટે ન માનવું ? ઘણા દિવસ સૂધી મનને એકાગ્રતામાં સ્થિર કરી ઉન્મની આદિ ધ્યાન કર્યું આથી વચન સિદ્ધિ અને

કરામત પ્રાપ્ત થયાં ખરા અને તેથી જગતમાં કીર્ત્તિ પણ વધારી પરંતુ જ્યારે શરીર છૂટી જાય છે ત્યારે સર્વ કોઈ નષ્ટ થાય છે કારણ કે તેને પારખ સ્થિતિ પ્રાપ્ત થએલી હોતી નથી આથી તે પણ સર્વ મિથ્યા. ‘ બાત બેંવતે અસ્માનકી મૂરતિ નિયરાની ’ નિયરાની મોટી મોટી વાતો કરે છે કે અમે સિદ્ધ, અમે કરામત વાળા, અમે કર્મિષ્ઠ, અમે ધનવાન અને અમે કરવા ધારીએ તેટલું કરી શકીએ. પરંતુ તેમની ઐશ્વર્યની અવધી પૂરી થઇ મોત આવશે ત્યારે તે તમામ છૂટી જવાનું અને આખરે ચોરાસીના ફેરામાં પડવાના. ‘ બહુત ખુદી દિલ રાખતે, બૂડે બિનુ પાની ’ ખુદી એટલે વાસના, આશા. અનેક પ્રકારની વાસના રાખી આશા રાખતા હતા તેઓ પણ પાણી એટલે વાણીમાં બૂડયા. અર્થાત વાણીમાં સપડાઈ આખરે સર્વ અનિર્વાચ્ય બની ધોખામાં બૂડયા અને આખરે અનેક જન્મ પારખ વિના ધારણ કર્યા. ‘ કંહહિ કબીર કાસો કહાં, સકલો જગ અંધા ’ કબીર સાહેબ કહે છે કે આ સકળ સંસાર પારખ વિના આંધળો છે. તમને ( જીવને ) અન્ય કાંઈ નજરે પડે છે ? જો નજરે દેખાતું નથી તો પછી તેને ખાવીંદ બ્રહ્મ કેવી રીતે કહેશો ? અરે જીવ જે સત્ય છે તેનાથી દૂર નહાસોછો અને અસત્ય રસ્તો જે ગુરૂવાલોકોએ તમને દર્શાવેલ છે તેને વશ થઈ મિથ્યા ગ્રહણ કરોછો અને કહો છો કે અમે રામના બંદા, ખુદાના બંદા. તે સર્વ પારખ વગર મિથ્યા છે. તાત્પર્ય એવું છે કે સત્ય પારખ જાણ્યા વગર રામના કે ખુદાના બંદા થવાતું નથી. ચોરાસીના ફેરામાંથી બચવા માટે પારખપદે પહોંચવું એજ આવશ્યક છે એમ આ પદનો સાર છે.

## પદ ૩૩ મું.

રામનામકા સેવહુબીરા, દૂરિ નહીં દૂરિ આશા હો,
ઔર દેવકા સેવહુ બૌરે, ઇ સબ ઝૂઠી આશા હો,
ઉપર ઉજર કહા ભૌ બૌરે, ભીતર અજહૂં કારોહો.
તનકે બૃદ્ધ કહા ભૌ બૌરે, મનુવા અજહૂં બારો હો.
મુખકે દાંતગૈ કહા ભૌ બૌરે, ભીતર દાંત લોહેકે હો.
ફિર ફિર ચના ચબા વિષયકે, કામ ક્રોધ મદ લોભકે હો.
તનકી સકલ સંજ્ઞા ઘટિ ગયઊ, મનહિ દિલાસા દૂનીહો.
કહહિં કબીર સુનો હો સંતો, સકલ સયાના પહુનાહો.

અર્થ:—હે ભાઇ, રામનામનું સેવન તમે સર્વ કરો છો પરંતુ રામનામ શું વસ્તુ છે? હે જીવ, તારાથી વિશેષ કાંઇપણ વસ્તુ નથી, તારા સિવાય કાંઇપણ દુર કે નજદિક નથી. આથી સર્વ રામ બ્રહ્મ આદિ તારી આશા માત્રજ છે, અને વિચાર કરી જોઇશ તો તારાથી અન્ય કાંઈ વસ્તુ નજર આવશે નહીં. આ પાંચ તત્વ તારાથી ન્યારા છે તો તે જડ છે. તેની શું ગણત્રી ? કારણકે તારા સિવાય તેનાથી કાંઇ પણ કાર્ય બની શકતું નથી આથી તારાથી વિશેષ કાંઇ વસ્તુ નથી. તો પછી તે પાંચ તત્વ અને પાંચ તત્વને જાણનાર જીવ તે સત્ય અને અન્ય સર્વ મિથ્યા. તો પછી હે જીવ, તું નાહાક ગુરૂવાલોકોની વિવિધ પ્રકારની વાણી શ્રવણ કરી કરી દિવાનો બનેલ છે અને અન્ય દેવ આપણો કર્ત્તા છે એવું અનુમાન કરવા માંડયું પરંતુ તે સર્વ અસત્ય આશા છે. તારા વગર અન્ય કાંઈ નથી. પરંતુ

તારી અંદર વિવિધ વાણી, વિવિધ કલ્પના વિવિધ અનુમાનઆદિ ભરેલ છે. જેથી તું અંદરખાને કાળો છો, બાહ્ય દેખાવમાં ઉજવળ થયો તો તેથી શું? હે મૂર્ખ, તારૂં શરીર વૃદ્ધ થયું પરંતુ તારૂં મન વૃદ્ધ થયું નથી. કારણ કે આશા તૃષ્ણા યુવાનજ થતી જાય છે. બાંહ્ય દેખાવમાં તારા મહોડાના બત્રીસે દાંત પડી ગયા પરંતુ તારા ઘટમાં તો વાસના રૂપી દાંત લોઢાના બનેલાજ છે આથી વારંવાર ગર્ભવાસમાં ગોથા ખાય છે. અને વિષયરૂપી ચણા ચાબ્યા કરે છે. તેજ આશા, તેજ વાસના અને તેજ તૃષ્ણા તને સંસારમાં પુનઃ દોરી લાવે છે. તારા શરીરની તમામ શકિત ક્ષીણ થઈ ગઈ પરંતુ મનની શકિત બેવડી વૃદ્ધિ પામેલ છે અને તેથી તારા અંતઃકરણમાં મેલ ભરેલો રહેલ છે. માટે તું હવે આ સર્વ ભ્રમની તપાસ કરી તેનો ત્યાગ કર અને શુદ્ધ પારખરૂપ બની આવાગમનથી બચ. જો તેમ નહીં કરે તો જ્યાં સૂધી આશા, તૃષ્ણા તેમજ વિષય આદિમાં અત્યંત ગુંથાઇ રહીશ, અને અન્ય બ્રહ્મ યા આત્મા બનવાની ચાહના રાખીશ ત્યાંસુધી ભ્રમમાંજ રહેવાનો. કબીર સાહેબ કહે છે કે હે સંતો, શ્રવણ કરો. સર્વ ડહાપણ (સયાની) જેની પાસે હોય પરંતુ ખરી પારખ ન હોય તો તેનું સર્વ ડહાપણ કાંઈ કામ આવતું નથી. કારણકે આ સ્થૂલ દેહના છુટવા સાથેજ તેનું ડહાપણ પણ છુટી જવાનું. કહેવાનું તાત્પર્ય એવું છે કે ગમે તેવું ડહાપણ અને વિદ્વતા મનુષ્ય ધારણ કરતો હોય પરંતુ તેનામાં ખરી પારખ શકિત ન હોય અર્થાત તે પારખ પદને પ્રાપ્ત થયો ન હોય તો તેની વિદ્વતા, તેનું ડહાપણ

આદિ જે કાંઈ ઐહિક પ્રસંશનીય ગુંણો હશે તે સર્વ મિથ્યાજ છે અર્થાત ખરૂં પારખપદ પ્રાપ્ત કરવા સર્વએ પ્રયાસ કરવો આવશ્યક છે.

---

### પદ ૩૪ મું.

રામનામ બિનુ રામનામ બિનુ, મિથ્યા જન્મ ગમાયે હો.
સેમર સેઇ સુવા જયોં જહંડે, ઉન પરે પછતાઇ હો.
જૈસી મદપી ગાંઠિ અર્થ દૈ, ઘરહુકી અકિલ ગમાઇ હો.
સ્વાદે વોદ્ર ભરે ધૌ કૈસે, ઓસે પ્યાસ ન જાઇહો,
દ્રબ્યહીન જૈસે પુરૂષારથ, મનહીમાંહિ તવાઇ હો.
ગાંઠી રતન મર્મ નહિ જાને, પારખ લીન્હા છોરી હો.
કહહિં કબીર યે ઔસર બીતે, રતન ન મિલે બહોરી હો.

અર્થ—'એક રામનામ જાને બિના, ભૌ બુડી મુવા સંસાર' આ ઉકિત અનુસાર રામ નામનું ખરૂં રહસ્ય જાણ્યા વગર મિથ્યાં અનુમાન અને કલ્પનામાં જન્મ ગુમાવ્યો. હે જીવ, તારા વગર રામનામની કલ્પના કોણ કરશે? જેમ સેમરનું પુષ્પ દેખાવમાં ઉત્તમ જોઈ તેના ઉપર પોપટની દ્રષ્ટિ પડી અને તેના રૂપમાં લોભાઇ તેનું સેવન ઉત્તમ ફળની આંશાએ કરે છે પરંતુ. તે ખુલ્લી જતા તેમાંથી રૂ ઉડવા લાગે છે તેવે વખતે તેને અત્યંત પશ્ચાતાપ થાય છે તેવીજ રીતે ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચતુષ્ઠયની આશાએ ભકિતનું મહાન મહાત્મ્ય સમજી જીવે રામનામનું સેવન કર્યું પરંતુ રામનું છેવટ જોયું તો જગતજ

રામ જણાયું. આ વખતે તેને ભ્રાંતિ થઈ અને મહાન પશ્ચાતાપ થયો. જેવી રીતે દારૂડીઓ ગાંઠના પૈસા ખરચી દારૂ પી પોતાની અક્કલ ખુવેછે તેવીજ રીતે ગુરૂવાલોકોને પોતાના તન, મન અને ધન અર્પણ કરી રામની ભક્તિ કરવા માંડે છે. શ્રુતિશાસ્ત્રના પ્રમાણથી જગત આત્મા બને છે. આથી પોતાની અક્કલ જે શાક્ષી દશા હતી તેપણ ગુમાવી. શું કાંઇ સ્વાદથીજ પેટ ભરાયછે? નહીંજ. બ્રહ્મતો જગતનો સ્વાદ છે. જીવના સ્વાદમાં જીવ તદાકાર થયો એટલે આવાગમનથી કેવી રીતે રહિત થાય? ઝાકળના પાણીથી તરસ કેવી રીતે છીપે? તેમ. ઝાકળના પાણીથી તરસ છીપતી નથી તેજ પ્રમાણે યોગ, સમાધી અને કર્મ આદિ કરવાથી જગતનું દુઃખ છુટતું નથી. જેમ કાઇ દ્રવ્યહિન પુરૂષ અનેક પુરૂષાર્થ દેખાડે છે પરંતુ જ્યારે કામ પડે છે ત્યારે મનના ઘોડા મનમાંજ સમાય છે અને કોઇ પણ રીતે તેનું ધાર્યું થતું નથી તદ્દવત પારખ વગર આ જીવ અત્યંત પુરૂષાર્થ દાખવે છે કે હું બ્રહ્મ, હું શાક્ષી, હું સિદ્ધ, હું આત્માઆદિ. કીંતુ પૂછશો કે બ્રહ્મ, શાક્ષી, સિદ્ધ, આત્મા કયાં છે ત્યારે સર્વ જગત કહી મનમાં ગુમ ખાઇ બેસી રહેશે. રતન એટલે જીવ તેને નાના પ્રકારની ગાંઠ પડી ગઇ. કર્મની, ધર્મની, વિષયની, જ્ઞાનની અને વિજ્ઞાનની. આ પાંચે ગાંઠથી તે છૂટી શકતો નથી. જેમ જેમ કલ્પના, અનુમાન કરે છે તેમ તેમ અધિક અધિક ગુંચાય છેઅને અત્યંત દુઃખ પામે છે. તેથી આવા દુખિયા જીવને માત્ર પારખજ છોડાવી સ્વપદ્દ કરી શકે છે. જ્યારે પારખ પ્રાપ્ત થાય છે ત્યારે આ સર્વ પાંચે ગાંઠો પારખને છોડી પારખરૂપ થાય છે અને આવાગમન રહિત થાય છે. બ્રહ્મ જગતથી ન્યારા બની સ્થિર થાય છે. કબીર સાહેબ કહે છે કે હે ભાઇ, પારખ પ્રાપ્ત

કરવાનો આજ અવસર છે. હવે જો આ અવસર મનુષ્ય જન્મમાં ચુકી જવાયો તો પુનઃ જીવ પારખને પ્રાપ્ત કરી શકશે નહી. કબીર સાહેબની કહેવાની મતલબ એવી છે કે આ મનુષ્યદેહ સર્વોત્તમ હોઇ સત્યાસત્યની તૂલના કરી શકે છે અને તેથીજ અન્ય રસ્તે નહીં જતાં આવાગમ રહિત થવાના માટે સત્ય પારખ શોધો અને શોધી તે ગ્રહણ કરી પારખરૂપ બની પુનરાગમન રહિત બનો. મતલબ સત્ય પારખનું શોધન કરો.

---

## પદ ૩૫ મું.

ઐસનિ દેહ નિરાલપ બૌરે, મુવલે છુવૈ નહિં કોઈ હો.
ડંડવાકી ડોરીયા તોરિ લરાઈનિ, જો કોટિન ધન હોઈ હો.
ઉર્ધ્વ નિશ્વાસા ઉપજી તરાસા, હકરાઇનિ પરિવારાહો.
જો કોઇ આવૈ બૈગિ ચલાવૈ, પલ એક રહન ન પાઈ હો.
ચંદન ચીર ચતુર સબ લેપૈં, ગરે ગજમુકતાકે હારા હો.
ચૌસઠ ગીધ મુયે તન લૂટૈ, જંબુકન વોદ્ર બિદારા હો.
કહહિં કબીર સુનૌ હો સંતો, જ્ઞાનહીન મતિ હીના હો.
એક એક દીના યાહિ ગતિ સબકી, કહાં રાવ કહાં દીનાહો.

અર્થઃ—કબીર સાહેબ જીવને સંબોધી કહે છે કે હે દિવાના જીવ, આ આવી માનુષ દેહ કે જે સંતસંગ કરવા યોગ છે તે તું નાહાક વિષય ભોગમાં ગુમાવે છે. મનુષ્યની ઉમ્મર થોડી યાને અલ્પાયુ છે તે પ્રાપ્ત કરી પારખીને સકળ ફાંસ (આવરણો)નો ત્યાગ કર. જો તું પારખી તેમનો ત્યાગ નહીં કર તો કુટુંબ, પરિવાર, પુત્ર સ્ત્રી આદિની પાછળ તું તારો જન્મ નિર્થક ગુમાવે છે. તે તમામ તારા મૃત્યુ વખતે તને અડકશે પણ નહીં.

કદાચ તારી પાસે કરોડો રૂપિયાનું ધન હશે તો પણ 'તારી કમ્મર ઉપરનો સારો કંદોરો હશે તે પણ તોડી ફેંકી દેશે. તારા સાથે એક કોડી પણ આવવાની નથી. હે સંતો જ્યારે દેહ છુટવાનો સમય નજદિક આવે છે ત્યારે જીવને ઉર્ધ્વ શ્વાસ શરૂ થાય છે અને નાડી તૂટવા માંડે છે. આવે વખતે જીવ ગભરાય છે અને તે કહે છે કે અરે કોઇ મારી સ્ત્રીને બોલાવો, મારા પુત્રોને મારા સામે લાવો, મારા મિત્રોને બોલાવો, મિત્રોને સંબોધી કહે છે કે મિત્રો!, મારી સ્ત્રીને, મારા પુત્રોને સંભાળશો, તેમની આબરૂ તમારા હાથમાં છે, તેઓને હું તમોને સોંપી જાઉછું મારી મિલકત, ધન, દોલત જે કાંઇ છે તે તમારે હવાલે છે, મારૂં નામ ન બુડે તેમ કરશો, મારો પૈસો કમતી કરતા નહીં. હું હવે જાઉ છું. હાય! હવે મારી સ્ત્રીના લાડકોડ કોણ પુરાં કરશે! હાય! હવે તેને હુ પુનઃ જોઇ શકીશ નહીં આવા વિલાપમાં નાંડીનું આકર્ષણ થયું અને હાથની નાડી કંઠમાં અને પગની નાડી પેડુમાં ગઇ. આ વખતે કંઠ રૂંધાઇ જાય છે. કંઠ રૂંધાતા બોલવાની શકિત નહીં રહેતા વાત ઇસારા ઉપર આવે છે, હવે જ્યારે આંખની નાડીનું પણ આકર્ષણ થાય છે ત્યારે તમામ તાર તૂટે છે. સૂર્ય ચંદ્ર અગ્નિ વિજળી સમાન આંખની આગળ ચમકવા લાગે છે અને આંખની સામે બ્રહ્માંડમાં નાના પ્રકારના નાદ ઉઠવા લાગે છે. આ વખતે જીવ ગભરાય છે અને નાના પ્રકારના અધ્યાસ ઉઠવા લાગે છે. આખરે તમામ નાડી હૃદય સ્થાનમાં આવે છે તે વખતે નાડીની ગ્રંથી ખુલી જતા સુષુપ્તિ અવસ્થા થાય છે આખરે દેહ છુટી સુષમના નાડી જીવને લઈ ઉડી જ્યાં 'આસા ત્યાં પાસા'ને પ્રાપ્ત થઈ જાયછે. અર્થાત

અંતકાલે જેવી વાસના તેવી ગતિ થાય છે. હવે તે વખતે કોઈ આવે છે તે કહે છે કે હવે આ મૃતક દેહને એકદમ ઉપાડી સ્મશાનમાં લઇ ચાલો. એક ક્ષણભર પણ રાખવા નહીં દેતા તરતજ બાળી નાંખશો. જેઓ અત્યંત ચતુરાઇ કરતા હતા અને શરીર ઉપર ચંદન લગાવતા હતા અને નાના પ્રકારના સૌગંધિક પદાર્થો વાપરતા હતા, મૂલ્યવાન વસ્ત્રો ધારણ કરતા હતા, ગળામાં ગજમૌક્તિકની માળા ધારણ કરતા હતા, તેવાઓનું શરીર જ્યારે જંગલમાં છુટયું ત્યારે ન તો કુટુંબ કામ આવ્યું કે ન તો પૈસો કામ આવ્યો. ગીધ આદિ પક્ષીઓ તે મૃતક દેહને ખાવા લાગ્યા અને શિયાળે પેટ ફાડી નાંખ્યું. અથવા કોઇએ અગ્નિમાં બાળી નાંખ્યું અગર માટીમાં દફનાવી દીધું. દેહ, ધન, કુટુંબ કાંઇ કામ આવ્યું નહીં. આથી ગુરૂ કહે છે કે હે સંતજનો, જે જ્ઞાનહિન મતિહિન જીવ છે, તેની આવી ગતિ થાય છે. પરંતુ પોતાની સ્થિતિ કહી શકાઇ નહીં. જે કોઈ છે તેની એવીજ ગતિ થવાની. ચાહે તે રાજા હો યા તો ગરીબ હો પરંતુ તમામની આખરે એક દિવસ તેવીજ ગતિ થવાની. અર્થાત નામ તેનો નાશજ થવાનો. માટે કબીર સાહેબનું કહેવું છે કે આ ક્ષણવત્ તમામ ચીજો ઉપરથી આશક્તિ કાહાડી નાંખી પારખપદ તરફ વળવું આવશ્યક છે. અર્થાત્ ઐહિક સુખનો ત્યાગ કરવો અને પારખપદ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો એ દરેકના માટે આવશ્યક છે. ટુંકામાં પુનરાગમન રહિત થવા માટે સત્યપારખ બનવું એ દરેકના માટે પરમાવશ્યક છે અને પારખપદ પ્રાપ્ત કરવા ખાસ કબીર સાહેબનો હર જગ્યાએ ઉપદેશ છે.

પ્રથમ ભાગ સમાપ્ત.